॥ श्रीहरिः शरणम् ॥

श्रीविश्वनाथशास्त्री-प्रभाकर-संकलिता

प्रारम्भिक पाणिनीय-

# परमलघुसिद्धान्तकौमुदी

## पूर्वार्द्ध-तथा-उत्तरार्द्ध

વિજયા ગુજરાતી ટીકાસહિતા


— લેખક —

શાસ્ત્રી દયાશંકર રેવાશંકર શર્મોપાધ્યાય

વારાણસી=વ્યાકરણ-સાહિત્ય-પુરાણ-વેદાન્તાચાર્ય

પ્રધાનાધ્યાપક શ્રીમનોહરમ સ્કૃત પાઠશાળા

ઉપાધ્યાપક શ્રી સ્વામિનારાયણસંસ્કૃત મહાવિદ્યાલય

અમદાવાદ-૧



[ सर्वाधिकारा लेखकाधीनाः ]



-પ્રકાશક-

વૈદ્યરાજ શ્રી સોમાભાઈ પટેલ

ી. એ. ી. ફામ. એસ. એસ. બી આયુર્વેદભિ

જરાત આયુર્વેદયુનિવર્સિટી સેનેટ ૧૦૫ અમદાવ

દ્વિતીયાવૃત્તિ

ર્દ્ધ પ્રત-૧૦૦૦- સન ૧૯૬૭૦૬૯ નવ

પ્રત-૫૦૦ સન ૧૯૭૯

મૂલ્ય=૫=૫૦

મુદ્રક- શ્રી ત્રિભુવનદાસજી શાસ્ત્રી

પ્રિન્ટીંગ પ્રેસ કાંકરીયારોડ અમદાવાદ-

॥ श्रीहरिः शरणम् ॥

श्रीविश्वनाथशास्त्री-प्रभाकर-संकलिता

# प्रारम्भिक पाणिनीय-
# परमलघुसिद्धान्तकौमुदी

## पूर्वार्द्ध-तथा-उत्तरार्द्ध

વિજયા ગુજરાતી ટીકાસહિતા

— લેખક —

શાસ્ત્રી દયાશંકર રેવાશંકર શર્મોપાધ્યાય

વારાણસી=વ્યાકરણ-સાહિત્ય-પુરાણ-વેદાન્તાચાર્ય

પ્રધાનાધ્યાપક શ્રીમનોહરસંસ્કૃત પાઠશાલા

ઉપાધ્યાપક શ્રી સ્વામિનારાયણસંસ્કૃત મહાવિદ્યાલય

અમદાવાદ-૧

[ सर्वाधिकारा लेखकाधीनाः ]

62753

-પ્રકાશક-

વૈદ્યરાજ શ્રી સોમાભાઈ પટેલ

બી. એ. બી. કોમ. એલ. એલ. બી આયુર્વેદભિષક

ગુજરાત આયુર્વેદયુનિવર્સીટી સેનેટ રુમ અમદાબાદ

દ્વિતીયાવૃત્તિ

પૂર્વાર્દ્ધ તથા ઉત્તરાર્દ્ધ પ્રત-૧૦૦૦- સન ૧૯૬૭।૬૯ ન૨૦ જૂન

ઉત્તરાર્દ્ધ પ્રત-૫૦૦ સન ૧૯૬૯ જૂન

મૂલ્ય=૫=૫૦

મુદ્રક- શ્રી ત્રિભુવનદાસજી શાસ્ત્રી

શ્રી રામાનન્દ પ્રીન્ટીગ પ્રેસ કાંકરીયારોડ અમદાવાદ-૨૨

# સ—મ—ર્પ—ણ

મારાં સ્વ. માતાપિતા તથા પ. પૂ. સ્વ. ગુરુશ્રી
ગિરિજાશંકરજી તથા પ. પૂ. સ્વ. ગુરુશ્રી ભોલા-
નાથજી તથા પ. પૂ. ગુરુશ્રી દુર્ગાનાથજી
તથા વારાણસીસ્થ સ્વ. પ. પૂ. ગુરુશ્રી
સભાપતિજી તથા પ. પૂ. ગુરુશ્રી
બાલકૃષ્ણભાઈ તથા મારા પ. પૂ.
વડીલબંધુ શ્રી મણિશંકર
રેવાશંકર

—તથા—

અમદાવાદ નરનારાયણદેવ પીઠાધીશ્વર પ. પૂ.
ધ. ધુ. આચાર્યવર્ય શ્રી દેવેન્દ્રપ્રસાદજી વસુદેવ-
પ્રસાદજી તથા ભાવ્યાચાર્ય વર્ય શ્રી તેજેન્દ્ર
પ્રસાદજી મહારાજ શ્રીના કરકમલમાં
આ મારું 'વિજયા' ગુજરાતી ટીકાવાળું પુસ્તક સમર્પિત
કરીને કૃતાર્થતા અનુભવું છું.

यतः-
विद्यादाताऽन्नदाता च कन्यादाता तथैव च।
जन्मदो ज्येष्ठबन्धुश्च पञ्चैते पितरः स्मृताः॥

આપનો વિનમ્ર બાલક
શાસ્ત્રી દયાશંકર શર્મોપાધ્યાય

## દ્વિતીય આવૃત્તિનું યથાર્થ નિવેદન

'પ્રાર લિક–પાણિનીય–પરમલઘુકૌમુદી'ની વિજયા ટીકા સાથેની આ બીજી આવૃત્તિ પૂર્વાર્ધ અને ઉત્તરાર્ધમા એક પુસ્તકરૂપે પ્રસિદ્ધ કરતાં આનંદ થાય છે. દ્રવ્યના સંકોચને લઈને આનો પૂર્વાર્ધ ભાગ ઈ સ. ૧૯૬૭ ના નવેમ્બર મા પ્રકાશિત કરેલો. તે પછી વૈદ્યરાજ શ્રી સોમાભાઈ ઈશ્વરભાઈ પટેલની પ્રેરણાથી તેમજ મારા અંતરાત્માનો અવાજને લઈને આ ઉત્તરાર્ધ નવેસરથી તૈયાર કરી મૂકવામાં આવ્યો છે. આ બન્ને ભાગો એક પુસ્તક રૂપે ભેગા બાંધવી પુડ્યા છે તેમાં પણ આર્થિક દૃષ્ટિએ જ ભાગ ભજવ્યો છે.

**काणादं पाणिनीयञ्च सर्वशास्त्रोपयोगिकम्** એ સૂક્તિ અનુસાર આયુર્વેદ કોલેજમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓની અભ્યાસ ક્રમ મુજબ જુદા જુદા પુસ્તક રૂપે માગણી હોવા છતાં નિરુપાયે એકજ પુસ્તક રૂપે બનાવવું પડ્યું છે. આ તો સંસ્કૃતના અભ્યાસ કરવા ઈચ્છતા જિજ્ઞાસુઓને તેમજ આયુર્વેદ કોલેજમાં તેમજ ઇતર કોલેજમા સંસ્કૃત વિષય લેનારા વિદ્યાર્થીઓને ઉપયોગી થઈ પડે અને એ રીતે આ કાયા પાસેથી પરમકૃપાળુ પરમાત્મા જે રીતે કાર્ય લઈ શકે એ રીતે પણ કંઈક કરી છૂટવું એ ઉદ્દેશથી આ પુસ્તક તૈયાર થયેલું છે. વળી મારે વારંવાર કહેવું પડે છે કે આમાં વૈદ્યરાજ શ્રીસોમાભાઈ ટેલના આગ્રહેજ મુખ્ય ભાગ ભજવ્યો છે.

આરી અસહ્યમોઘવારી છતા પૂર્વાર્ધ અને ઉત્તરાર્ધની પડતર કિંમત જ એટલે કે રૂા. ૫–૫૦ રાખવામાં આવી છે જ્યારે જેમણે પૂર્વાર્ધ વસાવી લીધો હોય તેમની અનુકૂળતા માટે માત્ર ઉત્તરાર્ધ છૂટોપણ રૂા. ૩–૦૦ની કિંમતે મળશે આમાં જે કંઈ ત્રુટીઓ જણાય તે અંગે ક્ષમ્ય ગણી તે તરફ ધ્યાન દોરવામા આવશે તો નવી આવૃત્તિ વખતે એ બનતી કોશિશે સુધારો લેવાશે. આ પુસ્તકના સંશોધન કાર્યમાં મારા અભિન્ન મિત્ર ચંદ્રકાન્ત જે. શાસ્ત્રીએ ખુબજ સહકાર આપ્યો છે. તેમનો આભાર માનું તેટલો ઓછો છે. આશા છે કે આ પુસ્તકને ગુજરાતના આયુર્વેદ કોલેજના પ્રિન્સિપાલો, પ્રાધ્યાપકો વિદ્યાર્થી બંધુઓ, બહેનો અને સંસ્કૃતભાષા પ્રેમીઓ પોતાનો સક્રિય સહકાર આપી હૂંફ આપશે.

નિવેદક
દયાશંકર રેવાશંકર શાસ્ત્રી

# प्रकरणानुक्रमणिका

## पूर्वार्द्ध



## उत्तरार्द्ध

# યથાર્થ પ્રાક્કથન

ગુજરાત યુનિવર્સિટીએ બી એ સંસ્કૃત સ્પેશિયલમાં માન્ય રાખેલી '**વૈયાકરણ સિદ્ધાંતકૌમુદી**'ના સંજ્ઞા, પરિભાષા, પંચસંધિ, અને કારક પ્રકરણો '**સૂર્યા**' નામની સુંદર ગુજરાતી ટીકા લખી મેં બહાર પાડેલાં પ્રકાશન કાર્યમાં 'દ્રવ્ય'ની ખૂબ જ આવશ્યકતા જણાયેલી, તેથી દ્રવ્ય, પ્રેસકાર્ય, પ્રચાર, તેમજ પુસ્તકોની ગુણવત્તા, જોઈને અનેક સહૃદયી, તથા સંસ્કૃતના વિદ્વાનો તેમજ કોલેજોના પ્રાધ્યાપકોનું માર્ગદર્શન મળેલું. અને તેમાં કાશીના સંસ્કૃત પંડિત સમુદાયમાં માન્ય પ. પૂ સ્વ. ગુરુવર્ય શ્રી '**સભાપતિજી**' તથા ગુર્જર માતૃભાષીય '**શ્રી વારાણસેય સંસ્કૃત વિશ્વ વિદ્યાલય**' **વારાણસી**ના પ્રાચીન નવ્ય વ્યાકરણ પ્રાધ્યાપક પ પૂ ગુરુજી **બાલકૃષ્ણ શાસ્ત્રીજી** તથા શ્રી **ડાલરરાય માંકડ**, અને **જમિયતરાય જે પંડ્યા**, શ્રી **ભગવતીપ્રસાદ પંડ્યા**, શ્રી **અરુણોદય જાની**, વડોદરા, **ભાઇશંકરભાઇ પુરોહિત**, મુંબઈ વગેરે અનેક સંસ્કૃતના પ્રાધ્યાપકોના અભિપ્રાયો ઉપરોક્ત પ્રકરણોમાં અંશતઃ પ્રકાશિત કરેલા છે.

ઉપરનાં પ્રકાશિત પુસ્તકો મારા મુરબ્બી ભાઈશ્રી **વૈદ્યશાસ્ત્રી નટવરલાલ નારાયણશંકર પ્રાણાચાર્ય**, ગુજરાત રાજ્ય આયુર્વેદ બોર્ડના પ્રમુખશ્રીને મળેલા, તેઓશ્રીએ હાલમાં **જૂનાગઢ** ખાતેની સરકારી આયુર્વેદિક ફાર્મસીના પ્રધાન વહીવટ કરનારા **વૈદ્યરાજ શ્રી સોમાભાઇ પટેલ**ની મુલાકાત કરાવી મારા પ્રકાશિત પુસ્તકો, તેઓશ્રીને ખૂબ જ યોગ્ય લાગ્યાં. અને **પંચસંધિ** પ્રકરણમાં તેઓશ્રીએ યથાશક્તિ સહાય આપી, અને અપાવેલી. અને પુસ્તકની યોગ્યતા ખૂબ શ્રીગુવટભરી દૃષ્ટિએ વિચારી.

ત્યાર બાદ એકાદ વર્ષ પછી શુદ્ધ આયુર્વેદનો અભ્યાસક્રમ નક્કી થતાં **પાણિનીય વ્યાકરણ શાસ્ત્ર** સર્વશાસ્ત્રોપકારક હોઈ **પ્રારંભિક પાણિનીય ઉર્ફે** પરમ લઘુ સિદ્ધાંતકૌમુદી નામનું પુસ્તક પ્રથમ

વર્ષના અભ્યાસક્રમમાં નક્કી થતાં ફરીથી મારો સંપર્ક સાધ્યો. અને મને કહ્યું કે આ પુસ્તકની ટીકા ગુજરાતીમાં પ્રસિદ્ધ કરો.

સંસ્કૃતના વિદ્વાનોને આર્થિક કષ્ટ હોય છે જ, તેથી મે તેઓશ્રીને પુસ્તક છપાવવા ના પાડી, અને કહ્યું કે જો આપ પુસ્તક છપાવો તો હું નિઃશુલ્ક લખી આપીશ. ત્યાર બાદ એક સપ્તાહ વિચાર કરીને મને તેઓશ્રી મળ્યા, અને કહ્યુ કે શાસ્ત્રીજી આપ પુસ્તક લખો, અને હું આપશ્રીને આર્થિક તમામ સહાય આપીશ તેઓશ્રીની આ **પરોપકાર વૃત્તિ** અને **સંસ્કૃત** પ્રત્યેનો ખૂબ જ આદર જોઈ, મેં તેઓશ્રીને કહ્યું કે આ પુસ્તક છપાવવાનું જે કાંઈ ખર્ચ થાય, **તે ખર્ચનું દ્રવ્ય આપશ્રીને પરત કર્યા બાદ જે કોઇ દ્રવ્ય બચે, તેનો હક્ક, હિસ્સો આપનો રહેશે નહીં.** અને તે દ્રવ્ય મારે ગમે તે પુસ્તક છપાવવું હોય તેમાં ખર્ચી શકું તે વાત પણ તેઓશ્રીએ વિના સંકોચે સ્વીકારી. તેથી જ મેં પુસ્તક પ્રકાશનમાં બીજી આવૃત્તિમાં પણ તેઓશ્રીનું નામ **પ્રકાશક** તરીખે રાખેલું છે.

**નામકરણ**

*मन्दः कवियशःप्रार्थी गमिष्याम्युपहास्यताम् ।*
*प्रांशुलभ्ये फले लोभादुद्बाहुरिव वामनः ॥*

એ કાલીદાસની સૂક્તિના આધારે, લેખનકાર્ય કઠિન તેમજ પાણિનીય વ્યાકરણ વધારે કઠિન હોવાથી **ત્રિગુણાત્મિકા ભગવતી મહાસરસ્વતી**નુ સ્મરણ, સપ્તશતી પાઠથી કરતો હતો. તે વખતે " विजया स्यात् पृष्टतः " વચનનું ઉચ્ચારણ થતું હતું, તે વખતે મારા પૂ. **મોટાભાઈ શ્રી શંકરલાલ મોહનલાલ ઉપાધ્યાય** તથા તેમનાં ધર્મપત્ની મારા પૂ. ભાભીશ્રી **'વિજયા'** બંને મુંબઈથી આવેલાં તે જ વખતે આ પુસ્તકની ગુજરાતી ટીકાનું નામ **'વિજયા'** રાખવું એમ સંકલ્પ કરીને જ ટીકા લખવાની શરૂઆત કરેલી.

સંસ્કૃત અને સંસ્કૃતજ્ઞની ઉપર ખૂબ જ અભિરુચિ ધરાવનારા

અને પ્રકાશનીય પુસ્તકમા નિ સ્વાર્થ ધનનુ આદાનપ્ર ાન સરકનાવ્યા, તથા આયુર્વેદના ઉદ્ધારાર્થે કરનારા શ્રી સોમાભાઈ પટેલનો દ્ ંકો **યથાર્થ પરિચય** બતાવવો તે અયોગ્ય નથી જ એમ મારુ મન્તવ્ય હોવાથી તેઓશ્રીનો પરિચય નીચે પ્રમાણે આપુ છુ.

## વૈદ્યરાજ સોમાભાઈ ઈશ્વરભાઇ પટેલ

શ્રી સોમાભાઈ પટેલ ગામ **નાર** તા પેટલાદ, જિ ખેડાના વતની છે તેઓશ્રીએ મેટ્રિક સુધીનો અભ્યાસ પોતાના વતનમાં કર્યો છે સન ૧૯૩૫માં મેટ્રિક પાસ થયા ઇ સ ૧૯૩૯મા ગુજરાત કૉલેજ અમદાવાદ દ્વારા બી એ પાસ થયા ઇ સ ૧૯૪૧માં લૉ–કૉલેજ અમદાવાદ દ્વારા એલએલ બી થયા અને ઇ સ ૧૯૪૨માં એચ–એલ કૉમર્સ કૉલેજ દ્વારા બી કૉમ થયા

ત્યાર પછી શુદ્ધ આયુર્વેદનો શોખ જાગવાથી પોતે રાજવૈદ્ય શ્રી **પ્રભાશકર નાનભટ્ટ** ગઢડાવાળાનો સમ્પર્ક સાધી ઇ સ ૧૯૪૪ થી ૧૯૬૫ સુધી તેઓશ્રીના પાસે સતત ૧૨ વર્ષ રહીને આયુર્વેદનો અભ્યાસ કર્યો અને તે દરમ્યાન ૧૯૪૬માં આયુર્વેદ ભિષક્‌ની પરીક્ષા પાસ કરી

પોતે મિલ લાઈનમાં સેલ્સમેન સુધી કાર્ય કરે છે છતાં શુદ્ધ આયુર્વેદમા વધારે રસ લાગવાથી મિલ લાઈનમા ઓછુ કામ કરીને આયુર્વેદના પ્રેક્ટિસ સ્વતન્ત્ર રીતે કરે છે અને ખાડિયા ચાર રસ્તા તથા પોતાના બંગલે આયુર્વેદની પ્રેક્ટિસ કરે છે

સન ૧૯૬૩ની સાલમાં ગુજરાત સરકારે આયુર્વેદ બોર્ડમાં તથા શુદ્ધ આયુર્વેદ પાઠ્યક્રમ સમિતિના માનદ **મંત્રી** તરીકે તેમની નિમણૂક કરી હતી તે પછી સને ૧૯૬૪–૬૫માં ગુજરાત સરકારે ગુજરાત આયુર્વેદ બોર્ડના પ્રથમ ચેરમેન તરીકે તેમને નીમ્યા હતા

તા ૨૧–૭–૬૫થી અત્યાર સુધી ગુજરાત આયુર્વેદ વિકાસ મ ડળના સભ્ય સચિવ તરીકે જૂનાગઢ ખાતેની સરકારી આયુર્વેદિક

ફાર્મસીનો વહીવટ સંભાળે છે. પાંચ વર્ષ સુધી આ કામ માટે સરકારે તેમની નિયુક્તિ કરી છે. અત્યારે જ્યારે ગુજરાતમાં આયુર્વેદ યુનિવર્સિટીની સ્થાપના જામનગર ખાતે થઈ છે તેમાં **સેનેટના સભ્ય** તરીકે ચૂંટાઈ આવેલ છે. વળી તેઓશ્રી આયુર્વેદ ઉપરાંત વેદાન્ત, સંગીતના પણ ઉપાસક છે. ને વ્યાકરણમાં **સિદ્ધાન્તકૌમુદી** પણ શીખવા માટે વારંવાર મને જણાવે છે. અને શાસ્ત્રમાં ખૂબ જ રસ ધરાવનાર વ્યક્તિ છે

આયુર્વેદના વિકાસ માટે ગુજરાત તથા સૌરાષ્ટ્રના સમ્માનનીય વૈદ્યોનો પરિચય મેળવી, અનેક સંમેલનો આયુર્વેદના ઉદ્ધાર અને વિકાસ માટે ભરેલાં અને હાલમાં પણ આયુર્વેદનો વધારે વિકાસ થાય તે માટે જ આ પુસ્તકની દ્વિતીય આવૃત્તિ પ્રકાશન કરવા માટે નિઃસ્વાર્થ સેવા આપવા તૈયાર થયેલ છે, તે જ તેમની આયુર્વેદ પ્રત્યેની **સંનિષ્ઠા, નિઃસ્વાર્થ સેવા, મમતા, પ્રેમ** અને **પરોપકારવૃત્તિ** સૂચવે છે. તેઓશ્રીની અનિર્વચનીય કાર્યદક્ષતા જોઈ ને જ સમાનનીય વૈદ્યોએ તથા ગુજરાત રાજ્યના ભૂતપૂર્વ આરોગ્ય મન્ત્રી શ્રી **મોહનલાલભાઇ વ્યાસ** સાહેબે તેમને સેક્રેટરી તથા પ્રમુખ વગેરે સ્થાને નીમ્યા હતા ને હાલમાં પણ જૂનાગઢની ફેકલ્ટીમાં સેવા આપી રહ્યા છે.

**પ્રારંભિક પાણિનીય**–ગુજરાતના વિદ્યાર્થીઓને ભણવાનું અઘરું લાગતું હતું તેને લઈને આ પુસ્તકની ગુજરાતીમાં ટીકા થાય તો, સારું, અને તેથી જ તેઓશ્રીએ મારો સંપર્ક સાધેલો, "ગુજરાત આયુર્વેદ યુનિવર્સિટી"એ માન્ય રાખેલા અભ્યાસક્રમમાં આ પુસ્તકની **દ્વિતીય આવૃત્તિ** પ્રકાશિત કરવા માટે મેં તેઓશ્રીને કહ્યું કે હાલમાં છાત્રોને ખૂબ જ તકલીફ પડે છે અને પ્રથમ પુસ્તકની એક પણ પ્રત નથી. અને છાત્રો મારે ઘેર આવીને નિરાશ થઈ પાછા જાય છે. તો આપશ્રી ફરીવાર પુસ્તક પ્રકાશિત કરવા દ્રવ્યની સહાયના પૂર્વવત્ આપો. તેઓશ્રીએ સહર્ષ સહાયના આપવાનું સ્વીકાર્યું અને આ દ્વિતીયાવૃત્તિ તદ્દન નવી જ લખાને–તેઓશ્રીની સહાયનાથી પ્રકાશિત કરી શક્યો છું.

## દ્વિતીય આવૃત્તિ

દ્વિતીય આવૃત્તિ, આપ સર્વ છાત્રો, સંસ્કૃતાનુરાગીઓ અને વિશેષ-
ગુજરાત આયુર્વેદ યુનિવર્સિટીમાન્ય તમામ કૉલેજના સમાનનીય
કૃતના પ્રાધ્યાપક સાહેબો સમક્ષ આ પૂર્વાર્ધ ભાગ મૂકવા માટે
ભોએ પ્રેરણા આપી છે. તેથી આપ સર્વ આ નૂતન દ્વિતીય આવૃત્તિને
ઈ, વિચારી, અનુભવીને મારા પ્રયત્નને સફળ કરશો એવી આશા
થે વિરમીશ ભગવતી મહાસરસ્વતી દરેકનું કલ્યાણ કરો અને
રાસાર તત્ત્વજ્ઞાન માટે સર્વને સદ્બુદ્ધિ આપો. આ નૂતન આવૃત્તિમાં
ષદોષ, બુદ્ધિમાન્દ્ય આદિ અનેક કારણોને લઈ ને ત્રુટિઓ રહેલી હોય
ને આપ સર્વ ક્ષમ્ય ગણીને મને સૂચના આપશો જેથી સુધારણા
પરા કરીશ સર્વજ્ઞ તો કેવળ ઈશ્વર જ છે
અન્તમાં પ્રથમાવૃત્તિ તેમજ દ્વિતીય આવૃત્તિમાં મા વાણી ને
કેરાથી સક્રિય સહકાર આપનાર આપ સર્વનો આભાર માનીને વિરમીશ

નિવેદક-લેખક

## પ્રસ્તાવનોપક્રમ

• મુરબ્બી પંડિતપ્રવર શ્રી દયાશંકર શાસ્ત્રી સંપાદિત **પ્રારમ્ભિક**
**પાણિનીય=પરમલઘુસિદ્ધાન્તકૌમુદી**ની પ્રસ્તાવના લખતાં મને
અત્યંત આનંદ થાય છે.

આર્થિક તેમજ શારીરિક દૃષ્ટિએ પ્રતિકૂળ સંજોગોમાં કેવળ
સંસ્કૃત સેવાની જ ભાવનાથી કાર્યરત રહેતા શાસ્ત્રીજીના અવિરત
પ્રયત્નના પરિપાકરૂપ આ સર્જનના નિકટના સાક્ષી તરીકે હું ગૌરવ
તથા આનંદ અનુભવું છું આ પુસ્તકની બીજી આવૃત્તિ આટલા ટૂંકા
સમયમાં પ્રગટ થાય છે, એ જ હકીકત પુસ્તકના સંપાદક શ્રી શાસ્ત્રીજીની
વિદ્યાર્થીપ્રિયતા તથા પંડિતપ્રિયતા પ્રગટ કરે છે

ગુજરાતમાં સંસ્કૃત તરફ ઉપેક્ષાવૃત્તિ વિશેષ પ્રમાણમાં જોવા
મળે છે. સંસ્કૃતનું અધ્યયન, અધ્યાપન, પ્રચારની દૃષ્ટિએ વિસ્તૃત

હોવા છતાં, ગુણવત્તાની દૃષ્ટિએ નગણ્ય છે, તેથી સંસ્કૃત વાઙ્મ
નિધિના અમૂલ્ય રત્નરૂપ વિવિધશાસ્ત્રોને મહાશાલીય શિક્ષણના અભ્ય
ક્રમમાં પણ યોગ્ય અવકાશ ન મળે તે સ્વાભાવિક છે આવી સ્થિ
માં ગુજરાત આયુર્વેદ યુનિવર્સિટીની અભ્યાસ સમિતિ
સિદ્ધાન્તકૌમુદીની પદ્ધતિએ જ તેમાંથી માત્ર અગત્યનાં સ
તારોને સંકલિત કરવામાં આવેલી પ્રારમ્ભિકપાણિનીય=પરમ
સિદ્ધાન્તકૌમુદીને પાઠ્યક્રમમાં નિર્ધારિત કરીને શાસ્ત્રોનાની દિશા
યોગ્ય પગલું ભર્યું છે મુખં व्याकरणं-प्रोक्तम् , कागादं पाणिनीय
सर्वशास्त्रोपकारकम् વગેરે વાક્યો વ્યાકરણના અભ્યાસની મહત્તા બ
વવા પૂરતાં છે

સમગ્ર સંસ્કૃત વાઙ્મયને જો આપણે સમૃદ્ધ ખજાનો ગણ
તો વ્યાકરણ એ આ ખજાનો આત્મસાત્ કરવાની ચાવી છે પાણિનિ
અષ્ટાધ્યાયી વિશાળ સુંદર બગીચાની ભૂલભુલામણી જેવી છે કે
અતિસૂક્ષ્મ અને કલાયુક્ત પગથીઓ સાચા ભોમિયા વિના કેવી ર
જ્ઞાત થાય મુરબ્બી શાસ્ત્રીજી આવા એક ભોમિયા છે. વ્યાકરણ જે
દુરૂહ વિષયમાં સરળ છતાં સારયુક્ત ગુજરાતી ટીકા સાથે આ પુસ્ત
તેમજ ગુજરાત યુનિવર્સિટી નિર્ધારિત બી. એ સંસ્કૃત સ્પેશિ
વિષયના-વૈયાકરણ સિદ્ધાન્તકૌમુદીનાં સંજ્ઞા, પરિભાષા, પં
સન્ધિ અને કારક, પ્રકરણોનું સંપાદન કરવાથી વિદ્યાર્થીઓ તથા
વિષયના અભ્યાસીઓ ઘણા ઉપકૃત થયા છે આ પુસ્તકો વિદ્યાર્થીઓ
બનવાની સાથે વિદ્વદ્ભોગ્ય પણ ગણ્યા છે એ જ પ્રસ્તુત સંપાદક
લેખનશક્તિની પ્રતીતિ કરાવે છે. સંપાદન દ્વારા શાસ્ત્રીજી ઉત્તરો
સંસ્કૃત સાહિત્યની સેવા કરતા રહે એવી શુભેચ્છા સાથે હું વિરમુ

એ જ

રજનીકાન્ત પરી

અધ્યાપક-સ્વામિનારાયણ
આર્ટ્સ કોલેજ, મણિનગર,
અમદાવાદ-૮

# પ્રસ્તાવના

અનાદિનિધના દેવી વાગુત્સૃષ્ટા સ્વયંભુવા ।
આદૌ વેદમયી દિવ્યા યતઃ સર્વાઃ પ્રવૃત્તયઃ ॥ (ઋ. વૈ. ભાષ્ય)

આ ભાષ્ય વચનના આધારે બ્રહ્માએ સર્વ પ્રથમ આદિ અન્ત
રની શાશ્વત સુંદર વેદવાણી ઉચ્ચારી જેના દ્વારા તમામ પ્રવૃત્તિઓ
। માંડી

સંસ્કૃતં નામ દૈવી વાક્ અન્વાખ્યાતા મહર્ષિભિઃ । (કાવ્યાદર્શ)
નના આધારે દેવવાણી અલૌકિક છે. એમ તે મહર્ષિઓએ પ્રતિ-
દન કર્યું છે, તેથી તેનું નામ સંસ્કૃત છે. સમૂન્નત સંસ્કાર પામેલી
ાષા

વાગ્ વૈ પરાચ્યવ્યાકૃતાઽભવત્ । તે દેવા ઇન્દ્રમબ્રુવન્ । ઇમાં નો વાચં
ાકુર્વિતિ । તામિન્દ્રો વ્યાકરોત્ । (તૈ. સં. ૬/૪/૭)

વાણીના અવ્યાકૃત રૂપને વ્યાકૃત સ્વરૂપમાં લાવવા માટે દેવોએ
ન્દ્રને પ્રાર્થના કરી અને તેમણે તેને વ્યાકૃત–વ્યાકરણ નિબદ્ધ–વ્યા-
રણ શુદ્ધ આકાર આપ્યો. માટે ઇન્દ્ર, સર્વ પ્રથમ વ્યાકરણકાર
. ત્યાર બાદ આપિશલિ, કાશ્યપ, ગાર્ગ્ય, ગાલવ, ચાક્રવર્મણ, ભાર-
ાજ, શાકટાયન, શાકલ્ય, સેનક અને સ્ફોટાયન નામના દશ આચાર્યોએ
નવીન વ્યાકરણ રચી વેદવાણીને સંસ્કૃત સ્વરૂપ આપ્યું.

## પાણિનિ

વ્યાક્રિયન્તે વ્યુત્પાદ્યન્તે શબ્દાઃ અનેન ઇતિ વ્યાકરણમ્ । (જેનાથી
શબ્દ સિદ્ધ થઈ અર્થજ્ઞાન જલદીથી થઈ શકે=વ્યાકરણ) વ્યુત્પત્તિના
આધારે 'પાણિનિ' મુનિએ પ્રાથમિક વ્યાકરણકારોની ક્ષતિઓ દૂર
કરતા નવીન વ્યાકરણ રચ્યું અને તેને આઠ અધ્યાયમાં વહેંચી
નાખ્યું દરેક અધ્યાયના ચાર ચાર ચરણ બનાવ્યાં. કુલ લગભગ
(૪૦૦૦) ચાર હજાર સૂત્રે રચી લૌકિક તથા વૈદિક સંસ્કૃતને
આવરી લીધું

## પાણિનિ વ્યાકરણ બદલ વૈદેશિક પંડિતોના ઉદ્‌ગાર

(૧) વાલ્મકી :–પાણિનીય વ્યાકરણ, માણસોમાં રહેલી મગજ શક્તિની મોટામાં મોટી રચના છે.

(૨) કોલબ્રુક :–પાણિનીય વ્યાકરણ( સૂત્રો )ના નિયમો રચના અત્યન્ત પ્રતિભાથી ભરપૂર છે અને તેના નિયમો તર્કયુ બનાવેલ છે તે નિ:સંદેહ છે.

(૩) સર W. W. હંટર :–સંસારનાં દરેક વ્યાકરણો પાણિનીય વ્યાકરણ મુકુટશિરોમણિ છે અને તે મનુષ્યોની મગ શક્તિના અત્યંત આવિષ્કારરૂપ છે.

(૪) મોનિયર વિલિયમ્સ :–પાણિનીય વ્યાકરણ, મનુષ્ય મગજ શક્તિની પ્રતિભાનો આશ્ચર્યકારક નમૂનો છે. જેને આજ દિ સુધી ભારત સિવાય અન્ય દેશોએ પોતાની સામે રાખ્યો છે.

### શબ્દાનુશાસન

શબ્દાનુશાસન, વ્યાકરણનું નામાન્તર છે अनुशिष्यन्त अपशब्देभ्य विविच्य कथ्यन्ते साधुशब्दाः अनेन इति अनुशासनम् । नामसू वार्तिकभाष्यव्याख्यानादिरूप शास्त्रम् । (महाभाष्य) સાધુ શબ્દ, પુણ્યજ છે एकः शब्दः सम्यग् ज्ञातः सुप्रयुक्तः स्वर्गे लोके च कामधुक् भव (वेदनिरुक्त) વ્યાકરણ શાસ્ત્રના જ્ઞાન સિવાય વેદાર્થ, સ્મૃતિ, પુરાણ ઇતિહાસ, કાવ્ય, કોશ ઉપનિષદ વગેરે સંસ્કૃતભાષાના નિગઢ કોઈ પ વસ્તુનું જ્ઞાન થઈ શકતું નથી या वेद वेदार्थ गदन हि मन्यदू (भास्कराचार्य

### વેદનાં ૭ અંગ

(૧) શિક્ષા, (૨) કલ્પ, (૩) વ્યાકરણ, (૪) નિરુક્ત, (૫) છં (૬) જ્યોતિષ–આ ૭ વેદનાં અંગ છે. તેમાં मुख व्याकरण स्मृत छन्दः पादौ तु वेदस्य हस्तौ कल्पोऽथ पठ्यते । निरुक्तं श्रोत्रमुच्यते छन्दसां विचितिः पदे । शि घ्राणं तु वेदस्य हस्तौ कल्पो प्रचक्षते ॥

વ્યાકરણકાર અનેક થઈ ગયા છે તેઓનો પરિચય અમે અમારાં કરણવિષયક સિદ્ધાંતકૌમુદી ।। બહાર પાડેલ "સુધા" નામની સુંદર જરાતી ટીકા યુક્ત ત્રણ પ્રકરણ (સંજ્ઞા પ્રકરણ, પરિભાષા પ્રકરણ ને કારક પ્રકરણ) ગ્રંથ બે ભાગમાં સવિસ્તર આપેલો છે પરંતુ ।। પણ વ્યાકરણ વિષયક પુસ્તક હોઈ સંક્ષિપ્ત આકારમાં તો આપવો જોઈએ એમ વિચારી તથા પાણિનીય વ્યાકરણ હોઈ પાણિનિ ગેરેનો પરિચય આપવો આવશ્યક ગણવાથી તે નીચે દર્શાવ્યો છે

## પાણિનિ

યુધિષ્ઠિર મીમાંસક કૃત ઇતિહાસના પાન નં ૧૩૬ના આધારે પાણિનિ' સમય વિક્રમ સંવત પૂર્વે ૨૮૦ વર્ષ પૂર્વે છે તે તેમના ગ્રંથમાં શ્રવણ શબ્દ અને યવન શબ્દથી જણાય છે ઇતિહાસની દૃષ્ટિએ જોતાં ૩૦૪ ઈ સ પૂર્વે 'સિકંદરે' ભારતવર્ષ ઉપર આક્રમણ કરેલું છે તો તેનાથી માલૂમ પડે છે કે સિકંદરના પછી 'પાણિનિ'નો જન્મ હોવો જોઈએ પરંતુ ભારતીય પ્રજા સિકંદરના પહેલાં યવન શબ્દથી પરિચિત હતી કારણકે શ્રીકૃષ્ણ ભગવાનને 'કાલયવન'ની સાથે યુદ્ધ કર્યું હતું તેથી એમ પણ માની શકાય છે કે ભારતની નજીક 'યવન' જાતિ રહેતી હશે સિકંદરથી બસો વર્ષ પહેલાં 'હખમી' વંશમાં ઉત્પન્ન થયેલ 'ડેરિયસ' યવને પશ્ચિમોત્તર ભારતના સીમા પ્રાન્ત ઉપર આક્રમણ કર્યું હતું તેથી સિકંદર પૂર્વે પાણિનિ હશે એમ કલ્પના કરી શકાય છે

મહામહોપાધ્યાય શિવદત્ત, 'નંદ રાજાના વખતમાં પાણિનિ હતા' એમ બતાવે છે રાજતરંગિણી અને વારાહી સંહિતાના આધાર પ્રમાણે-કલિયુગનાં ગયેલાં ૨૫૫૩ વર્ષ પૂર્વે 'નંદ' રાજાને માને છે ઇતિહાસની દૃષ્ટિએ કલિયુગનાં ગયેલાં ૨૪૫૩ વર્ષ પૂર્વે 'નંદ' રાજાને માને છે અર્થાત્ ઈ સ પૂર્વે સાતમા સૈકામાં 'નંદ' રાજાના સમયે 'પાણિનિ'ની હયાતી હતી આમ મતમતાન્તર જોતાં ઈ. સ ૪૩૦ પૂર્વે લગભગ 'પાણિનિ' આ ગ્રંથની રચના કરી 'પટના'ની

યાત્રા કરી હતી ભાંડારકર અને ગોલસ્ટૂકરે ' પાણિનિ ' નો સમય ઈ સ પૂર્વે ૫૦૦ વર્ષ લગભગ બનાવ્યો છે આ વસ્તુ નિહાળતાં પાણિનિ ઈ સ પૂર્વે ૪૧૦ થી ૪૮૦ ના ગાળામા થઈ ગયા હોવાનુ અનુમાન કરાય છે

## જન્મસ્થાન, નામાન્તર

' ગણુતત્રમહોદધિ ' ગ્રથમાં 'शलातुरो नाम ग्राम । सोऽभिजनो यस्यास्तीति शालातुरीय । तत्र भवन् पाणिनि । વ્યુત્પત્તિથી પાણિનિનુ જન્મસ્થાન શલાતુર નામનુ ગામ જણાય છે હાલમાં તેનુ નામ લાહોર છે અને તે ' અટક 'ની પાસે પાકિસ્તાનમાં છે (આ સુપ્રસિદ્ધ લાહોર શહેર નહીં ) [ तूदीशलातुर (૪-૩-૯૪) પાણિનિ સૂત્ર ] તેઓ પાટલિપુત્રમા રહેલા ' વર્ષ ' આચાર્યના શિષ્ય હતા ' પાણિનિ' ના પિતાનુ નામ પણિ અને માતાનુ નામ દાક્ષી જણાય છે કારણ– पणन पण । स अस्ति अस्य इति पणि । तस्य गोत्रापत्य पाणिनि । ' दाक्षीपुत्रस्य पाणिने ' વચન પ્રમાણુ મળે છે, પાણિનિ ગોત્રજ નામ છે ' ત્રિકાંડશેષ ' કોશ ના આધાર તેમના ૭ નામ છે (૧) પાણિનિ (૨) આહિક, (૩) દાક્ષિપુત્ર, (૪) શાલંકિ (૫) પાણિન અને (૬) શાલાતુરીય પોતે દાક્ષિપુત્ર તરીકે મહાભાષ્યમાં પ્રસિદ્ધ છે તેઓશ્રીના પિતાશ્રીનુ નામ શલંકુ ' હોવુ જોઈએ કારણુ તે ઉપરથી શાલંકિ નામ બનાવેલુ છે ' શાલાતુરીય ' દૈશિક નામ છે

નંદ રાજાના વખતે નાલંદા ' નામનુ વિશ્વવિદ્યાલય હતુ અને તેમાં ' વર્ષ ' આચાર્ય–પ્રિન્સિપાલ–વડા હતા હાલમાં ' બિહાર ' પ્રાન્તમાં ' નાલંદા ' આવેલુ છે અને તે જમીનમાં દટાઈ ગયેલુ છે આ સ્થળે આપણી સરકાર ખોદકામ કરાવે છે લગભગ ત્રણુ માઈલ ના વિસ્તારમાં તે વિદ્યાલય હતુ એમ અનુમાન થાય છે તેના મકાનની દીવાલની ઈંટ લગભગ ૧૦ ફૂટ લાંબી છે દટાઈ ગયેલુ હોવા છતાં તેની એક પણ દીવાલ તૂટી નથી પાણિનિ ' એ અધ્યયન અવસ્થામાં ભગવાન શંકરની ઘોર તપશ્ચર્યા કરી હતી કારણુ તેઓશ્રીની બુદ્ધિ

ખૂબ જાડી હતી. સહાધ્યાયીઓ તેમની મશ્કરી કરતા હતા. માટે 'विद्याकामः शिवं यजेत्' ભાગવત વચનના આધારે તેમણે તપશ્ચર્યા આરંભી હતી. શંકરે પ્રસન્ન થઈ તેમને વરદાન આપ્યું. માટે અનેક આચાર્યો 'येनाक्षरसमाम्नायमधिगम्य महेश्वरात्। कृत्स्नं व्याकरणं प्रोक्तं तस्मै पाणिनये नमः ॥' ઉક્તિ ઉચ્ચારે છે. અધ્યયન કાળમાં જ તેઓ- [illegible]એ અષ્ટાધ્યાયી, સૂત્રપાઠ, ધાતુપાઠ, ગણપાઠ, લિંગાનુશાસન વગેરેની રચના કરી હતી.

## વરરુચિ-કાત્યાયન

'પાણિનિ'ની સાથે 'વરરુચિ' (વાર્તિકકાર-વાક્યકાર) પણ હતા. તેમના પિતાશ્રીનું નામ 'સોમદત્ત' અને માતુશ્રીનું નામ 'વસુદત્તા' હતું. 'વરરુચિ' પૂર્વ અવતારમાં 'પુષ્પદંત' હતા કે જેઓએ 'મહિમ્નઃ સ્તોત્ર' રચેલું છે.

એક વખત 'વર્ષાચાર્ય' ગુરુના બે શિષ્ય (૧) ઇંદ્ર અને (૨) વ્યાડિનો 'વરરુચિ' સાથે સમાગમ થયો. 'ઇંદ્ર' દ્વિપાઠી અને 'વ્યાડિ' ત્રિપાઠી હતા. (દ્વિપાઠી=બે વખત બોલે-સાંભળે તો યાદ થઈ જાય. ત્રિપાઠી=ત્રણ વખત બોલે-સાંભળે તો યાદ થઈ જાય.) આ બન્નેને જોઈ 'વરરુચિ' ને 'વર્ષાચાર્ય' પાસે ભણવા જવાની ઇચ્છા થઈ. પોતે પોતાની માતાની આજ્ઞા માગી માતાજી આનાકાની કરવા લાગ્યા એટલામાં આકાશવાણી થઈ. अयं श्रुतधरो लब्ध्वा विद्या वर्षादशेषतः। लोके व्याकरणं दिव्यं प्रतिष्ठां प्रापयिष्यति ॥१॥ शेवते हि वर यस्मात् नाम्ना वररुचिः सुधीः। प्रतिपाद्येति सा वाणी व्यरमच्च नभस्तलात् ॥२॥ આ સાંભળી માતાજીએ તેમને ત્યાં જવા રજા આપી. આ દૃષ્ટિએ તેમનું મૂળ નામ 'શ્રુતધર' હતું

આ ત્રણેય જણ ત્યાં ભણતા હતા. આથી તેમના ગુરુની ખ્યાતિ સાંભળી 'પાણિનિ' પણ ત્યાં ભણવા ગયા પરંતુ પોતે મંદબુદ્ધિ હોઈ અન્ય સહાધ્યાયીઓના મશ્કરીપાત્ર થવાથી તપશ્ચર્યા કરવા ચાલ્યા ગયા એકપાઠી 'વરરુચિ' પ્રાપ્ત જ્ઞાનને દૈવયોગે ભૂલવા લાગ્યા એટલે તેમણે

પણ તપશ્ચર્યા કરી શંકરને પ્રસન્ન કર્યા બાદ પોતે પાણિનિકૃત વ્યાકરણ નિહાળી તેમાં રહેલી ત્રુટિઓને વાર્તિક રચી દૂર કરી.

### શાપ-મરણ

આથી 'પાણિનિ 'એ 'વરરુચિ 'ને શાપ આપ્યો-' તને વાઘ ફાડી ખાશે.' કારણ તેં મારા વ્યાકરણ ગ્રંથનું ખંડન કર્યું છે. આ સાંભળી 'વરરુચિ 'એ 'પાણિનિ 'ને શાપ આપ્યો-' તને પણ વાઘ ફાડી ખાશે.' કારણ લોકોપકારી કાર્ય કરવા છતાં તને માઠું લાગતાં તેં મને શાપ આપ્યો છે. પરસ્પર શાપ લાગવાથી તેઓ બન્ને વનમાં વાઘના સકંજામાં આવતાં એક જ દિવસે દેવલોકવાસી બન્યા. सिंहो व्याकरणस्य कर्तुरहरत् प्राणान् प्रियान् पाणिनिः । (પંચતંત્ર) તે દિવસે ત્રયોદશી હતી. માટે ત્રયોદશીના દિવસે વ્યાકરણનું અધ્યયન કરવામાં આવતું નથી. पाणिनीय (વ્યાકરણ) च काणादं (न्यायशास्त्र) त्रयोदश्यां विवर्जयेत् ।

### કાત્યાયન

'વરરુચિ 'નું જ ગોત્રજ નામ 'કાત્યાયન ' હતું. कतस्य गोत्रापत्यं कात्यः । तस्य युवापत्यं कात्यायनः । प्रियतद्धिताः दाक्षिणात्याः । આ મહાભાષ્યના વચનથી 'કાત્યાયન ' પોતે દક્ષિણી બ્રાહ્મણ હોવા જોઈએ; ઇતિહાસકારોના મત પ્રમાણે કાત્યાયન ઈ. સ પૂર્વે ૩૫૦ પહેલાં થયેલા છે. વાર્તિકકારોમાં કાત્યાયન સૌથી શ્રેષ્ઠ છે. उक्तानुक्त-दुरुक्तानां चिन्ता यत्र प्रवर्तते । तं ग्रन्थं वार्तिकं प्राहुः वार्तिकज्ञा मनीषिणः । આ દષ્ટિએ તેમનો સ્વતંત્ર વાર્તિકગ્રંથ પણ હોવો જોઈએ, वाक्यकारं वररुचिं भाष्यकारं पतञ्जलिम् । पाणिनिं सूत्रकारं च प्रणतोऽस्मि मुनित्रयम् । तथा उपदेशो नाम पाणिनिकात्यायनपतञ्जलीनामुच्चारणम् । આધારે વરરુચિ અને કાત્યાયન એક જ વ્યક્તિ હતા. જેમ ગાંગેય અને ભીષ્મ પિતામહ. આકાશવાણી દ્વારા 'શ્રુતધર' નામ જાણ્યું પરંતુ તે, 'ગાંગેય 'ની જેમ ભૂંસાઈ જતાં બે નામ (વરરુચિ અને કાત્યાયન) પ્રચલિત રહ્યાં.

કાત્યાયને કાત્યાયન શ્રૌતસૂત્ર નામે શ્રૌતગ્રંથ બનાવ્યો છે, અને તેના આધારે શ્રૌતયજ્ઞમાં કાતીય ઇષ્ટિ કરવામાં આવે છે. આ દૃષ્ટિએ પોતે શ્રૌતજ્ઞ સારા કર્મકાંડી બ્રાહ્મણ હતા. કેટલાક આચાર્યો કાત્યાયનને મહર્ષિ 'યાજ્ઞવલ્કય'ના પુત્ર માને છે.

'સ્વર્ગારોહણ' ગ્રંથમાં લખ્યું છે.—यः स्वर्गारोहणं कृत्वा स्वर्ग—
मानीतवान् भुवि । कात्येन इन्निरेणैव ख्यातो वररुचिः कविः ॥ १ ॥
न केवलं व्याकरणं पुपोष दाक्षीसुतस्येरितवार्तिकैर्यैः । कात्येऽपि भूयोऽनु-
चकार तं वै कात्यायनोऽसौ कविकर्मदक्षः ॥२॥ આ પ્રમાણના આધારે 'વરરુચિ'નું નામાન્તર 'કાત્યાયન' હતું. પોતે વ્યાકરણના પોષક તથા સુંદર કવિ હતા. સાથે સાથે स्वर्गमानीतवान् भुवि પદ સમુચ્ચયથી તૃતીય જન્મમાં શેષાવતારી 'પતંજલિ' હતા, (પ્રથમ અવતાર પુષ્પદંત, દ્વિતીય અવતાર વરરુચિ અને તૃતીય અવતાર પતંજલિ)

### વ્યાઘ્રભૂતિ-શ્વોભૂતિ

પાણિનિ અને વરરુચિના દેહાવસાન બાદ પાણિનિના શિષ્ય 'વ્યાઘ્રભૂતિ' એ અને વરરુચિના શિષ્ય 'શ્વોભૂતિ' એ નવીન ह्वयमीति वाच्यम् । यणः प्रतिषेधो वाच्यः । વગેરે વાર્તિક સૂત્રોનો ઉમેરો-સુધારો કરી વ્યાકરણ શાસ્ત્રનો પ્રચાર કર્યો. આ વાર્તિક સૂત્રો મહાભાષ્યમાં ઉપલબ્ધ છે व्याघ्रभूतादयस्त्वेनं नेह पेठुरिति स्थितिम् । આદિ શબ્દથી શ્વોભૂતિ વગેરેનું ગ્રહણ થાય છે.

### પતંજલિ

કાળબળે વ્યાકરણને નષ્ટ થતું જોઈ ભગવાન શંકરે શેષશાયી ભગવાનની પ્રાર્થના કરી. 'આપ-શેષ નારાયણ વ્યાકરણ ઉપર મહાભાષ્ય રચવા માટે પૃથ્વી ઉપર જન્મ ધારણ કરે.' તેમણે તે પ્રાર્થના સ્વીકારી. તે અરસામાં 'ચિદમ્બર' દેશમાં 'ગોણિકા' નામની મહાસતી પુત્રપ્રાપ્તિ માટે તપ કરતી હતી. તેના હાથમાં સૂર્યની આરાધના માટે અર્ધ્યજલમાં આકાશમાંથી સાપનો કણો પડ્યો. તે જોઈ તપસ્વિનીએ તેને (કણાને) પૂછ્યું. कोऽभवान् (को भवान्) તું કોણ છે? તેણે જવાબ

આપ્યો. सप्पोऽहम् ( सप्पः + अहम् ) હું સર્પ છું તપસ્વિનીએ બીજો પ્રશ્ન પૂછયો—रेफः क गतः ? सर्प शब्दमां રેફ છે, તે કયાં જતો રહ્યો ? અવતારી કયાએ જવાબ આપ્યો–भवत्या नीतः ( भवता नीतः ) આપે લઈ લીધો છે. ( અર્થાત् को भवान् ન બોલતા આપે कोऽभगान् રેફ વિશિષ્ટ ઉચ્ચાર કર્યો. એટલે મેં મારા જવાબમાંથી રેફને દૂર કર્યો ) આ સાંભળી તપસ્વિની દિગ્મૂઢ બની ગઈ. પોતે માન્યું–ઈશ્વરે મને પૂર્ણ અવતારી વિદ્વાન પુત્ર આપ્યો. બાદ તપોબળથી તે કયાએ મનુષ્ય શરીર ધારણ કર્યું, પણ પ્રથમ સર્પાકાર હોઈ પોતે 'शेषावतार' કહેવાયા.

ભાષ્યશિક્ષણ વખતે પોતે કૂવામાં અનેક ફણાધરી સર્પ સ્વરૂપે રહી એકી વખતે અનેક મુખે અનેક શિષ્યોને ભણાવતા હતા. उदये सविता ताम्रस्ताम्र एवास्तमेति च । संपत्तौ च विपत्तौ च महतामेकरूपता ॥ સુભાષિત વચનના આધારે તેઓ જન્મ–મરણ કાળે સર્પાકાર હતા. પોતે અનેક ફણાધારી હોઈ 'शेषावतार' કહેવાયા. पतन् अञ्जलौ = पतञ्जलिः ( पतत् + अञ्जलि ) મયૂરવ્યંસકાદિ સમાસ, शकन्ध्वादिषु परुप वाच्यम् વાર્તિકથી अत् અને अञ्जलि ના આદિ अ ની જગાએ अ પરરૂપ થઈ ગયું = પતંજલિ શબ્દ બન્યો.

પતંજલિએ તપ કરી મહાદેવને ખુશ કરી દિવ્ય દૃષ્ટિ મેળવી 'पाणिनिवाक्यस्य महाभाष्यं विधाय दिवं व्रज ।' આજ્ઞાથી પોતે પાણિનિકૃત વ્યાકરણ ઉપર મહાભાષ્ય રચ્યું મહાભાષ્યમાં ન્યાય, વ્યાકરણ, વેદ, મીમાંસા, જ્યોતિષ, સાહિત્ય, વગેરે તમામ શાસ્ત્રોના અંશ ટાંકયા છે આથી તેઓ સકલ શાસ્ત્ર મર્મજ્ઞ હતા કહી શકાય છે. अद्य च ( स्यार राजा राधाकान्तदेवः ) भाष्यवार्थ कुशाग्रीयधिय सुधी । नैव शब्दाम्बुधेः पारे किमन्ये जडबुद्धयः ॥ ( શબ્દ કલ્પદ્રુમ, મુખબંધ પૃષ્ઠ નં ૫) માટે અન્ય શાસ્ત્રોની અપેક્ષાએ વ્યાકરણ શાસ્ત્રની મહત્તા આલેખાય છે. તથા અન્ય શાસ્ત્રોના આચાર્યો પણ મહાભાષ્યને સર્વશ્રેષ્ઠ શિરોવંદ્ય ગ્રંથ માને છે.

## અનેકશાસ્ત્રગ્રંથલેખન

મહાભાષ્યની ટીકામાં લખ્યું છે-योगेन चित्तस्य, पदेन वाचां मलं शरीरस्य च वैद्यकेन । योऽपाकरोत् तं प्रवरं मुनीनां पतञ्जलिं प्राञ्जलिमानतोऽस्मि ॥ આ પ્રમાણથી પોતે-પતંજલિએ મનના-માનસિક દોષો દૂર કરવા पातञ्जल योगसूत्र, વાણીના દોષ દૂર કરવા મહાભાષ્ય, અને શરીરના દોષો દૂર કરવા-શારીરિક શુદ્ધિ કરવા चरकसंहिता નામના ગ્રંથ સુંદર શૈલીમાં લખ્યા.

મહાભાષ્ય રચ્યા બાદ તેઓ કૂવામાં પડદાની અંદર રહી-કૂવા ઉપર પડદો ઢાંકી એકી સાથે હજારો મુખે હજારો વિદ્યાર્થીઓને તે ગ્રંથ શીખવતા હતા. તેમણે પડદો ઉઘાડવાની ના પાડી હતી. છતાં એક વિદ્યાર્થીએ મન ઉપર કાબૂ ન રહેતાં પડદો સહેજ આઘો ખસેડ્યો. તરત જ ત્યાં હાજર રહેલા તમામ વિદ્યાર્થી તેમની વિષજ્વાલાથી બળીને ખાખ થઈ ગયા. દૈવયોગે એક વિદ્યાર્થી કુદરતી હાજતે બહાર ગયેલો હતો તે બચી ગયો. જેમ સગર રાજાનો ઘેર રહેલો એક પુત્ર અંશુમાન બચી ગયો હતો. તેણે આવી આ દશ્ય જોઈ અટકળ બાંધી કે કોઈએ પડદો સહેજ આઘો ખસેડ્યો છે. ગુરુજીના વચન અનુસાર આ બધા બળી ગયા છે.

બાદ પોતે ખૂબ કાલાવાલા-વિનવણી કરી ગ્રંથ શીખવા અભિરુચિ દર્શાવી ત્યારે પતંજલિ-ગુરુએ કહ્યું-'વિના શીખે તને આવડી જશે.' પણ તું ભણતાં ભણતાં છોડી ગયો, તેથી તું બ્રહ્મરાક્ષસ થઈશ.' એમ શાપ આપ્યો. પછી ખૂબ પ્રાર્થના કરતાં તેઓએ રાજી થઈને કહ્યું-તું આ વડના ઝાડ ઉપર નિવાસ કરજે. જે કોઈ આ ઝાડની નીચે થઈને જાય તેને તું પૂછજે-पचेर्निष्ठायां किं रूपम्? તેના જવાબમાં જે કોઈ पक्वम् ઉત્તર આપે તેને તું સંપૂર્ણ મહાભાષ્ય શીખવજે. ત્યારબાદ તું શાપમાંથી મુક્ત થઈશ. આટલું કહીને પોતે પતંજલિ મુનિ અદશ્ય થઈ ગયા

બાદ તે વિદ્યાર્થી બ્રહ્મ રાક્ષસ બની તે વડ ઉપર બેસી ત્યાં થઈ જતા આવતા દરેકને ઉપર મુજબ પ્રશ્ન પૂછતો હતો કોઈ તેનો સાચો જવાબ આપતો ન હતો એવામાં 'ચંદ્રગુપ્ત' નામનો એક પંડિત પતંજલિની શોધ કરતો ત્યાં થઈને પસાર થતો હતો. તેને પણ આ બ્રહ્મરાક્ષસે તે જ પ્રશ્ન પૂછ્યો. તે એકદમ ચમકયો છતાં નીડર બની પોતે સાચો જવાબ પચ્ચમ્ આપ્યો. આ સાંભળી તે 'બ્રહ્મરાક્ષસ' તેના ઉપર ખુશ થયો, તેણે તેની સાથે વાર્તાલાપ કર્યો, અને તે મહાભાષ્યનો જિજ્ઞાસુ હોઈ અને પોતે તેનો–મહાભાષ્યનો પ્રદિત્સુ હોઈ ઝાડ ઉપર જ બેસી તે વડનાં પાન તોડી તોડી તેના ઉપર પોતાના નખથી મહાભાષ્ય લખી લખીને નીચે નાખવા લાગ્યો. અને નીચે રહેતો 'ચંદ્રગુપ્ત' તે પાન લઈ લઈ ક્રમવાર ગોઠવવા લાગ્યો આ સમય દરમ્યાન એક બકરી ત્યાં આવી ચડી. અને તે અમુક પાન ખાઈ ગઈ માટે ભાષ્યમાં 'अजाभक्षितमेतत्' ઉલ્લેખ ઘણી જગાએ મળે છે

મહાભાષ્યનું સુંદર વર્ણન 'હર્ષ' કવિએ પોતાના 'નૈષધીયચરિત'ના કર્યું છે. परिखावलयच्छलेन या, न परेषा ग्रहणस्य गोचरा। फणिभाषितभाष्यफक्किका, विषमा कुण्डलिनीमवापिता ॥

### ભટ્ટોજી દીક્ષિત

અષ્ટાધ્યાયીના ક્રમ પ્રમાણે ભણતા વિદ્યાર્થીઓને ખૂબ મુસીબત પડતી હતી, તે દૂર કરવા માટે ઉદાહરણ પ્રત્યુદાહરણ સહિત શ્રી ભટ્ટોજી દીક્ષિતે '**વૈયાકરણ સિદ્ધાન્તકૌમુદી**'ની રચના કરી. અને તેને બે ભાગમાં વહેંચી નાખી, (૧) પૂર્વાર્ધ અને (૨) ઉત્તરાર્ધ.

પૂર્વાર્ધમાં–સંજ્ઞા પ્રકરણ, પરિભાષા પ્રકરણ, પંચસંધિ, ષડ્લિંગ, અવ્યય, સ્ત્રીપ્રત્યય, કારક, સમાસ અને તદ્ધિત પ્રકરણ આપ્યાં છે. ઉત્તરાર્ધના દશગણ, દશ પ્રક્રિયા, કૃદન્ત અને સ્વરવૈદિકી પ્રકરણ આપ્યાં છે. આ જાતની રચના થવાથી વ્યાકરણ ભણનારને ખૂબ સુગમતા થઈ ગઈ છે આ જાતની રચના કરનાર શ્રી ભટ્ટોજી દીક્ષિત પોતે જ છે. માટે તેઓ ખૂબ ગૌરવપાત્ર છે.

ભટ્ટોજી દીક્ષિતનો સમય ઈ સ ૧૬૦૦ થી ૧૬૫૦ અનુમાની શકાય છે કારણ પોતે 'રસગંગાધર' અલંકાર શાસ્ત્રીય ગ્રંથના પ્રણેતા શ્રી 'પંડિતરાજ જગન્નાથ'ના સમકાલીન હતા પોતે 'સિદ્ધાન્તકૌમુદી' પરની 'પ્રૌઢમનોરમા' નામની ટીકામાં 'શેષ વીરેશ્વર' કે 'શેષકૃષ્ણ'ના મતનું ખંડન કર્યું છે આથી ગુરુના દ્રોહ કરનારને શિક્ષા આપવા માટે 'પંડિતરાજ જગન્નાથે 'મનોરમાકુચમર્દન' નામનો ગ્રંથ લખ્યો અને તેનો મંગલ શ્લોક—लक्ष्मीकान्तपदाम्भोजमानम्य श्रयमा पदम् । पण्डितन्द्रो जगन्नाथः स्यति गर्वं गुरुद्रुहाम् ॥ બનાવ્યો 'જગન્નાથ પંડિત' મોગલ નરેશ શાહજહાં'ના સમયમાં (૧૬૨૭–૧૬ ) થઈ ગયા, એ સુવિખ્યાત છે માટે 'ભટ્ટોજી દીક્ષિત' પણ તે જ અરસામાં હોવા જોઈએ 'સિદ્ધાન્તકૌમુદી'માં ૩૯૭૯ સૂત્ર છે વાર્તિક, ગણ-સૂત્ર, ઉણાદિ સૂત્ર, ધાતુ અનંત છે

### વરદરાજ

સિદ્ધાન્તકૌમુદી વિદ્યાર્થીઓની દૃષ્ટિએ અત્યંત કઠિન હોઈ શ્રી 'ભટ્ટોજી દીક્ષિત'ના શિષ્ય શ્રી 'વરદરાજ' આચાર્યે પોતાના ગુરુજીની આજ્ઞા મેળવ્યા વિના સ્વઈચ્છાએ સિદ્ધાન્તકૌમુદીમાં રહેલી અત્યંત કઠિન જણાતી વસ્તુઓનો ત્યાગ કરી 'મધ્ય સિદ્ધાન્તકૌમુદી' બનાવી. તેના સૂત્રોની સંખ્યા (૩૨૫૦) છે આ બદલ પોતે પોતાના પુસ્તકમાં અંતે લખ્યું છે—कृता वरदराजेन मध्यसिद्धान्तकौमुदी । तस्या संख्या तु विज्ञेया सबाणकरवह्निभि ॥

આ વસ્તુ જોઈ શ્રી ભટ્ટોજી દીક્ષિતને લાગ્યું કે આ વરદરાજે મારા પુસ્તકનો તમામ સાર દોહી લીધો છે એટલે ભવિષ્યમાં મારા પુસ્તકનો ભાવ કોઈ પૂછશે નહીં તેથી તેમણે પોતાના શિષ્યને શાપ આપ્યો—તારા બનાવેલા પુસ્તકનો દુનિયામાં મહાપાયો વિચાર નહીં થાય અત્યારે મધ્ય સિદ્ધાન્તકૌમુદીની એ જ હાલત છે કેટલાક તો 'મધ્યસિદ્ધાન્ત-કૌમુદી' નામ જાણતા જ નથી

અમુક સમય બાદ શ્રી ભટ્ટોજી દીક્ષિતને લાગ્યું કે—મારું પુસ્તક

કઠિન હોઈ તે તરફ વિદ્યાર્થીઓનું માનસ તેટલું દોરાશે નહીં, અને માન્ય વિદ્યાર્થી શ્રી વરદરાજનું સારદૃષ્ટ 'મધ્યસિદ્ધાંતકૌમુદી' પુસ્તક સ્થાપિત થયું છે. હવે વ્યાકરણના પ્રચાર માટે શો રસ્તો લેવો? આ વિચારના પરિણામે તેઓશ્રીએ પોતે, પોતાના તેજ વિદ્યાર્થી શ્રી વરદરાજને નવીન પુસ્તક લખવા આદેશ આપ્યો. શ્રી વરદરાજે પૂર્ણ વિચાર કરી સારદૃષ્ટ મધ્ય સિદ્ધાન્તકૌમુદીમાં જણાતી કઠિન વસ્તુઓનું વિસર્જન કરી અર્થાત્ પોતાનું અને પોતાના ગુરુજીનું વચન સ્મરણપથ ઉપર રહે એ દૃષ્ટિનું 'લઘુસિદ્ધાન્તકૌમુદી' નામનું પુસ્તક રચ્યું, જેમાં સૂત્રસંખ્યા (૨૩૨૫) છે. વાર્તિક, ગણસૂત્રો, વગેરેની સંખ્યા જુદી છે. અને તેનો પ્રચાર ખૂબ જ ચાલી રહ્યો છે.

## વિશ્વનાથ શાસ્ત્રી પ્રભાકર

કાળચક્ર બળે લઘુકૌમુદીને સરળ બનાવવા માટે તેનું સાર દોહન કરી, જેજોં નગર, હોશ્યારપુર જિલ્લા, પૂર્વ પંજાબના રહીશ શ્રી રામ નારાયણ શર્માના સુપુત્ર આનુવંશિક પંડિત શ્રી. 'વિશ્વનાથ શાસ્ત્રી પ્રભાકરે' પ્રારંભિક પાણિનીય ઉર્ફે પરમલઘુસિદ્ધાન્તકૌમુદી નામે સંકલિત પુસ્તક બહાર પાડ્યું.

## "વિજયા" ટીકા દ્વિતીય આવૃત્તિ

'પ્રારમ્ભિક પાણિનિ=પરમ લઘુકૌમુદી' અત્યારે ગુજરાત આયુર્વેદ યુનિવર્સિટીના આયુર્વેદના પાઠ્ય ક્રમમાં મૂકેલી છે પાણિનીય વ્યાકરણ. ખૂબ જ ગહન હોવાથી લોકમાં આનો પ્રચાર થાય અને છાત્રોને ખૂબ જ સરલતાથી જ્ઞાન થાય માટે તેની ગુજરાતી 'વિજયા' ટીકા લખીને આપ સર્વેના આગળ મૂકી છે. આપ સર્વે તેને જોઈ વિચારી, મનન કરી, તેમાં જણાતી ક્ષતિઓને જણાવશો તેથી તેને સુધારવા પ્રયત્ન કરીશ.

॥ श्रीहरिः शरणम् ॥

। श्रीगणेशाय नमः । श्रीसरस्वत्यै नमः ।

# अथ प्रारम्भिक-पाणिनीयम्

## ॥ संज्ञा-प्रकरणम् ॥

### ( शिवसूत्राणि )

(१) अइउण्, (२) ऋऌक्, (३) एओङ्, (४) ऐऔच्, (५) हयवरट्, (६) लण्, (७) ञमङणनम्, (८) झभञ्, (९) घढधष्, (१०) जबगडदश्, (११) खफछठथचटतव्, (१२) कपय्, (१३) शषसर्, (१४) हल् ।

इति माहेश्वराणि सूत्राणि—अणादिसंज्ञार्थानि ।

---

सरस्वतीं प्रणम्यादौ ध्यात्वा गुरुपदाम्बुजम् ।
प्रारम्भिकं-पाणिनीयं व्याख्यामि विजयाख्यया ॥ १ ॥

શ્લોકાર્થ— સર્વ પ્રથમ ( વાણીની અધિષ્ઠાત્રી ) શ્રી સરસ્વતી દેવીને પ્રણામ કરીને તેમજ ( પ પૂ પ્રાતઃસ્મરણીય ) શ્રી ગુરુચરણારવિન્દોનું સાદર ધ્યાન ધરીને હું ( શ્રી દયાશંકર શર્મોપાધ્યાય ) પ્રારમ્ભિકપાણિનીય=પરમલઘુ સિદ્ધાન્તકૌમુદીની 'વિજયા' નામની ગુજરાતી ટીકા રચું છું.

અર્થ-इति०—આ ક્રમ પ્રમાણે શંકર પાસેથી આવેલા अइउण् (૧૪) સૂત્રો अण्-अक् વગેરે સંજ્ઞા (પ્રત્યાહાર) બનાવવા માટે છે.

પ્રમાણ-नृत्तावसाने नटराजराजो ननाद ढक्कां नवपञ्चवारम् ।
उद्धर्तुकामः सनकादिसिद्धानेतद्विमर्शे शिवसूत्रजालम् ॥

વ્યાખ્યા-महेश्वरात् आगतानि माहेश्वराणि=શંકર પાસેથી પ્રાપ્ત થયેલા,

एषामन्त्या इतः। हकारादिष्वकार उच्चारणार्थः। लण् मध्ये तु इत्संज्ञकः।

(१) उपदेशेऽजनुनासिक इत् । १ । ३ । २ । उपदेशेऽनुनासिकोऽच् इत्संज्ञकः स्यात् । (२) हलन्त्यम् । १ । ३ । ३ उपदेशेऽन्त्यं हल् इत्स्यात् । उपदेशः = आद्योच्चारणम् । (३) अदर्शनं लोपः । १ । १ । ६० । प्रसक्तस्य–अदर्शनं

---

सूत्रयन्तीति=सूत्राणि થોડા અક્ષરોથી વધુ અર્થ જણાવનાર સૂત્ર કહેવાય છે.

एषां—આ ચૌદય સૂત્રોના છેલ્લા અક્ષરો—ण्–क् વગેરે ઇત્સંજ્ઞક છે.

हका०—ह,य,व, વગેરે અક્ષરોમાં રહેલો अकार બોલવા માટે છે.

लण्०—પરંતુ लण्-સૂત્રમાં રહેલો અકાર–ઇત્સંજ્ઞા માટે છે. બોલવા માટે નથી.

(૧) અર્થ–ઉપદેશમાં અનુનાસિક જે अच् તેની ઇત્સંજ્ઞા થાય.

(૨) અર્થ–ઉપદેશમાં છેલ્લો જે हल् તેની ઇત્સંજ્ઞા થાય. ઉપ૦ પાણિનીય, કાત્યાયન અને પતંજલિ મુનિનું જે ઉચ્ચારણ તે ઉપદેશ કહેવાય.

નોટ (૧) સૂત્ર–અ, ઇ, ઉ, ઋ, લૃ, એ, ઐ, ઔ સ્વરની અને વ્યંજનોની ઇત્સંજ્ઞા કરે છે. ઇત્સંજ્ઞા અને તેનો લોપ કરવામાં જ્યાં આવે છે ત્યાં अनुबन्धलोप–એમ લખેલું હોય ત્યાં આ સૂત્રોથી ઇત્સંજ્ઞા થઈને (૨) સૂત્રથી લોપ થયેલો છે તેમ સમજી લેવું.

(૩) અર્થ–વિદ્યમાન વસ્તુનું નહીં દેખાવું તે લોપ કહેવાય.

लोपसंज्ञं स्यात्। (४) तस्य लोपः। १।३।९। तस्य इत्संज्ञकस्य लोपः स्यात्। णादयोऽणाद्यर्थाः। (५) आदिरन्त्येन सहेता। १।१।७१। अन्त्येनेता सहित आदिर्मध्यगानां स्वस्य च संज्ञा स्यात्। यथा-"अण्" इति अ इ

---

(४) અર્થ–તે ઇત્સંજ્ઞક વર્ણો (ણ્-ક્) વગેરેનો લોપ થાય. ણાદ૦ ણ્–ક્–ઙ્–ચ્, વગેરે અક્ષરો अण्, अक्, एङ् अच् વગેરે (४३) પ્રત્યાહારો (સંજ્ઞા) બનાવવા માટે છે.

(૫) અર્થ–અન્ત્ય = છેલ્લા ઇત્સંજ્ઞક વર્ણની સાથે બોલાતો આદિ = પ્રથમ વર્ણ મધ્યમ = વચમાં રહેલા વર્ણોનો અને સ્વસ્ય = પોતાની આદિની સંજ્ઞાને જણાવનારો થાય.

વ્યાખ્યા = નોટ–પ્રત્યાહારો (સંજ્ઞા) બનાવવા માટે (हलन्त्यम्) "आदिरन्त्येन०" આ બન્ને સૂત્રો યાદ કરવા ખાસ આગ્રહ છે. પ્રત્યાહાર અને સંજ્ઞા–બન્ને એક જ શબ્દો છે.

अण्–સંજ્ઞા બનાવવા માટે પ્રથમ "हलन्त्यम्" સૂત્રથી ઉપદેશમાં રહેલા "अइउण्"(शिवसूत्र)ના ણકારની ઇત્સંજ્ઞા કરવી, પછી "आदिरन्त्येन०" સૂત્રથી અન્ત્ય ઇત્ ण् તેના સહિત આદિ = પ્રથમ અક્ષર अ મધ્યમાં રહેલા इ उ અને સ્વસ્ય = પોતાની આદિ = અકારની સંજ્ઞાનો બોધક અણ્ = પ્રત્યાહાર = સંજ્ઞાનો બોધક થાય. અણ્માં અ, ઇ, ઉ ત્રણ અક્ષરો જ આવે. ણકાર ઇત્સંજ્ઞક હોવાથી તેનો લોપ થાય છે; તેવી જ રીતે अक्મા અ, ઇ, ઉ, ઋ, ઌ અક્ષરો આવે છે. કકારની ઇત્સંજ્ઞા થઈ લોપ થઈ જાય. તેવી રીતે બીજા (४३) પ્રત્યાહારો બનાવવા; અને તેમાં ઉપરના બે સૂત્રો જ લાગે છે કેવલ રપ્રત્યાહારમાં "उपदेशेऽज०" સૂત્રથી લણ્ સૂત્રના અકારની ઇત્સંજ્ઞા કરી "आदि०" સૂત્ર લગાડવું.

यथा = જેવી રીતે अण् = એ પ્રમાણે અ–ઇ–ઉ–ની સંજ્ઞાવાળો જાણવો.

उ वर्णानां सञ्ज्ञा । एवम्–अक्, अच्, हल्, अल् इत्यादयः । (६) ऊकालोऽज्झस्वदीर्घप्लुतः । १ । २ । २७ । उ ऊ ऊ ३ इत्युच्चारण – कालसदृश–कालोऽच् क्रमात् ह्रस्वदीर्घप्लुत-संज्ञः स्यात् । स प्रत्येकमुदात्तादिभेदेन त्रिधा । (७) उच्चैरुदात्तः १ । २ । २९ । (८) नीचैरनुदात्तः । १ । २ । ३० । (९) समाहारः स्वरितः । १ । २ । ३१ । एवं स नवविधोऽपि प्रत्येकमनुनासिकाननुनासिकत्वांभ्याम् द्विधा ।

---

एवं—એ પ્રમાણે અક્, અચ્, હલ્, અલ્. વગેરે પ્રત્યાહારો બનાવવા. તે જ વસ્તુ સૂચવવા માટે મૂળમાં યથા "अण्" इत्यादयः એમ જણાવ્યું છે.

(૬) અર્થ— હ્રસ્વ, દીર્ઘ ને પ્લુત ઉકારનો બોલવાનો સમય તેના સરખો છે, બોલવાનો સમય જેમનો એવો જે 'अच्' તેની ક્રમથી હ્રસ્વ, દીર્ઘ ને પ્લુત સંજ્ઞા થાય स प्रत्ये० ત્રણ સંજ્ઞાવાળા अच् ની પ્રત્યેકની ઉદાત્ત, અનુદાત્ત અને સ્વરિત સંજ્ઞા થાય છે.

(૭) અર્થ—ઊંચેથી બોલાય તે ઉદાત્ત (૮) નીચેથી બોલાય તે અનુદાત્ત

(૯) અર્થ—જેમાં ઉદાત્ત અને અનુદાત્ત સરખા બોલાય તેવા (अच्)ની સ્વરિત સંજ્ઞા થાય

નોટ—અચ્-ના હ્રસ્વ, દીર્ઘ, પ્લુત ત્રણ ભેદો થયા પછી હ્રસ્વના ત્રણ ઉદાત્ત, અનુદાત્ત અને સ્વરિત, તેમજ દીર્ઘના તેવા જ ત્રણ અને પ્લુતના ત્રણ-ભેદો તે જણાવવા માટે મૂળમાં स नव०... द्विधा–તેમ લખેલું છે.

स नव० તે 'અચ્' નવ પ્રકારનો છે તો પણ તે એક એકના– અનુનાસિક અને અનનુનાસિક એવા બે ભેદો બને છે

(१०) मुखनासिकावचनोऽनुनासिकः । १ । १ । ८ । मुखसहितनासिकया – उच्चार्यमाणो वर्णोऽनुनासिकसञ्ज्ञः स्यात् । तदित्थम् अ इ उ ऋ – एषां वर्णानां प्रत्येकमष्टादश (१८) भेदाः । ऌवर्णस्य द्वादश (१२) तस्य दीर्घाभावात् । एचामपि द्वादश (१२) तेषां ह्रस्वाभावात् । (११) तुल्यास्यप्रयत्नं सवर्णम् । १ । १ । ९ ताल्वादिस्थानम् आभ्यन्तर–प्रयत्नश्च इत्येतद् द्वयं यस्य येन तुल्यं तन्मिथः सवर्णसञ्ज्ञं स्यात् । (ऋऌवर्णयोर्मिथः सावर्ण्यं वाच्यम् ) ।

---

નોટ –ઉદાત્ત, અનુદાત્ત, સ્વરિત વેદમાં આવે છે અને તે તેના ચિહ્નથી જ ઓળખી શકાય છે દા ત आ यें મા ઊભી લીટી છે તે ઉદાત્તનુ ચિહ્ન अचाइ् મા આડી લીટી તે અનુદાત્તનુ ચિહ્ન, वव इ ચોડશ્વાઃ અહીં કરના પછી ૩ અંક મૂકેલ છે તે હ્રસ્વ સ્વરિતનું ચિહ્ન છે.

(૧૦) અર્થ — મુખ સહિત નાસિકા–નાકથી બોલાતો જે વર્ણ તેની અનુનાસિક સંજ્ઞા થાય. तदित्थम् તે આ પ્રમાણે अ, इ. અ, ઈ, ઉ, ઋ આ પ્રત્યેક અક્ષરોના અઢાર અઢાર ભેદો છે. ऌवर्ण० ઌકારના બાર ભેદો છે तस्य० તેના દીર્ઘના જ ભેદો નથી. एचाम० 'એચ્' ( એ ઐ ઓ ઔ )ના પણ બાર બાર ભેદો છે તેમના હ્રસ્વના જ ભેદો નથી. ( સમજૂતી કોઠા નં. ૧–માં આપેલી છે. )

(૧૧) અર્થ — તાલુ વગેરે સ્થાન અને આભ્યન્તર પ્રયત્ન જે અક્ષરના જે અક્ષરોની સાથે મળતા આવે તેમની પરસ્પર સવર્ણ સંજ્ઞા થાય. ऌकृ० ઌ અને ઋની પરસ્પર સવર્ણ સંજ્ઞા કહેવી જોઈએ ( તેમનાં સ્થાનો જુદાં છે–માટે )

વ્યા૦ (૧૧)— तालु आदिर्यस्य तत् तालवादि-ष० ब० स०
જેના આદિ તાલુ છે તેના અક્ષરો-તાલ્વાદિ-च तत् स्थान च-त०
ષા૦ સ૦ તાલુ વગેરે સ્થાન-આનો અર્થ બહુવ્રીહિ સમાસથી થાય-
પરંતુ કંઠસ્થાનના અક્ષરો રહી જાય છે તેથી તાલ્વે આદિ=તાલ્વાદિ=
પંચમી તત્પુરુષ સમાસ કરીને કંઠસ્થાન પણ લઈ શકાય

## ૪૩ = પ્રત્યાહારો

સૂચના — તમામ વ્યંજનો હલ્ = ખોડા છે તે પૂરતા પ્રમાણમાં અપ્રાપ્ય હોવાથી અકાર સહિત છાપ્યા છે

(૧) अक्-અ ઇ ઉ ઋ ऌ ( ) इक्-ઇ ઉ ઋ ऌ (૦) उक्-
ઉ ઋ ऌ (૪) एङ्-એ ઓ (૫) अच्-અ ઇ ઉ ઋ ऌ એ ઓ
ઐ ઔ (૬) इच्-ઇ ઉ ઋ ऌ એ ઓ ઐ ઔ (૯) एच्-એ ઓ
ઐ ઔ ( ) ऐच्-ઐ ઔ (૯) यत्-ય વ ર લ ઞ મ ઙ ણ ન ઘ
(૧૦) अट्-અ ઇ ઉ ઋ ऌ એ ઓ ઐ ઔ હ ય વ ર (૧૧)
अण्-અ ઇ ઉ ... અ ઇ ઉ ઋ ऌ એ ઓ ઐ ઔ હ ય વ ર લ
(૧૨) इण्-ઇ ઉ ઋ ऌ એ ઓ ઐ ઔ હ ય વ ર લ (૧૩) यण्
ય વ ર લ (૧૪) अम्-અ ઇ ઉ ऌ એ ઓ ઐ ઔ હ ય વ ર
લ ઞ મ ઙ ણ ન (૧૫) ङम् ઙ ણ ન (૧૬) ञम् ઞ મ ઙ ણ ન
(૧૭) यम् ય વ ર લ ઞ મ ઙ ણ ન (૧૮) खय्-ખ ફ છ ઠ થ
ચ ટ ત ક પ (૧૯) चय्-ચ ટ ત ક પ (૨૦) यय्-ઝ ભ ઘ ઢ
ધ જ બ ગ ડ દ ખ ફ છ ઠ થ ચ ટ ત ક પ (૨૧) मय्-મ ઙ
ણ ન ઝ ભ ઘ ઢ ધ જ બ ગ ડ દ ખ ફ છ ઠ થ ચ ટ ત ક પ
(૨૨) यय्-ય વ ર લ ઞ મ ઙ ણ ન ઝ ભ ઘ ઢ ધ જ બ ગ ડ

દ ખ ફ છ ઠ થ ચ ટ ત ક પ. (૨૩) खर्–ખ ફ છ ઠ થ ચ ટ ત ક પ શ ષ સ (૨૪) चर्–ચ ટ ત ક પ શ ષ સ (૨૫) झर्–ઝ ભ ઘ ઢ ધ જ બ ગ ડ દ ખ ફ છ ઠ થ ચ ટ ત ક પ શ ષ સ (૨૬) यर्–ય વ ર લ ઞ મ ઙ ણ ન ઝ ભ ઘ ઢ ધ જ બ ગ ડ દ ખ ફ છ ઠ થ ચ ટ ત ક પ શ ષ સ. (૨૭) शर्–શ ષ સ (૨૮) अल्–અ ઇ ઉ ઋ ઌ એ ઓ ઐ ઔ હ ય વ ર લ ઞ મ ઙ ણ ન ઝ ભ ઘ ઢ ધ જ બ ગ ડ દ ખ ફ છ ઠ થ ચ ટ ત ક પ શ ષ સ હ. (૨૯) झल्–ઝ ભ ઘ ઢ ધ જ બ ગ ડ દ ખ ફ છ ઠ થ ચ ટ ત ક પ શ ષ સ હ. (૩૦) रल्–ર લ ઞ મ ઙ ણ ન ઝ ભ ઘ ઢ ધ જ બ ગ ડ દ ખ ફ છ ઠ થ ચ ટ ત ક પ શ ષ સ હ (૩૧) वल्–વ ર લ ઞ મ ઙ ણ ન ઝ ભ ઘ ઢ ધ જ બ ગ ડ દ ખ ફ છ ઠ થ ચ ટ ત ક પ શ ષ સ હ. (૩૨) शल्–શ ષ સ હ (૩૩) हल्–હ ય વ ર લ ઞ મ ઙ ણ ન ઝ ભ ઘ ઢ ધ જ બ ગ ડ દ ખ ફ છ ઠ થ ચ ટ ત ક પ શ ષ સ હ. (૩૪) छव्– છ ઠ થ ચ ટ ત (૩૫) अश्–અ ઇ ઉ ઋ ઌ એ ઓ ઐ ઔ હ ય વ ર લ ઞ મ ઙ ણ ન ઝ ભ ઘ ઢ ધ જ બ ગ ડ દ. (૩૬) जश्– જ બ ગ ડ દ. (૩૭) झश्–ઝ ભ ઘ ઢ ધ જ બ ગ ડ દ. (૩૮) बश्– બ ગ ડ દ (૩૯) वश्– વ ર લ ઞ મ ઙ ણ ન ઝ ભ ઘ ઢ ધ જ બ ગ ડ દ. (૪૦) हश्– હ ય વ ર લ ઞ મ ઙ ણ ન ઝ ભ ઘ ઢ ધ જ બ ગ ડ દ (૪૧) झष्–ઝ ભ ઘ ઢ ધ. (૪૨) भष्–ભ ઘ ઢ ધ. (૪૩) र– ર લ.

અઢાર (૧૮) ભેદદર્શક કોઠો નં.—૧

[ અચ્ = અ. ઇ, ઉ, ઋ, લૃ, એ, ઓ, ઐ, ઔ, ]

| હ્રસ્વ ૬ | + દીર્ઘ ૬ | + પ્લુત ૬ = ૧૮ |
| --- | --- | --- |
| અ-ઇ-ઉ-ઋ-લૃ | અ-ઇ-ઉ-ઋ-એ-ઓ-ઐ-ઔ | અ-ઇ-ઉ-ઋ-લૃ-એ-ઐ-ઓ-ઔ |
| ૧ હ્રસ્વ ઉદાત્ત અનુનાસિક | ૧ દીર્ઘ ઉદાત્ત અનુનાસિક | ૧ પ્લુત ઉદાત્ત અનુનાસિક |
| ૨ ,, ,, અનનુનાસિક | ૨ ,, ,, અનનુનાસિક | ૨ ,, ,, અનનુનાસિક |
| ૩ ,, અનુદાત્ત અનનુનાસિક | ૩ ,, અનુદાત્ત અનુનાસિક | ૩ ,, અનુદાત્ત અનુનાસિક |
| ૪ ,, ,, અનુનાસિક | ૪ ,, ,, અનનુનાસિક | ૪ ,, , અનનુનાસિક |
| ૫ ,, સ્વરિત અનુનાસિક | ૫ ,, સ્વરિત અનુનાસિક | ૫ , સ્વરિત અનુનાસિક |
| ૬ ,, ,, અનનુનાસિક | ૬ ,, ,, અનનુનાસિક | ૬ ,, ,, અનનુનાસિક |

સંકલન—ઇ-ઉ-ઋ ના ૧૮ ભેદ લૃ ના ૧૨ ભેદ. એ-ઐ-ઓ-ઔ ના ૧૨ ભેદ

## तत्र स्थानानि

अकुहविसर्जनीयानां कण्ठः । इचुयशानां तालु । ऋटुरषाणां मूर्धा । लृतुलसानां दन्ताः । उपूपध्मानीयानामोष्ठौ । ञमङणनानां नासिका च । एदैतोः कण्ठतालु । ओदौतोः कण्ठोष्ठम् । वकारस्य दन्तोष्ठम् जिह्वामूलीयस्य जिह्वामूलम् । अनुस्वारस्य नासिका । ≍क≍ख इति कखाभ्यां प्रागर्धविसर्गसदृशो जिह्वामूलीयः । ≍प≍फ इति पफाभ्यां प्रागर्धविसर्गसदृश उपध्मानीयः । अं अः इत्यचः परौ–अनुस्वार–विसर्गौ ।

---

### દરેક અક્ષરોનાં સ્થાન

અર્થ-अकु० અકાર, કવર્ગ (ક ખ ગ ઘ ઙ). હકાર અને વિસર્ગનુ કઠસ્થાન છે इचु० ઇકાર, ચવર્ગ (ચ છ જ ઝ ઞ), યકાર અને શકાર તેઓનુ તાલુસ્થાન છે ऋटु० ઋકાર, ટવર્ગ (ટ ઠ ડ ઢ ણ) રકાર અને ષકાર તેઓનુ મૂર્ધાસ્થાન છે लृतु० લૃકાર, તવર્ગ (ત થ દ ધ ન) લકાર અને સકાર, તેઓનુ દન્તસ્થાન છે उपू० ઉકાર, પવર્ગ (પ ફ બ ભ મ) અને ઉપધ્માનીય તેમનું ઓષ્ઠસ્થાન છે ञम० ઞ મ, ઙ, ણ, ન, આ પાચેય અક્ષરોનુ નાસિકા સ્થાન છે અને તેમા રહેલા च–શબ્દથી પોતપોતાનુ જે તે તાલુ વગેરે પણ સ્થાન લેવાય છે एदै० એકાર, ઐકારનુ કઠ અને તાલુસ્થાન છે. ओदौ० ઓકાર અને ઔકારનુ કઠ અને ઓષ્ઠસ્થાન છે वकार० વકારનુ દત અને ઓષ્ઠસ્થાન છે जिह्वा० જિહ્વામૂલીય(≍ક≍ખ)નું જિહ્વામૂલસ્થાન છે, अनु० અનુસ્વારનુ નાસિકાસ્થાન છે ≍क≍ख० કકાર અને ખકારના પહેલા અર્ધ ગોલાકાર ચિહ્ન કરવામાં આવે છે તે જિહ્વામૂલીય કહેવાય છે ≍प≍फ० પકાર ને ફકારના પહેલા અર્ધ ગાળાકારના ચિહ્ન ઉપધ્માનીય કહેવાય છે अ, अः અચ્ સ્વરથી પર

### સ્થાનદર્શક કોઠો. નં—૨

| ૧ કંઠ-સ્થા૦ | ૨ તાલુ-સ્થા૦ | ૩ મૂર્ધા-સ્થા૦ | ૪ દંત-સ્થા૦ | ૫ ઓષ્ઠ-સ્થા૦ |
|---|---|---|---|---|
| અકાર ( અઢાર પ્રકારનો), ક વર્ગ (ક ખ ગ ઘ ઙ) હ અને વિસર્ગ : | ઇકાર ( અઢાર પ્રકારનો ), ચ વર્ગ (ચ છ જ ઝ ઞ) ય અને શ | ઋકાર ( અઢાર પ્રકારનો ) ટ વર્ગ (ટ ઠ ડ ઢ ણ) ર અને ષ. | લૃકાર ( બાર પ્રકારનો ), ત વર્ગ (ત થ દ ધ ન) લ અને સ | ઉકાર ( અઢાર પ્રકારનો ), પ વર્ગ (પ ફ બ ભ મ) અને ઉપધ્માનીય ≍ પ ≍ ફ. |
| ૬ નાસિકા-સ્થા૦ | ૭ કંઠતાલુ સ્થા૦ | ૮ કંઠ-ઓષ્ઠસ્થા૦ | ૯ દંત-ઓષ્ઠ સ્થા૦ | ૧૦ જિહ્વામૂલ૦ |
| ઙ ઞ ણ ન મ અને અનુસ્વાર૦ | એ અને ઐ | ઓ અને ઔ | વ | જિહ્વામૂલીય ≍ ક ≍ ખ |

| સ્પૃષ્ટ (૧) પ્રયત્ન | ઈષત્સ્પૃષ્ટ (૨) પ્ર૦ | વિવૃત (૩) પ્ર૦ | ઈષદ્વિવૃત (૪) પ્ર૦ | સંવૃત–પ્ર૦ |
|---|---|---|---|---|
| [સ્પર્શ અક્ષરો] | [અન્તઃસ્થ] | [સ્વર અચ્] | [ઊષ્માક્ષર] | હ્રસ્વ અકાર |
| ક ખ ગ ઘ ઙ | ય | અ ઇ ઉ | શ | પ્રયોગ દશામાં |
| ચ છ જ ઝ ઞ | ર | ઋ ઌ એ | ષ | |
| ટ ઠ ડ ઢ ણ | લ | ઓ ઐ ઔ | સ | |
| ત થ દ ધ ન | વ | | હ | |
| પ ફ બ ભ મ | | | | |

## બાહ્યપ્રયત્ન દર્શક કોઠો નં.—૪

| વિવાર, શ્વાસ, અઘોષ (૧–૩) | સંવાર, નાદ, ઘોષ (૪–૬) | અલ્પપ્રાણ (૭) | મહાપ્રાણ (૮) | ઉદાત્ત અનુદાત્ત સ્વરિત (૯–૧૧) |
|---|---|---|---|---|
| [ખર્ પ્રત્યાહાર, ૧૩ અક્ષરો] | [હશ્ પ્રત્યાહાર ૨૦ અક્ષરો] | ક ગ ઙ ય | ખ ઘ શ | અ, ઇ, ઉ, ઋ, ઌ, |
| | | ચ જ ઞ ર | છ ઝ ષ | એ, ઓ, ઐ, ઔ |
| ખ ફ છ ઠ થ | હ ય વ ર લ ઞ | ટ ડ ણ લ | ઠ ઢ સ | [૯ અક્ષરો અચ્ |
| ચ ટ ત ક પ | મ ઙ ણ ન ઝ ભ | ત દ ન વ | થ ધ હ | પ્રત્યાહાર ] |
| શ ષ સ | ઘ ઢ ધ જ બ ગ ડ દ | પ બ મ (૧૯) | ફ ભ (૧૪) | |

## अथ प्रयत्नाः

यत्नो द्विधा, आभ्यन्तरो बाह्यश्च । आद्यः पञ्चधा, स्पृष्ट ईषत्स्पृष्टम्, ईषद्विवृत्तम्, विवृतम्, संवृतम् । तत्र स्पृष्टं प्रयत्नं स्पर्शानाम् । ईषत्स्पृष्टमन्तःस्थानाम् । ईषद्विवृतमूष्मणाम् । विवृतं स्वराणाम् । संवृत प्रयोगे ह्रस्वस्यावर्णस्य । कादयो मावसानाः स्पर्शाः । यणोऽन्तस्थाः । शषसहाः = उष्माणः अचः स्वराः । हलो व्यञ्जनानि । बाह्यप्रयत्न एकादशधा-विवारः

---

તે સ્વરના મસ્તક ઉપર મીંડું આવે છે તેને અનુસ્વાર. અને સ્વરના પછી બે મીંડા આવે છે તે વિસર્ગ કહેવાય છે.

અર્થ—यत्नो० પ્રયત્ન બે પ્રકારના છેઃ (૧) આભ્યન્તર (૨) બાહ્ય. આભ્યન્તર પ્રયત્ન પાંચ પ્રકારનો છે, (૧) સ્પૃષ્ટ, (૨) ઈષત્સ્પૃષ્ટ, (૩) ઈષદ્વિવૃત, (૪) વિવૃત, (૫) સંવૃત. तत्र० તેમાં સ્પર્શ અક્ષરોનું સ્પૃષ્ટ પ્રયત્ન (૧), અન્તઃસ્થ અક્ષરોનું ઈષત્સ્પૃષ્ટ પ્રયત્ન (૨), ઉષ્માક્ષરોનુ ઈષદ્વિવૃત (૩), સ્વરોનુ વિવૃત પ્રયત્ન (૪), હ્રસ્વ અવર્ણના પ્રયોગમાં સંવૃત પ્રયત્ન છે. (૫), काद० કકારથી મકાર સુધીના (૨૫) અક્ષરો સ્પર્શ છે. यणो० યણ્ પ્રત્યાહારના અક્ષરો અન્તઃસ્થ કહેવાય शष० શ, ષ, સ, હને ઉષ્માક્ષરો કહેવાય, अचः० અચોને સ્વર કહેવાય, हलो० હલ્ પ્રત્યાહારના અક્ષરો વ્યંજન કહેવાય

बाह्यप्रयत्न બાહ્ય પ્રયત્ન (૧૧) પ્રકારનો છે: (૧) વિવાર, (૨) સંવાર, (૩) શ્વાસ, (૪) નાદ, (૫) અઘોષ, (૬) ઘોષ, (૭) અલ્પપ્રાણ, (૮) મહાપ્રાણ, (૯) ઉદાત્ત, (૧૦) અનુદાત્ત, અને (૧૧) સ્વરિત.

खरा० ખર્ પ્રત્યાહારના અક્ષરોનું વિવાર, શ્વાસ, અને અઘોષ પ્રયત્ન છે. (૧–૩) हलां० હલ્ પ્રત્યાહારના અક્ષરોનો સંવાર, નાદ ને

संवारः, श्वासः, नादः, अघोषः, घोषः, अल्पप्राणः, महाप्राणः उदात्तः, अनुदात्तः, स्वरितश्चेति। खरां विवारः श्वासोऽघोषश्च। हशां संवारो नादो घोषश्च। वर्गाणां प्रथमतृतीयपञ्चमा यणश्चाल्पप्राणाः। वर्गाणां द्वितीयचतुर्थौ शलश्च महाप्राणाः।

(१२) अणुदित्सवर्णस्य चाप्रत्ययः। १। १। ६९। अविधीयमानो अण् उदित् च सवर्णस्य सञ्ज्ञः स्यात्। अत्रैवाण् परेण णकारेण कुचुटुतुपु-एते उदितः तदेवम्-'अ' इत्यष्टादशानां (१८) संज्ञा। तथा इकारः, उकारश्च। ऋकारः, त्रिंशतः (३०) सञ्ज्ञा। अनुनासिकाननुनासिकभेदेन यवला

---

ઘોષ, પ્રયત્ન છે (૪–૬) વર્ગોનો પહેલો ત્રીજો અને પાંચમો અક્ષર તથા यण् પ્રત્યાહારના અક્ષરોનો અલ્પપ્રાણુ (૭) પ્રયત્ન છે. વર્ગોના બીજા તથા ચોથા અને शल्० પ્રત્યાહારના અક્ષરોનો મહાપ્રાણુ (૮) પ્રયત્ન છે

નોટઃ—अच् પ્રત્યાહારના અક્ષરોનું ઉદાત્ત, અનુદાત્ત, સ્વરિત (૯–૧૧) પ્રયત્ન છે

(૧૨) અર્થ– નહિ વિધાન કરાતો જે 'अण्' અને 'उदित्' તે સવર્ણની સંજ્ઞાવાળો થાય (અર્થાત ગમે તે સૂત્રમાં 'અ' કહેવાથી દીર્ઘ "આ" તેમજ હ્રસ્વ ઈ ઉ ઋ થી દીર્ઘ ઈ ઊ ૠ લઈ શકાય છે) अत्रैवा० આ સૂત્રમાં જ अण्=પ્રત્યાહાર બીજા ણકાર (लण् ના) સુધી લેવાય. कु–चु० કુ–ચુ–ટુ–તુ–પુ 'ઉદિત્' કહેવાય છે (તેમાથી હ્રસ્વ ઉકારની ઇત્સંજ્ઞા થાય છે, તેથી)

तदेवम्०— તે આ પ્રમાણે–'अ' અઢાર ભેદોનો બોધક બને છે. 'इ' અને 'उ' પણ અઢારના બોધક બને છે 'ऋ' ત્રીસનો

द्विधा। ते च द्वयोर्द्वयोः संज्ञा। (१३) परः सन्निकर्षः संहित
१।४।१०९। वर्णानामतिसन्निधिः संहितासंज्ञः स्या
(१४) हलोऽनन्तराः संयोगः। १।१।७। अज्भिरव्यव
हिता हलः संयोगसंज्ञाः स्युः। (१५) सुप्तिङन्तं पदम्। १
। १। १४। सुबन्तं तिङन्तञ्च पदसंज्ञं स्यात् यथा रामः
भवति। (१६) अलोऽन्त्यात्पूर्वउपधा। १। १। ६५।
अन्त्यादलः पूर्वो वर्ण उपधासंज्ञः स्यात्।

## इति संज्ञाप्रकरणम्

---

બોધક બને છે. अनु० અનુનાસિક અને અનનુનાસિકના ભેદથી ય્–વ્–લ્ બે પ્રકારના છે. તેથી તે બંનેના બોધક બને છે.

(१३) અર્થ–વર્ણો ખૂબ પાસે રહેલા હોય તો તેની સંહિતા સંજ્ઞા થાય

(१४) અર્થ—अच्=સ્વર વગરના हल्–અક્ષરોની સંયોગ થાય.

(१५) અર્થ–સુબન્ત અને તિઙન્તની પદ સંજ્ઞા થાય. रामः સુબન્ત છે. भवति તિઙન્ત છે

(१६) અર્થ— અન્ત્ય–છેલ્લા अल्‌ની પૂર્વે રહેલા વર્ણની 'ઉપધા' સંજ્ઞા થાય.

સંજ્ઞા પ્રકરણ પૂરું થયું

(१९) एचोऽयवायावः । ६ । १ । ७८ । एचः क्रमा अय्, अव्, आय्, आव् एते स्युरचि । हरे + ए=हरये । वि + ए=विष्णवे । नै + अकः=नायकः । पौ + अकः=पावकः ने + अति=नयति । भो + अति=भवति । बटो + ऋक्ष=ब

---

વ્યા૦ (૧૮) सुधी + उपास्यः માં સુધીને ઇકાર इक् છે. उपा૦ ઉકાર अच् = પરમાં છે. मधु = अरिः માં ઉકાર ઇક્ છે. अरिનો અકા અચ્ પરમા છે. धातृ + अंशः માં ઋકાર ઇક્ છે. अंशनो અકાર = અ પરમાં છે लृ + आकृतिमां लृ इक् છે આ = અચ્ પરમાં છે તેથી "इको यणचि" સૂત્રથી ચારેય ઉદાહરણોમા यण्–य्–व्–र्–ल् થવા આ૦ પરન્તુ "स्थानेऽन्त०" સૂત્રથી સ્થાન સરખું આવે તે થાય. ઇકાર તાલુસ્થાન છે માટે તાલુસ્થાની य् થઈ ને सुध् य् उपास्यः થયા બા "अज्झी०" નિયમના આધારે, વર્ણો ભેગા થઈને सुद्ध्युपास्यः = બુદ્ધિશાળી માણસોથી ઉપાસના કરવા યોગ્ય–પ્રભુ, રૂપ બન્યું. તે રીતે, मध्वरिः માં ઉકારનો વકાર = મધુ નામના દૈત્યના શત્રુ, धात्रंशः માં ઋકારનો રકાર = બ્રહ્માનો અંશ, लाकृतिः મા લૃકારનો લકાર થઈ ને ચારેય રૂપો બને છે. તેવી જ રીતે गौर्यागन्छति = પાર્વતી આવે છે, તેમા ઈકારનો યકાર कुर्विदम् = રકારમાં ઉકાર ઓષ્ઠસ્થાની છે; તેનો ઓષ્ઠસ્થાની વકાર. मात्राज्ञा = માતાની આજ્ઞામાં મૂર્ધાસ્થાની ઋકારનો મૂર્ધાસ્થાની રકાર, लाकारः = લૃકારનો દંતસ્થાની લૃકારનો દન્તસ્થાની લકાર, થઈ મૂળમાં બતાવેલા રૂપો બને છે.

(૧૯) અર્થ— एच् ના સ્થાનમાં ક્રમથી અય્, અવ્, આય્, આવ્–આદેશો થાય, अच् પરમાં હોય તો.

નોટ–शत्रुवदादेशः मित्रवदागमः=આદેશ શત્રુના જેવો છે આગમ મિત્રના જેવો છે. દા. ત. ए ની જગાએ अय् ગયો છે. માટે अय्–આદેશ છે તેવી જ રીતે દરેક આદેશોમાં સમજી લેવું.

## ॥ अथ हलन्ता नपुंसकलिङ्गाः ॥

चतुर् + जस्, शि, "चतुरनडुहो०" इत्याम्, चत्वारि २। चतुर्भिः। चतुर्भ्यः २। चतुर्णाम्। चतुर्षु। विभक्त्यभावान्न कादेशः, किम्, के, कानि। शेषं पुंवत्। इदम्, इमे, इमानि। शेषं पुंवत्। स्वमोर्लुक्, "न लोपः प्रातिपदिकान्तस्य"-

---

### હલન્ત નપુંસકલિંગ શબ્દ

અ૦ સૂચના—આ પ્રકરણમાં પણ દરેક શબ્દની પ્રાતિપદિક સંજ્ઞા, ઉપરાંત સર્વનામ સંજ્ઞક શબ્દોની સર્વનામ સંજ્ઞા કરી સુ-વગેરે પ્રત્યયો લાવવા. चतुर्+जस् માં "जश्शसोः" સૂત્રથી जस् નો शि, તેની "शि सर्वनाम०" સૂત્રથી સર્વનામ સંજ્ઞા, અનુબન્ધલોપ 'चतुरनडुहो०" સૂત્રથી ઉકાર પછી મિત્ હોવાથી आम् કરવો=चतु+आ+र्, ઉકારનો યણ્=व् થઈ વર્ણો મળતાં चत्वारि પ્ર. દ્વિ બ વ. चतुर्भिस् चतुर्भ्यस् માં બન્ને સ્ નો રુત્વ, વિસર્ગ થતાં चतुर्भिः तृ चतुर्भ्यः च प चतुर्+आम् માં "षट्चतुर्भ्यश्च" સૂત્રથી आम् ને नुट्નો આગમ, ટિત્ હોવાથી આદિ=चतुर्+न्+आम्, न् નો "अट्कुप्वा०" સૂત્રથી ण् થઈ વર્ણો મળતાં चतुर्णाम् ५ चतुर् सुप्, प् નો અનુબન્ધલોપ, "आदेश-प्रत्ययो०" સૂત્રથી स् નો ष् થઈ चतुर्षु स ના રૂપો બને છે. વિભક્તિ (सु अम् વગેરે) વિભક્તિસંજ્ઞક પ્રત્યયોનો લોપ થવાથી किम् નો "क" આદેશ થતો નથી.

किम्+सु अम्, "स्वमोर्नपुं०" સૂત્રથી सु. અને अम्નો લોપ થયો "किमः कः" સૂત્રથી વિભક્તિ પરમાં ન હોવાથી 'क' આદેશ થયો નહી, किम्–પ્ર. દ્વિ એ. વ किम्+औंમાં "किमः क" સૂત્રથી क=આદેશ "नपुंसका०" સૂત્રથી औं ના शी, અનુબન્ધલોપ = क + ई. "आद्गुणः" સૂત્રથી ગુણ ए–के પ્ર દ્વિ દ્વિ વ. किम्+जस्, इम्=

ति नस्य लोपः । दण्डि, दण्डिनी, दण्डीनि । दण्डिना, दण्डिभ्याम्, दण्डिभिः । दण्डिने । दण्डिनः २ । दण्डिनोः २ । दण्डिनाम् । दण्डिषु । हे दण्डिन् ! तत्, ते, तानि, । यत्,

---

किम्ना 'क', આદેશ "जश्शसो०"થી जस्, शस्ना शि આદેશ "नपुंसकस्य०"થી नुम्ना આગમ, અનુબંધલોપ, અને તે અંત્ય અચ્થી પર=कन्+इ "सर्वनामस्थाने०" સૂત્રથી ઉપધાદીર્ઘ થઈ कानि પ્ર. દ્વિ. બ. વ. બને છે. केन काभ्याम् कैः વગેરે રૂપો પુંલિંગ પ્રમાણે સિદ્ધ કરવાં.

इदम्માં પણ ઉપર પ્રમાણે सु, अम्નો લોપ. इदम् પ્ર દ્વિ એ વ. इदम्+औ "त्यदादीनामः"થી म् નો अ= "अतोगुणे"થી પરરૂપ, औ નો ઉપર મુજબ शी, અનુબંધલોપ= इद+इ "दश्च" સૂત્રથી द નો म, ગુણ થઈ इमे પ્ર. દ્વિ. દ્વિ. વ इदम् जस्, शस्, म् નો अ, પરરૂપ, द નો म. जस्, शस्, નો शि, તેની સર્વનામસંજ્ઞા ઉપર મુજબ नुमનો આગમ, ઉપધા દીર્ઘ, થઈ इमानि, પ્ર. દ્વિ. બ. વ. બને છે. अनेन आभ्याम् एभिः વગેરે રૂપો પુલ્લિંગ પ્રમાણે સિદ્ધ કરવાં.

दण्डिन् શબ્દમાં सु, ને अम्નો લોપ ઉપર પ્રમાણે કરી "नलोपः" સૂત્રથી न्નો લોપ કરી दण्डि. પ્ર દ્વિ. એ. વ. दण्डिन् औ,માં औ નો शी, ઉપર મુજબ, અનુબંધલોપ, વર્ણ મળતાં दण्डिनी. પ્ર. દ્વિ. દ્વિ વ दण्डिन् जस्ने शस्नो शि=करी ઉપધા इ નો દીર્ઘ ई થઈ दण्डीनि પ્ર. દ્વિ. બ. વ. दण्डिन् टा= અનુબંધલોપ, વર્ણ મળતાં दण्डिना, ङे ङसि ङस्, ओस्, आम्, ङि આ પ્રત્યયોમાં ङकारनो અનુબંધલોપ કરી दण्डिन्ना न्कारमां મળી જતાં, सुना रुत्व, વિસર્ગ થઈ, दण्डिने, दण्डिनः २, दण्डिनोः २: दण्डिनाम् भ्याम्-भिस् વગેરે ૭ અકારાદિ અને सुप्, પ્રત્યય પર રહેતાં दण्डिन्ની પદસંજ્ઞા "स्वादिष्वसर्वनामस्थाने" સૂત્રથી કરી "न लोप०" સૂત્રથી न्कारनो લોપ થઈ दण्डिभ्याम्, ૩ दण्डिभिः,

ये यानि । शेष पुंवत् । पयः, पयसी, पयांसि । पयसा, पयोभ्याम्, पयोभिः । पयसे, पयोभ्याम्, पयोभ्यः । पयसः २ ।

---

दण्डिभ्यः २, सुप्‌નાં પ્‌નો લોપ કરી, સકારનો ષકાર કરી दण्डिषु स. हे दण्डिन्‌માં સુનો લોપ કર્યા બાદ "सम्बुद्धौ नपुंसकानां नलोपो वा वाच्यः" વાર્તિકથી વિકલ્પે न્‌નો લોપ થતાં हे दण्डिन्, हे दण्डि એ રૂપો, બાકીનાં પ્રથમા પ્રમાણે સિદ્ધ બને છે.

तद्+सु, अम् બન્નેનો ઉપર મુજબ લોપ ( વારતાનો મૂળમાં નથી ) સૂત્રથી द्‌નો વિકલ્પે त કાર થઈ तत्+द्, બાકીના औ વગેરે પ્રત્યયો પર રહેતાં द्‌નો અકાર, અને પરરૂપ કરી त+औ નો शी, द्‌નો લોપ, ગુણ થઈ ते, तद्=ઉપર મુજબ त+जस् માં शि, તેની સર્વનામ સંજ્ઞા, नुम्‌નો આગમ, ઉપધાદીર્ઘ, ઉપર પ્રમાણે કરી, तानि પ્રથમા, તે જ રીતે तद्+अम्, त, तानि દ્વિતીયા બને છે तेन ताभ्याम् तैः વગેરે પુંલિંગ પ્રમાણે રૂપો સિદ્ધ કરવાં, તે જ પ્રમાણે यत्+द्, ये यानि, प्र द्वि नां રૂપો બનાવી બાકીના પુલ્લિંગ પ્રમાણે સિદ્ધ કરવાં.

पयस्+सु, अम्-બન્નેનો ઉપર મુજબ લોપ, स्‌ના રુત્વ વિસર્ગ, पयः औ નો शी, અનુબંધલોપ ई વર્ણ મળી જતાં पयसी, पयस्+जस्, शस्, નો शि, અહીં झल्=स् હોવાથી नुम्‌નો આગમ." ( सान्तमहतः संयोगस्य, મૂળમાં નથી ) સૂત્રથી, न्‌ની ઉપધાનો દીર્ઘ થઈ, न्‌નો અનુસ્વાર, વર્ણ મળતાં पयांसि, प्र. द्वि., टा, ङे. ङसि, ङस्, ओस्, आम्, ङि ओस् આ પ્રત્યયોમાં ङ्‌નો અનુબંધલોપ, સકારના રુત્વ વિસર્ગ, વર્ણ મળતાં, पयसा, पयसे, पयसः २, पयसोः, पयसाम्, રૂપો, भ्याम्, ३, भिस्, भ्यस् २, सुप्, આ પ્રત્યયો પર રહેતા स्‌નો रु, उ નો અનુબંધ લોપ, "हशि च" સૂત્રથી उत्व, गुण, થઈ पयोभ्याम् ३, पयोभिः, पयोभ्यः २, રૂપો બને છે.. सुप्‌ના प्‌નો લોપ, पयस्‌ના स्‌ રુત્વ,

पयसोः २ । पयसाम् । पयसि, पयसोः, पयस्सु ।

॥ इति हलन्तनपुंसिकलिङ्गः ॥

---

## ॥ अथाव्यय-प्रकरणम् ॥

(१७०) स्वरादिनिपातमव्ययम् । १।१।३७ । स्वरादयो निपाताश्चाव्ययसञ्ज्ञाः स्युः १-स्वर्, २-अन्तर्, ३-प्रातर्, ४-पुनर्, ५-उच्चैस्, ६-नीचैस्, ७-शनैस्, ८-युगपत्, ९-पृथक्, १०-ह्यस्, ११-श्वस्, १२-सायम्,

---

વિસર્ગ, "विसर्जनीय॰" સૂત્રથી વિસર્ગનો સ્ થઈ पयस्सु (वा शरि =મૂળમાં નથી) વિકલ્પે વિસર્ગનો વિસર્ગ રહે ત્યારે पयःसु પણ રૂપ બને છે. ॥ श्रीरस्तु ॥

હલન્ત નપુંસકલિંગ પ્રકરણ પૂરું થયું.

---

(૧૭૦) અર્થ -स्वर् વગેરે, અને च, वा વગેરે નિપાતોની અવ્યયસંજ્ઞા થાય.

નોટ—स्वर् વગેરે અવ્યયોની પ્રાતિપદિક સંજ્ઞા કરી, सु વગેરે ૨૧ પ્રત્યયો આવે છે. પરન્તુ "अव्ययादाप् सुपः" (મૂળમાં નથી.) સૂત્રથી आप्, અને सुप् પ્રત્યાહારના सु વગેરેનો લોપ થાય છે.

અવ્યયાર્થ=(૧) સ્વર્ગ (૨) મધ્ય, વ્યવધાન (૩) સવાર (૪) ફરીથી (૫) ઊંચું, ઊંચેથી (૬) નીચું, નીચેથી (૭) ધીરે, ધીરેથી (૮) એકી સાથે (૯) જુદું, ભિન્ન (૧૦) ગઈ કાલે (૧૧) આવતી

१३–चिरम्, १४–ईषत्, १५–तूष्णीम्, १६–बहिस्, १७–स्वयम्, १८–वृथा, १९–नक्तं, २०–न, २१–वत्, (ब्राह्मणवत्) २२–तिरस्, २३–अन्तरेण, २४–शम्, २५–सहसा, २६–विना, २७–नाना, २८–स्वस्ति, २९–अलम्, ३०–मृषा-मिथ्या, ३१–मुधा, ३२–पुरा, ३३–प्राक्, ३४–मिथस्, ३५–प्रायस्, ३६–मुहुस्, ३७–साकम्, ३८–सार्धम्, ३९–नमस्, ४०–मा, इति स्वरादयः। (आकृतिगणोऽयम्) अथातश्चादयोऽन्यानि चाव्ययानि। (च, वा, ह, इत्यादिश्चादयः) ४१–एवम्, ४२–एव, ४३–नूनम्, ४४–भूयस्

---

કાલે (૧૨) સાંજે (૧૩) લાંબા કાળે, વિલંબથી (૧૪) થોડું, (૧૫) મૌન, ચૂપચાપ (૧૬) બહાર (૧૭) પોતે (૧૮) નકામુ વ્યર્થ (૧૯) રાત્રિ (૨૦) નહીં, નિષેધ (૨૧) જેવું, બ્રાહ્મણના જેવુ (૨૨) વાંકુ, તિરસ્કાર (૨૩) વગર, રહિત (૨૪) સુખ, કલ્યાણ, શાન્તિ (૨૫) એકદમ, વગર વિચાર્યે, તત્કાલ, (૨૬) વગર (૨૭) અનેક પ્રકારે (૨૮) કલ્યાણ, આશીર્વાદ (૨૯) બસ, પૂરતુ સમર્થ, શક્તિ (૩૦) અસત્ય, જૂઠું. (૩૨) નકામુ, ફોગટ, વ્યર્થ (૩૩) પહેલાં (૩૪) પરસ્પર, અન્યોન્ય (૩૫) ઘણું કરીને, અધિક, મોટે ભાગે (૩૬) વારવાર (૩૭–૩૮) સાથે, (૩૯) નમસ્કાર, વંદન, (૪૦) નિષેધ–इति૦ આ સ્વરાદિ ગણ છે. નોટ—स्वरादि=માં આદિ પરથી બીજા પણ લઈ શકાય છે. દા૦ कामम्=ઇચ્છા પ્રમાણે प्रकामं=ખૂબ, વધુ પ્રમાણમાં ભૂયસ્=ફરીથી साम्प्रतम्=હમણાં, યોગ્ય, परम्=કિન્તુ, પરન્તુ साक्षात्=પ્રત્યક્ષ, વગેરે स्वरादि=આકૃતિગણ છે તથા બીજા પણ શબ્દો (અવ્યયો) તેમાં આવે. अथातश्चा० હવે च=વગેરે, તથા બીજા અવ્યયો બતાવે છે (૪૧) એ પ્રમાણે (૪૨) નિશ્ચય, જરૂર (૪૩) નિશ્ચે, નક્કી (૪૪)

४५–चेत्, ४६–यावत्, ४७–तावत्, ४८–तथाहि, ४९–सुष्ठु, ५०–खलु, ५१–अकस्मात्, ५२–अग्रतः; ५३–अतः, ५४–अति, ५५–अत्र, ५६–अद्य, ५७–अधुना, ५८–अन्यत्र, ५९–अपि, ६०–अवश्यम्, ६१–सकृत्, ६२–असकृत्, ६३–आदि, ६४–इतः, ६५–इदानीम्, ६६–इह, ६७–इव ६८–उपरि, ६९–एकदा, ७०–कथम्, ७१–कदा, ७२–किम्, ७३–किञ्चित्, ७४–कुतः, ७५–कुत्र, ७६–च, ७७–ततः, ७८–तत्र, ७९–तथा, ८०–तदा, ८१–नित्यम्, ८२–पश्चात्, ८३–पुनः, ८४–अभितस्, ८५–प्रायेण, ८६ यतः, ८७–यत्र, ८८–यथा, ८९–यदा, ९०–शीघ्रम्, ९१

---

ફરીથી (૪૫) જો (૪૬) જ્યાં સુધી (૪૭) ત્યાં સુધી, (૪૮) જેમકે, રજૂઆતની રીતશાત (૪૯) સારું, ઠીક (૫૦) નિશ્ચય, નિષેધ, (૫૧) અચાનક (૫૨) આગળથી (૫૩) આથી, એથી, એટલા માટે, એ માટે (૫૪) અત્યંત પૂરા, અતિક્રમણ, ઉલ્લંઘન કરવું (૫૫) અહીં (૫૬) આજ, અત્યારે (૫૭) હમણાં (૫૮) બીજી જગ્યાએ (૫૯) પણ (૬૦) જરૂર (૬૧) એક વખત (૬૨) વારંવાર (૬૩) પ્રારંભ, શરૂઆત (૬૪) અહીંથી (૬૫) અત્યારે, હમણાં (૬૬) અહીં (૬૭) સરખું, માફક (૬૮) ઉપર (૬૯) એક સમય (૭૦) કેવી રીતે, કેમ (૭૧) ક્યારે (૭૨) કોણ, શું (૭૩) જરા, કંઈક (૭૪) ક્યાંથી (૭૫) ક્યાં (૭૬) અને, સમુચ્ચય (૭૭) ત્યાર પછી (૭૮) ત્યાં (૭૯) તે પ્રમાણે, તે પ્રકારે (૮૦) ત્યારે (૮૧) હમેશાં (૮૨) પછી (૮૩) ફરીથી (૮૪) બંને બાજુથી (૮૫) ઘણું કરીને (૮૬) જ્યાં (૮૮) જેવી રીત, જે પ્રકારે (૮૯) જ્યારે (૯૦) શીઘ્ર, સારું, (૯૧) જલદીથી

चरम्, ९२—सदा, ९३—सद्यः, ९४—सम्प्रति, ...
तम्, ९६—सम्यक्, ९७—सहसा, ९८—सत्यम्, ९९—सम-
न्ततः, १००—सह, १०१—अथ। अव्यय—लक्षणम्=सदृशं
त्रिषु लिङ्गेषु सर्वासु च विभक्तिषु। वचनेषु च सर्वेषु यन्न व्येति
तदव्ययम् ॥ इत्यव्ययानि।

---

॥ अथ विभक्त्यर्थाः ॥

(१७१) प्रातिपदिकार्थलिङ्गपरिमाणवचनमात्रे प्रथमा।

---

(૯૨) હમેશાં, નિત્ય (૯૩) તરત જ (૯૪) અત્યારે (૯૫) યોગ્ય,
ઠીક, (૯૬) સારી રીતે (૯૭) એકદમ, અચાનક (૯૮) અર્ધું સ્વી-
કાર કરવામાં, સત્ય, ખરું (૯૯) ચારે તરફથી (૧૦૦) સાથે (૧૦૧)
આરંભ, પછી આ સિવાય બીજા પણ અવ્યયો છે (જુઓ વૈ० સિ०
કૌ० અવ્યય પ્રકરણ) ઇતિ० એ પ્રમાણે અવ્યયાનિ=અવ્યયો બતાવ્યાં.

અવ્યયનું લક્ષણ=ત્રણેય લિંગમાં, સાતેય વિભક્તિમાં, અને
ત્રણેય વચનોમાં જે રૂપો બદલાતા નથી; તેવા શબ્દોને અવ્યય કહે-
વાય છે "श्रीरस्तु"

અવ્યય પ્રકરણ પૂરું થયું

---

(૧૭૧) અર્થ—नियता नियता नियमेन=उपस्थिति. यस्य सः (૫
બ વ.) नियतोपस्थितिकः=જે પ્રાતિપાદક=શબ્દને બોલતાં જે અર્થનું
નિયમથી શંકા વગર જ્ઞાન થાય તે શબ્દના અર્થને=પ્રાતિપદિકાર્થ કહે
વાય દા—राम શબ્દના ઉચ્ચારણ કરવાથી દશરથ રાજાના પુત્ર રામચંદ્ર

२।३।४६ । नियतोपस्थितिकं प्रातिपदिकार्थः । मात्रशब्दस्य प्रत्येकं योगः । प्रातिपदिकार्थमात्रे लिङ्गमात्राधिक्ये परिमाणमात्रे संख्यामात्रे च प्रथमा स्यात् । प्रातिपदिकमात्रे— उच्चैः, नीचैः, कृष्णः, श्रीः, ज्ञानम् । लिङ्गमात्रे—तटः, तटी, तटम् । परिमाणमात्रे—द्रोणो व्रीहिः । वचनं संख्या । एकः, द्वौ, बहवः ।

---

રૂપી અર્થનું નિશ્ચય જ્ઞાન થાય છે તેથી તે અર્થ 'प्रातिपदिकार्थ' કહેવાય છે માત્ર૦ માત્ર શબ્દનો પ્રત્યેક શબ્દોની સાથે સબંધ છે

નોટ—" द्वन्द्वान्ते द्वन्द्वादौ वा श्रूयमाणं पदं प्रत्येकमभिसम्बद्ध्यते " દ્વન્દ્વ સમાસના અન્તે, અથવા શરૂઆતમાં સંભળાતા પદનો દરેક પદોની સાથે સબંધ થાય છે પ્રાતિપાદિ૦ સૂત્રમાં દ્વન્દ્વ સમાસ છે ને માત્ર શબ્દ તેના અંતમાં છે

(૧૦૧) અર્થ—પ્રાતિપાદિકાર્થમાં જ, લિંગની અધિકતામાં જ, પરિમાણ=માપ વાચક શબ્દમાં જ અને સંખ્યા=ગણત્રીમાં જ 'પ્રથમ' વિભક્તિ થાય

વ્યાક (૧૦૧) प्रातिपदिकस्य-अर्थ - प्रातिपदिकार्थः स एव इति प्रातिपदिकार्थमात्र तस्मिन् प्रातिपदिकार्थमात्रे = પ્રાતિપદિકાર્થ માત્રમાં ઉદાહરણો=उच्चैः ઊંચુ नीचैः=નીચું, कृष्ण=શ્રીકૃષ્ણ પરમાત્મા, श्री =લક્ષ્મી શોભા, ज्ञानम्=જ્ઞાન=આ ઉદા૦માં ઊંચુ નીચું વગેરે અર્થ પ્રાતિપદિકાર્થ હોવાથી પ્રાતિપદિ૦' સૂત્રથી પ્રથમા કરી છે ૧-૨ ઉદા૦ અવ્યય હોવાથી સુનો ' अव्ययस्य० " સૂત્રથી સુનો લોપ કરી उ चैस् नीचैस्ના સુના રૂ વ વિસર્ગ ૩-૪ ઉદા૦માં પ્રથમાનો સુ, ઉ, નો અનુબન્ધનોપ સનો રૂનો વિસર્ગ ૫-ઉદા૦માં સુનો " अतोऽम् " સૂત્રથી अम् થઇ, પૂર્વરૂપ કરી મૂળમાં બતાવેલાં રૂપો બને છે

(१७२) सम्बोधने च । २।३।४७ । प्रथमा स्यात् । हे राम । (१७३) कर्तुरीप्सिततमं कर्म । १।४।४९ । कर्तुः क्रियया-आप्तुमिष्टतमं कारकं कर्म सञ्ज्ञं स्यात् । (१७४) कर्मणि द्वितीया । २।३।२ । अनुक्ते कर्मणि द्वितीया स्यात् । हरिं भजति ।

---

(૧૭૨) અર્થ-સંબોધનમાં પણ " પ્રથમા " થાય.

નોટ—જે શબ્દોના લિંગ હોતા નથી ( અર્થાત્ અવ્યયો ) અને જે શબ્દો એક જ લિંગમાં ચાલતા હોય તે प्रातिपदि०ના ઉદાહરણો, જે શબ્દ ત્રણેય લિંગમાં ચાલતા હોય તે लिङ्गमात्रा०ના ઉદા૦ છે, तटः, तटी, तटम् , કિનારો ત્રણેય લિંગમાં છે. તેથી તેમાં લિંગમાત્રા-ધિક્યમાં પ્રથમા. આ સૂત્રથી થઈ, તે તે રૂપો નિયમ પ્રમાણે બનાવવા. પરિમાણ૦નું ઉદા૦ द्रोणः=પાંચ શેર, व्रीहिः=ડાંગર=પાંચ શેરથી માપેલી ડાંગર,માં માપવાચક द्रोण શબ્દ હોવાથી તે અર્થમાં પ્રથમા આ સૂત્રથી થઈ છે. वचनं संख्या=પ્રાચીન આચાર્યોએ વચનનો અર્થ સંખ્યા કરેલો છે. તેથી एकः=એક, द्वौ=બે, बहवः=ઘણા, સંખ્યા અર્થમાં આ સૂત્રથી પ્રથમા થઈ છે. માટે સંખ્યાવાચકના તે ઉદા૦ છે. અને તેના રૂપો પુંલિંગમાં સિદ્ધ કરેલા જ છે તે પ્રમાણે સિદ્ધ કરવા.

વ્યા૦ (૧૭૨) हे राम=હે રામ અહીં આવો ! हे राम સંબો-ધન હોવાથી પ્રથમા " सम्बो०" સૂત્રથી થઈ છે. અને " एङ् ह्रस्वा०" સૂત્રથી તેનો લોપ થયેલ છે. સંબુદ્ધિના અર્થ માટે " एङ् ह्रस्वा०" સૂત્ર જુઓ.

(૧૭૩) અર્થ-કર્તાને ક્રિયા દ્વારા સંબન્ધ કરાવવા માટે અત્યન્ત જે ઇચ્છિતકારક તેની " કર્મ " સંજ્ઞા થાય.

(૧૭૪) અનુક્ત=કોઈથી ઉક્ત નહીં થયેલાં કર્મમાં દ્વિતીયા થાય.

(१७५) स्वतन्त्रः कर्ता । १।४।५४ । क्रियायां स्वातंत्र्येण विवक्षितोऽर्थः कर्ता स्यात् । (१७६) साधकतमं करणं १।४।४२ । क्रियासिद्धौ प्रकृष्टोपकारकं करणसंज्ञं स्यात् । (१७७) कर्तृकरणयोः तृतीया । २।३।१८ । रामेण बाणेन हतो वाली ।

---

(૧૭૫) અર્થ—ક્રિયામાં સ્વતન્ત્રપણાથી બોલવાની ઇચ્છાવાળા અર્થની "કર્તૃ" સંજ્ઞા થાય.

(૧૭૬) ક્રિયાની સિદ્ધિમાં (સફળતામાં) અત્યંત ઉપકારક કારકની કરણ સંજ્ઞા થાય.

(૧૭૭) અનુક્ત=કોઈથી ઉક્ત નહીં થયેલાં કર્તા, અને કરણમાં તૃતીયા થાય.

ઉદા૦ (૧૭૩) (देवदत्तः) हरिं भजति = દેવદત્ત હરિને સેવે છે. અહીં भज् ધાતુનો કર્તા દેવદત્ત છે, તેનો ભજન ક્રિયા દ્વારા સંબન્ધ કરવા માટે ખૂબ જ ઇષ્ટ हरि છે, તેથી તેની "कर्तुरीप्सि०" સૂત્રથી 'કર્મ' સંજ્ઞા કરી પછી "कर्मणि०" સૂત્રથી हरिની દ્વિતીયા થઈ. નિયમ પ્રમાણે हरिम् રૂપ બને છે.

ઉદા૦ (૧૭૪ થી ૧૭૬) रामेण बाणेन हतो वाली=રામે બાણથી વાલી માર્યો. અહીં મારવાની ક્રિયામાં સ્વતન્ત્ર राम છે, તેથી તેની "स्वतन्त्रः०" સૂત્રથી कर्तृ=સંજ્ઞા થઈ અને મારવાની ક્રિયામાં ખૂબ જ ઉપયોગી સાધન बाण છે, તેથી તેની करण=સંજ્ઞા "साधकतमं०" થઈ. બાદ "कर्तृकरणयोः०" સૂત્રથી તૃતીયા વિભક્તિ થવાથી रामेण, અને बाणेन રૂપો, નિયમ પ્રમાણે બને છે. નોંધ—हन्+क्त, क्तનો અનુબંધલોપ, कित् હોવાથી "अनुदात्तो०" સૂત્રથી हन्‌ના नकारनो લોપ થઈ हतः રૂપ બને છે. "उक्ते कर्मणि प्रथमा" એ નિયમથી

(१७८) कर्मणा यमभिप्रैति सम्प्रदानम् । १।४।३२ ।
ानस्य कर्मणा यमभिप्रैति स सम्प्रदानसञ्ज्ञं स्यात् । (१७९)
म्प्रदाने चतुर्थी । २।३।१३ । विप्राय गां ददाति । (१८०)
.मः स्वस्ति स्वाहा स्वधालं वषड्योगाच्च । २।३।१६ ।
रभिर्योगे चतुर्थी । हरये नमः । प्रजाभ्यः स्वस्ति । अग्नये
स्वाहा । पितृभ्य स्वधा । अलमिति पर्याप्त्यर्थस्यग्रहणम् ।
तेन दैत्येभ्यो हरिरलं प्रभुः, समर्थः, शक्त इत्यादि ।

---

કર્મ ઉક્ત થવાથી हत શબ્દથી પ્રથમા થઈ, हरिं भजति વગેરે પ્રયોગ-
માં भजति ધાતુથી કર્તા ઉક્ત છે અને કર્મ हरिम् અનુક્ત છે તેથી
તેની દ્વિતીયા થયેલી છે તે રીતે દરેક જગાએ સમજી લેવુ

(૧૭૮) અર્થ—"दा" ધાતુના કર્મની સાથે કર્તા, જેને
સબધ કરાવવા ઇચ્છે છે, તે કારકની સંપ્રદાન સજ્ઞા થાય

(૧૭૯) "સમ્પ્રદાન" અર્થમાં ચતુર્થી વિભક્તિ થાય

નોટ—"सम्प्रदीयते-अस्मै-इति सम्प्रदानम्" જેને કાઈ આપ
માં આવે તે ચતુર્થીમા મૂકાય

(૧૮૦) અર્થ—नमस् स्वस्ति, स्वाहा, स्वधा, अलम्, वषट्ना
ગમા થાય अलमिति० અલમ્ શબ્દનો પર્યાપ્તિ અર્થ છે તેથી તે
ાર્થ જણાવનારો, પ્રભુ, શક્ત, સમર્થ શબ્દોના યોગમાં પણ ચતુર્થી
ાય છે

વ્યા૦ (૧૭૮ થી ૧૮૦) ઉ૦ विप्राय गां ददाति = રાજા
બ્રાહ્મણને ગાય આપે છે दा=ધાતુનો કર્તા રાજા, गो=ગાયરૂપી કર્મની
ાથે विप्र=બ્રાહ્મણનો સબધ કરાવે છે. તેથી विप्र શબ્દની સપ્રદાન
ંજ્ઞા "कर्मणायमभि०" સૂત્રથી થઈ "सम्प्रदाने०" સૂત્રથી ચતુર્થી
ાઈને विप्राय गां ददाति બને છે તેવી જ રીતે શ્રેષ્ઠી दीनाय वस्त्रं

(१८१) ध्रुवमपायेऽपादानम् । १।४।२४ । अपायो= विश्लेषस्तस्मिन्साध्ये यद् ध्रुवमवधिभूतं कारकं तदपादानं स्यात्। (१८२) अपादाने पञ्चमी । २।३।२८ । अपादाने पञ्चमी स्यात् । ग्रामादायाति । धावतोऽश्वात् पततीत्यादि ।

---

ददाति, बालकेभ्यो मोदकं ददाति વગેરે પ્રયોગો સમજવા. ઉ० हरये नमः=હરિને નમસ્કાર, प्रजाभ्यः स्वस्ति=પ્રજાનું કલ્યાણ થાવ अग्नये स्वाहा=અગ્નિને અર્પણ ઘી, જવ, તલ, પાયસ, વગેરે અર્પણ કરવામાં स्वाहा શબ્દ વપરાય છે पितृभ्यः स्वधा=પિતૃઓને અર્પણ, પિતૃઓને દૂધ, જવ, તલ, પુષ્પ વગેરે આપવામાં स्वधा શબ્દ વપરાય છે दैत्येभ्यो हरिः अलम्, પ્રભુ० દૈત્યોને માટે હરિ પર્યાપ્ત છે, સમર્થ છે અહીં नमस् ના યોગમાં हरि ની "नमः स्वस्ति०" સૂત્રથી ચતુર્થી થઈ છે તે રીતે स्वस्ति, ના યોગમાં प्रजाभ्य, स्वाहा ના યોગમાં अग्नये માં स्वधा ના યોગમાં पितृभ्य માં अलम् ના યોગમાં दैत्येभ्य માં "नमः स्वस्ति०" સૂત્રથી ચતુર્થી થઈ છે, ને તે તે પ્રયોગો નિયમ પ્રમાણે બનેલા છે તેવી જ રીતે शिवाय नमः, गवे स्वस्ति, इन्द्राय स्वाहा, पितामहेभ्यः स्वाहा, दुष्टेभ्यः विष्णुः शक्तः વગેરે પ્રયોગો બનાવવા

નોટ—नमस्० વગેરે અવ્યયો છે, સમ્પ્રદાન સંજ્ઞા કર્યા વિના તેમના યોગમાં ચતુર્થી થાય, માટે આ સૂત્ર બનાવેલું છે अलम् શબ્દ નો પર્યાપ્તિરૂપી અર્થ ન સ્વીકાર્યો હોત તો તેના યોગમાં ષષ્ઠી થઈ જાત

(૧૮૧) અર્થ—अपाय=વિશ્લેષ-જુદું પડવું જુદા પડવાની ક્રિયા માલૂમ પડતી હોય તો તે વસ્તુની સાથે ध्रुव-अवधि=સ્થિર હદ બતાવનારા કારકની "અપાદાન" સંજ્ઞા થાય

(૧૮ ) અર્થ—અપાદાનમાં પંચમી વિભક્તિ થાય

**(१८३) षष्ठी शेषे । २।३।५० । कारकप्रातिपदकार्थव्यतिरिक्तः स्वस्वामिभावादि सम्बन्धः शेषस्तत्र षष्ठी स्यात् । राज्ञः पुरुषः ।**

(૧૮૩) અર્થ—કારક, પ્રાતિપદિકાર્થથી ભિન્ન સ્વસ્વામિભાવાદિ સંબન્ધમાં ષષ્ઠી થાય.

વ્યા૦ (૧૮૧-૮૨) ઉદા૦ ग्रामात् आयाति ( जनः ) માણસ ગામમાંથી આવે છે. અહીં માણસને જુદા પાડવાની ક્રિયાની સ્થિર હદ બતાવનાર ગામ છે તેથી "ध्रुवमपाये०" સૂત્રથી ग्राम શબ્દ ध्रुव અવધિભૂતકારક હોઇ તેની અપાદાન સંજ્ઞા કરી "अपादाने०" સૂત્રથી તેની પંચમી થતાં તે પ્રયોગ બને છે. धावतः अश्वात् पतति=તે દોડતા ઘોડા ઉપરથી પડે છે. અહીં પડવાની ક્રિયાની હદ અશ્વ બતાવે છે તેથી તેની ઉપર પ્રમાણે અપાદાન સંજ્ઞા થયા બાદ પંચમી થઈ છે. તેનું વિશેષણ धावतः છે તેથી તે પણ પંચમીમાં મૂક્યો છે. આ રીતે वृक्षात् पर्णानि पतन्ति=ઝાડ ઉપરથી પાંદડાં પડે છે વગેરે પ્રયોગો સમજવા.

**સૂચના**—यल्लिङ्गं यद्वचनं या च विभक्तिर्विशेष्यस्य । तल्लिङ्गं तद्वचनं सा च विभक्तिर्विशेषणस्यापि । જે લિંગ, જે વચન, જે વિભક્તિ વિશેષ્યની હોય તે લિંગ, તે વચન, તે વિભક્તિ વિશેષણની પણ મૂકાય છે માટે धावतः પંચમીમાં મૂક્યું છે.

વ્યા૦ (૧૮૩) ઉદા૦ राज्ञः पुरुषः=રાજાનો પુરુષ, અહીં રાજા અને પુરુષના સ્વસ્વામિભાવ સંબંધ હોવાથી "षष्ठीशेषे" સૂત્રથી સ્વામિવાચક राजन् શબ્દથી ષષ્ઠી થઈ, તે પ્રયોગ બને છે, कृष्णस्य भक्तः, आम्रस्य फलं વગેરે પ્રયોગો જાણવા.

નોટ—कर्ता कर्म करणं सम्प्रदानं तथैव च । अपादानाधिकरणमित्याहुः कारकाणि षट् ॥ કર્તા, કર્મ, કરણ, સમ્પ્રદાન, તેવી જ રીતે અપાદાન, અને અધિકરણ=આ ૭ કારક છે. षष्ठ्याः कारकत्व नास्ति

(१८४) आधारोऽधिकरणम् । १।४।४५। कर्तृकर्मद्वारा तन्निष्ठक्रियाया आधारः कारकमधिकरणसञ्ज्ञं स्यात्। (१८५) सप्तम्यधिकरणे च। २।३।३६। अधिकरणे सप्तमी स्यात्,

---

षष्ठ्यर्थः सम्बन्धः, જુઓ મહાભાષ્ય. તેથી ષષ્ઠીનો અર્થ સંબંધ છે. उक्तादन्यः शेषः, પ્રથમા, દ્વિ તૃ. ચ પં.સ. ઇ=વિભક્તિ કરનારાં સૂત્રો બતાવ્યાં છે, તેથી બાકી રહેલ શેષ કહેવાય, તેથી સ્વસ્વામિભાવ, જન્યજનકભાવ, અવયવઅવયવિભાવ, જ્ઞાપ્યજ્ઞાપકભાવ, વગેરે સંબંધો શેષ શબ્દથી લઈ શકાય છે. વિસ્તાર માટે જુઓ અમારું વૈ. સિ. કૌ. કારક પ્રકરણ.

(૧૮૪) અર્થ—કર્તા અને કર્મ દ્વારા કર્તા ને કર્મમાં રહેનારી ક્રિયાના આધાર=આશ્રયભૂત કારકની "अधिकरण" સંજ્ઞા થાય.

(૧૮૫) અર્થ—અધિકરણ અર્થમાં સપ્તમી થાય, चकारात्० સૂત્રમાં રહેલા ચકારથી દૂરાર્થક, અને સમીપાર્થ શબ્દોથી પણ સપ્તમી વિભક્તિ થાય. औपश्लेषि० (૧) ઔપશ્લેષિક=સંબંધ દ્વારા કરેલો સંયોગ (૨) વૈષયિક=વિષય દ્વારા કરેલો સંયોગ, અને (૩) અભિવ્યાપક=સર્વ જગાએ રહેલા, આ ત્રણ પ્રકારના આધાર છે

વ્યા૦ (૧૮૪–૧૮૫) (૧) કર્તા દ્વારા ઔપ૦ આધારનું ઉદા૦ कटे आस्ते=તે સાદડી ઉપર બેઠો છે. અહીં બેસવાની ક્રિયાનો આધાર =આશ્રય कट છે. બેસનાર પુરુષ કર્તાના=તેની સાથે સંયોગ હોવાથી, "आधारो०" સૂત્રથી कट ની અધિકરણ સંજ્ઞા થઈ "सप्तम्य०" સૂત્રથી સપ્તમી થઈને कटे आस्त પ્રયોગ બને છે. (૨) કર્મદ્વારા ઔ. ઉદા૦ स्थाल्यां पचति, તે તપેલીમાં રાંધે છે. રાંધવાની ક્રિયાનો આધાર स्थाली છે. અને તે ચોખા (કર્મ)ની સાથે સંયોગ સંબંધ ધરાવતી હોવાથી. "आधारो०" સૂત્રથી स्थालीની અધિકરણ સંજ્ઞા "सप्तम्य०" સૂત્રથી સપ્તમી થઈને તે પ્રયોગ બને છે. (૩) वैष० આ૦ ઉ.૦ मोक्षे

चकाराद् दूरान्तिकार्थेभ्यः। औपश्लेषिको, वैषयिकोऽभिव्या-
-पकश्चेत्याधारस्त्रिधा। कटे आस्ते। स्थाल्यां पचति। मोक्षे
इच्छास्ति। सर्वस्मिन्नात्मास्ति। वनस्य दूरे, अन्तिके वा॥

॥ इति विभक्त्यर्थाः ॥

## ॥ अथ समासप्रकरणम् ॥

समसनं समासः तत्र १–प्रायेणोत्तरपदार्थप्रधानस्तत्पुरुषः।

---

इच्छा, अस्ति=મોક્ષ વિષયક ઇચ્છા (ભક્તની) છે. અહીં ભક્તની ઇચ્છા મોક્ષ વિષયની છે (મારો મોક્ષ થાય) તેથી તેની ઉપર પ્રમાણે પ્રમાણે અધિકરણ સંજ્ઞા, અને અધિકરણમાં સપ્તમી થઈ તે પ્રયોગ બને છે (૪) सर्वस्मिन्नात्मास्ति=(અભિવ્યા૦ અ૦નુ ઉદા૦) આત્મા સર્વ સ્થળે વ્યાપ્ત છે, અહીં આત્મા કર્તા છે–તે બધી જગાએ વ્યાપ્ત છે તેથી સર્વ શબ્દની અધિકરણ સંજ્ઞા, અને અધિકરણમાં સપ્તમી, ઉપર મુજબ થઈ તે પ્રયોગ બને છે दूरार्थकનુ ઉદા૦ वनस्य दूरे, अन्तिके वा=વનથી દૂર, અથવા પાસે, આથી દૂર અર્થ સૂચવનાર દૂર, અને પાસે, નજીક, અર્થ સૂચવનાર अन्तिक શબ્દથી (सप्तम्य०) સૂત્રમાં च શબ્દ મૂકેલો છે. તેથી, તેનાથી સપ્તમી થઈને તે પ્રયોગો બનેલા છે. "श्रीरस्तु"

કારક પ્રકરણ પૂરું થયું.

---

### સમાસ પ્રકરણ શરૂ

(૧૮૬) અર્થ–"कडाराः कर्मधारये" સૂત્રના પહેલ
અધિકાર ચાલે છે.

(तत्पुरुषभेदः कर्मधारयः) २-प्रायेणान्यपदार्थप्रधानो बहुव्रीहिः। ३-प्रायेणोभयपदार्थप्रधानो द्वन्द्वः।(१८६) प्राक्‌डारात्, समासः। २।१।३। अधिकारोऽयम्। तत्पुरुषः २।१।२२। अधिकारोऽयं प्राग्बहुव्रीहेः। (१८८) द्वितीयाश्रितातीतपतितगतात्यस्तप्राप्तापन्नैः। २।१।२४। द्वितीयान्तं श्रितादिभिः सुबन्तैः सह समस्यते वा, स च तत्पुरुषः। कृष्णं श्रितः (कृष्ण–अम्, श्रित–सु) कृष्णश्रितः।

---

(१८७) "બહુવ્રીહિ" સમાસના પહેલાં તત્પુરુષનો અધિકાર ચાલે છે. આ બન્ને અધિકાર સૂત્ર છે.

(૧૮૮) અર્થ–દ્વિતીયાન્ત પદનો શ્રિત, અતીત. વગેરે પદની સાથે વિકલ્પે સમાસ થાય છે. તે તત્પુરુષ કહેવાય છે.

વ્યા૦ समसनं॰ અનેક પદો ભેગાં થઈ બનેલું એક પદ. સમાસોમાં–(૧) ઉત્તર=બીજા પદનો અર્થ જેમાં મુખ્ય હોય, તેને "તત્પુરુષ" तत्पु॰ તત્પુરુષનો ભેદ કર્મધારય છે. (૨) મોટા ભાગે બીજા જ પદનો અર્થ જેમાં પ્રધાન હોય, તે "બહુવ્રીહિ" કહેવાય. અર્થાત્= સમાસ કરાતાં બન્ને પદોનો અર્થ ગૌણ બને, અને તે સિવાયના પદનો અર્થ મુખ્ય હોય તેને બહુવ્રીહિ સમાસ કહે છે.) (૩) ઘણું કરીને બન્ને પદોનો અર્થ જેમાં મુખ્ય=પ્રધાન હોય તે દ્વન્દ્વ સમાસ કહેવાય.

નોટ–षोढा समासाः संक्षेपादष्टाविंशतिधा पुनः। नित्यानित्यत्वयोगेन लुगलुक्त्वेन च द्विधा॥ મુખ્ય સમાસ–(૧) તત્પુરુષ (૨) કર્મધારય (૩) બહુવ્રીહિ (૪) દ્વિગુ (૫) દ્વન્દ્વ (૬) અવ્યયીભાવ–એમ છ પ્રકારના છે, આમાંથી કેટલાક નિત્ય સમાસ, કેટલાક અનિત્ય સમાસો છે. અલુક–લુક અનુક–ચલુક–એમ તેમના બે ભેદો છે. જુઓ સમાસચક્ર॰

વ્યા૦ (૧૮૮) કૃષ્ણશ્રિતઃ લૌકિક વિગ્રહ છે. કૃષ્ણને આશ્રિત

**(१८९) सुपो धातुप्रातिपदिकयोः। २।४।७१। एतयोरवयवस्य सुपो लुक् (१९०) कर्तृकरणे कृता बहुलम्। २।१।३२। कर्तरि करणे च तृतीया कृदन्तेन बहुलं समस्यते। हरिणा**

---

રહેલો પુરુષ. कृष्ण अम्, श्रित सु, અલૌકિક વિગ્રહ છે कृष्णं= દ્વિતીયાન્ત સુબન્તનો શ્રિતાદિ સુબન્ત श्रितःની સાથે "द्वितीयाश्रिता०" સૂત્રથી સમાસ થયો "कृत्तद्धितसमा०" સૂત્રથી (કૃષ્ણ અમ, શ્રિત સુ) સમાસની પ્રાતિપદિક સંજ્ઞા થઈ "सुपो धातु०" સૂત્રથી સુપ્=अम्, सु, બન્નેનો લોપ થઈ, સુ લાવી તેના રુત્વ, વિસર્ગ કરી कृष्णश्रितः રૂપ બને છે, રામ જેવાં રૂપો ચાલે છે. स्त्री कृष्णंश्रिता=कृष्णश्रिता= કૃષ્ણને આશ્રિત રહેલી સ્ત્રી-રૂપો રમા પ્રમાણે कृष्णंश्रितं=कृष्णश्रित = રૂપો જ્ઞાન પ્રમાણે ચાલે છે.

નોટ—લૌકિક વિગ્રહ=સમાસનો પ્રયોગ થઈ શકે છે. અલૌકિક વિગ્રહ=સમાસનો લોકમાં પ્રયોગ થઈ શકતો નથી-कृष्णं+श्रितः, લૌકિક, कृष्ण अम्, श्रित सु, અલૌકિક છે. તે રીતે દરેક સમાસોમાં ખાસ ધ્યાન રાખવું.

(१८९) અર્થ—ધાતુ અને પ્રાતિપદિકના અવયવ सुप् પ્રત્યયનો લોપ થાય.

(१९०) અર્થ—તૃતીયાન્ત કર્તા અને કરણ અર્થમાં રહેલા પદોનો કૃદન્તપદોની સાથે बहुलं= ઘણું કરીને સમાસ થાય.

(१९१) અર્થ—ચતુર્થ્યન્ત પદનો તદર્થ, અર્થ, બલિ, હિત, સુખ, રક્ષિત શબ્દોની સાથે વિકલ્પે સમાસ—થાય.

વ્યા૦ (१८९-१९०) हरिणा त्रातः= हरित्रातः= હરિએ બચાવ્યો. અહીં हरिणा તૃતીયાન્ત પદ કર્તામાં હોવાથી અને त्रात પદ કૃદન્ત હોવાથી "कर्तृकरणे०" સૂત્રથી સમાસ થયો, समासत्वात्= સમાસ થયો હોવાથી (कृत्तद्धित०" સૂત્રથી પ્રાતિપદિક સંજ્ઞા કરી "सुपोधातु०" સૂત્રથી सुप्=टा, सु નો લોપ કરી-हरित्रात થયા બાદ सु લાવી અનુ-

त्रातः–हरित्रातः । नखैर्भिन्नः–नखभिन्नः । (१९१) चतुर्थी तदर्थार्थबलिहितसुखरक्षितैः । २ । १ । ३६ । चतुर्थ्यन्तं तदर्थार्थादिभिर्वा समस्यते ।

---

અંધલોપ કરી, સ્ના રુત્વ વિસર્ગ કરી हरित्रातः રૂપ બને છે અને તેના ત્રણેય લિંગમાં, राम, रमा, ज्ञान, પ્રમાણે રૂપો બને છે. તે રીતે नखैः भिन्नःમાં नखैः કરણમાં તૃતીયા, भिन्नः, કૃદન્ત હોવાથી ઉપર પ્રમાણે સમાસ, પ્રાતિપદક સંજ્ઞા, સુપૂનો લોપ, सु નાં, उ નો લોપ स् નો રુત્વ વિસર્ગ=नखभिन्नः રૂપ બને છે, રૂપો ઉપર પ્રમાણે થાય છે.

નોટ—त्रैङ् પાલને (૧-ગણ)થી કર્મણિભૂતમાં क्त-પ્રત્યય, અનુબંધ ङ नो લોપ, त्रैना ઐકારનો "आदेश उपदेशे०" સૂત્રથી आ, सु લાવી=त्रातः કર્મ क्त પ્રત્યયથી उक्त હોવાથી પ્રથમા અને "स्वतन्त्र०" સૂત્રથી રક્ષણ કરનાર हरिनी કર્તૃ સંજ્ઞા, "कर्तृकरण०" સૂત્રથી તૃતીયા થયેલી છે. भिदिर्=द्वैधिकरणे= ભેદી નાખવું–જુદું કરવું. ૭મો ગણથી ઉપર પ્રમાણે क्त પ્રત્યય અનુબંધલોપ "रदाभ्या०" સૂત્રથી ધાતુના दनो અને त બન્નેનો न થઈ भिन्नः, ભેદવામાં नख સાધન હોવાથી "साधकतम०" સૂત્રથી કરણસંજ્ઞા કરી. "कर्तृकरण०" સૂત્રથી તૃતીયા થયેલી છે.

ઉદા૦ (૧૯૦) यूपाय दारु=यूपदारु= યજ્ઞસ્તંભ માટે લાકડું. અહીં ચતુર્થ્યન્ત यूप છે तदर्थ= યજ્ઞસ્તંભ માટે કાષ્ઠ दारु છે. "चतुर्थीतदर्थार्थ०" સૂત્રથી બન્નેનો સમાસ વિકલ્પે થયો, સમાસ થયો હોવાથી, પ્રાતિપદિકસંજ્ઞા, "सुपोधातु०" સૂત્રથી ङे- सु, બન્નેનો લોપ થઈ, નપુંસકમાં सु લાવી "स्वमोर्नपुं०" સૂત્રથી તેનો લોપ કરી यूपदारु બને છે. રૂપો मधु પ્રમાણે-સમાસ ન થાય ત્યારે यूपाय दारु=વાક્ય રહે છે.

(१९२) पञ्चमी भयेन। २।१।३७। पञ्चम्यन्तं भयेन सह समस्यते। चोराद्–भयं–चोरभयम्। (१९३) षष्ठी। २।२।३७ षष्ठ्यन्तं सुबन्तेन समस्यते। राज्ञः पुरुषः=राजपुरुषः। सूर्यस्य–

---

નોટ–तस्मै अर्थः, तदर्थः= પ્રકૃતિને માટે, तदर्थ= શબ્દથી પ્રકૃતિ–વિકૃતિ ભાવ લીધેલો છે. જુઓ વૈ૦ સિ૦ કૌ૦ તત્પુરુષ પ્રકરણ. દારુ=કાષ્ઠ છે, તેનો વિકાર સ્તંભ બનેલો છે–તેથી તદર્થમા સમાસ કરવો નહીં તો યલિ, हित० વગેરે નકામા જાય.

द्विजार्थ.= બ્રાહ્મણને માટે सुप.= દાળ, અહીં "अर्थेन नित्यसमासो विशेष्यलिङ्गता च" વાર્તિકના સહકારથી अस्वपद=સ્વપદની સાથે નહીં તેવા अयम्= પદની સાથે द्विजाय अयम् अर्थ શબ્દ બોધકનો વિકલ્પે "चतुर्थीतदर्थार्थ०" સૂત્રથી સમાસ પ્રાતિપદિક સંજ્ઞા, સુપનો લોપ, કરી विशेष्य= सुपः હોવાથી પુંલિંગમા सु લાવી, નિયમ પ્રમાણે द्विजार्थः બને છે. સ્ત્રીલિંગમાં द्विजाय इयम्= द्विजार्था यवागु०, નપું० द्विजाय इदम्= द्विजार्थम्, पयः વિગ્રહ કરીને રૂપો બને છે, અને તેનાં બધા રૂપો राम, रमा, ज्ञान પ્રમાણે.

भूताय वलि., भूतबलिः= ભૂતોને માટે બલિદાન, गवे हित=गोहितम्= ગાયને માટે હિતકારી, गवे सुखम्= गोसुखम्, गवे रक्षितम्= गोरक्षितम् = ગાયને માટે રક્ષણ કરેલું. આ ઉદા૦માં भूत, गो વગેરે ચતુર્થ્યન્ત વલિ, हित. વગેરેની સાથે "चतुर्थीतदर्थार्थ०" સૂત્રથી સમાસ કરી, પ્રાતિપદિકસંજ્ઞા, સુપ્નો લોપ, ઉપર મુજબ યતા भूतबलिः વગેરે રૂપો બને છે.

(૧૯૨) અર્થ–પંચમ્યન્ત સુબન્તનો ભયાર્થક સુબન્તની સાથે સમાસ થાય છે.

(૧૯૩) અર્થ–ષષ્ઠ્યન્ત સુબન્તનો સુબન્તની સાથે સમાસ થાય છે.

उदयः=सूर्योदयः । क्षत्रियस्य-बलम्=क्षत्रियबलम् । (१९४) सप्तमी शौण्डैः । २।१।४० । सप्तम्यन्तं शौण्डादिभिः सम-

(૧૯૪) અર્થ-સપ્તમ્યન્ત સુબન્તનો શૌંડાદિગણમાં લખેલા સુબન્તની સાથે સમાસ થાય છે.

વ્યા૦ (૧૯૨) चोराद् भयम्=चोरभयम्=ચોરથી ડર. અહીં પંચમ્યન્ત चोरात् નો ભયાર્થક भयम् સુબન્તની સાથે "पञ्चमी०" સૂત્રથી સમાસ થઈ, સમાસ થવાથી પ્રાતિપદિકસંજ્ઞા, સુપ્=ङसि=सु નો "सुपोधातु०" સૂત્રથી લોપ કર્યા બાદ सु લાવી તેનો નપુંસ૦માં "अतोऽम्" સૂત્રથી अम् થઈ, પૂર્વરૂપ થઈ चोरभयम् રૂપ બને છે. જ્ઞાન=પ્રમાણે રૂપો કરવાં.

નોટ— "भयभीतभीभिरिति वाच्यम्" જુઓ. વૈ. સિ. કૌ. તત્પુરુષ. વાર્તિકથી वृश्चिकात्भयम् = वृश्चिकभयम्, वृश्चिकात्भीतः, वृश्चिकभीतः, वृश्चिकात् भीः, वृश्चिकभीः માં પણ સમાસ થઈ, પ્રાતિપદિક સંજ્ઞા, સુપ્નો લોપ, સુ. લાવી નિયમ પ્રમાણે ન. પું. સ્ત્રી નાં રૂપો બની શકે છે.

વ્યા૦ (૧૯૩) राज्ञः पुरुषः राजपुरुषः=રાજાનો પુરુષ. અહીં ષષ્ઠ્યન્ત राज्ञः નો સુબન્ત पुरुषः ની સાથે "षष्ठी" સૂત્રથી સમાસ થઈ; સમાસ થવાથી પ્રાતિપદિક સંજ્ઞા, ઉપર પ્રમાણે सुप् ङस्, सु નો લોપ કરી. પૂર્વપદ राजन् ના न् નો "नलोपः प्राति०" સૂત્રથી न् નો લોપ કરી, सु, લાવી, અનુબંધલોપ, स् ના રુત્વ, વિસર્ગ કરી राजपुरुषः રૂપ બને છે. બધા રૂપો રામ પ્રમાણે. सूर्यस्य उदयः=सूर्योदयः=સૂર્યનો ઉદય, क्षत्रियस्य बलम् = क्षत्रियबलम्=ક્ષત્રિયોનું બળ. બન્નેમાં ઉપર મુજબ સમાસ પ્રાતિપદિક સંજ્ઞા, सुप् નો લોપ, सूर्य+उदय માં ગુણ=ओ થઈ सूर्योदय અહીં સુ. લાવી તેનો વિસર્ગ કરી सूर्योदयः બને છે રામ

स्यते । अक्षेषु-शौण्डः=अक्षशौण्डः । (१९५) तत्पुरुषः समानाधिकरण कर्मधारयः । २।१।५८। समानविभक्त्यन्तपद-विषयकः तत्पुरुषः कर्मधारयसञ्ज्ञ स्यात् । (१९६) विशेषणं विशेष्येण बहुलम् । २।४।१७। विशेषणं समानाधिकरणेन

---

અને જ્ઞાન પ્રમાણે અનક્રમે રૂપો બનાવવાં

**નોટ—** संहितैकपदे नित्या नित्या धातूपसर्गयोः । नित्या समासे वाक्ये तु सा विवक्षामपेक्षते ॥ સમાસમાં સંહિતા નિત્ય માની છે राजन् માં न् નો લોપ પ્રત્યયલક્ષણ માનીને કરવો.

**વ્યા૦ (૧૯૪)** अक्षेषु शौण्ड=अक्षशौण्ड = પાસા રમવામાં નોધિયાર અહીં સપ્તમ્યન્ત अक्षेषु સુબન્તનો शौण्ड॰ સુબન્તની સાથે " सप्तमी शौण्डै " સૂત્રથી સમાસ કરી, ઉપર પ્રમાણે પ્રાતિપદિક સંજ્ઞા સુપ્ सुप्+सु બન્નેનો લોપ કરી ગુ લાવી નિયમ પ્રમાણે अक्षशौण्ड પ્રયોગ બને છે રામ પ્રમાણે રૂપો કરવાં તે રીતે कर्मणि-कुशल=कर्मकुशल વગેરે બને

**નોટ—** तत्राष्टधा तत्पुरुष –જુઓ સમાસાંક. તત્પુરુષ સમાસ આઠ પ્રકારનો છે ' द्वितीया॰ ' સૂત્રથી લઈ " सप्तमी शौण्डैः " સુધી દ્વિ ત તૃ ત ચ ત પં ત ષ ત સ ત નञ्.तत्पु प्र. त ઉપ ઉદા॰ अर्धम् पीप्पल्या॰=अर्धपीप्पली = પીપરનો અર્ધો ભાગ, " अर्धं नपुंसकम् " સૂત્રથી સમાસ થઈ ઉપર પ્રમાણે કાર્ય કરવું न ब्राह्मण अब्राह्मणः, બ્રાહ્મણ જેવો, न अश्व अनश्व=ઘોડાના જેવો " नञ् " સૂત્રથી સમાસ થઈ ઉપર મુજબ કાર્ય કરવું આ રીતે ૮ પ્રકાર તત્પુરુષના છે. જુઓ લૌ. સિ. કૌ. તત્પુરુષ પ્રકરણ

(૧૯૫) અર્થ–સમાન=તુલ્ય વિભક્ત્યન્ત પદો છે વિષય જેનો એવો જે તત્પુરુષ સમાસ તેની ' કર્મધારય " સંજ્ઞા થાય

विशेष्येण बहुलं समस्यते । नीलम्-उत्पलम्=नीलोत्पलम् । शुक्ल· पटः=शुक्लपटः ॥ इति तत्पुरुषः ॥

---

(૧૯૬) અર્થ-વિશેષણનો સમાન અધિકરણવાળા વિશેષ્યની સાથે ઘણું કરીને સમાસ થાય. ( આ સમાસ કર્મધારય સમાસ કહેવાય છે )

ઉદા. (૧૯૫-૧૯૬) नीलम्-उत्पलम्= नीलोत्पलम्= ભૂરું કમળ, शुक्लः पटः=शुक्लपटः સફેદ વસ્ત્ર. અહીં नीलम् વિશેષણનો उत्पलम्= વિશેષ્યની સાથે "विशेषण०" સૂત્રથી સમાસ થઈ, સમાસ હોવાથી પ્રાતિપદિકસંજ્ઞા "सुपोधातु०" સૂત્રથી બન્નેના સુનો લોપ થઈ नीलोत्पल થી सु લાવી, તેનો अम् કરી, પૂર્વરૂપ થઈને नीलोत्पलम् પ્રયોગ બને છે રૂપો જ્ઞાન જેવા કરવાં शुक्लः વિશેષણનો पटः વિશેષ્યની સાથે ઉપર પ્રમાણે સમાસ વગેરે દરેક કાર્ય કરી, सु લાવી. નિયમ મુજબ शुक्लपटः પ્રયોગ બને. રૂપો राम પ્રમાણે આ રીતે પુલ્લિંગે कृष्णसर्पः, સ્ત્રીલિંગે रक्तलता વગેરે રૂપો બનાવવા

નોટ-तत् चासौ कर्मधारयः= સમાસચક્રના આધારે नीलं च तत् उत्पलं च नीलोत्पलम्, शुक्लश्चासौ पटश्च शुक्लपटः, रक्ता चासौ लता च रक्तलता, આ રીતે સમાસ થઈ શકે છે. ને આ સમાસ જ યોગ્ય ગણાય.

बहुलम्=क्वचित् प्रवृत्तिः क्वचिदप्रवृत्तिः, क्वचिद्विभाषा क्वचिदन्यदेव विधेर्विधानं बहुला समीक्ष्य चतुर्विधं बाहुलकं वदन्ति । बहून् अर्थान् लातीति बहुलम्=ઘણા જ અર્થોને લાવે તેને બહુલ કહી શકાય તે રીતે કોઈ વખત સમાસ પણ થાય નહીં દા. ત रामः जामदग्न्यः, અહીં સમાસ થયો નથી. જુઓ અમારું કારકપ્રકરણ. ॥ श्रीरस्तु ॥

**તત્પુરુષ સમાસ પૂરો થયો.**

## ॥ अथ बहुव्रीहिः ॥

(१९७) शेषो बहुव्रीहिः । २ । २ । ३ । अधिकारोऽयम् प्राग्द्वन्द्वात् । (१९८) अनेकमन्यपदार्थे । २।२।२४ । अनेकं प्रथमान्तं–अन्यस्य पदस्यार्थे वर्तमानं वा समस्यते स बहुव्रीहिः

### બહુવ્રીહિ સમાસ

(૧૯૭) અર્થ–આ અધિકાર મન છે દ્વન્દ્વ સમાસની શરૂઆત સુધી આ અધિકાર ચાલે છે

નોટ—શેષ -उक्तादन्य શેષ=द्वितीया श्रीतातीत० વગેરે સૂત્રોથી જણુ પદોનો વિશેષ સમાસ કહ્યો નથી તેથી શેષ=પ્રથમાન્ત પદો કહેવાય છે

(૧૯૮) અર્થ–અનેક પ્રથમાન્ત પદોનો अन्य० બીજા પદના અર્થમાં વર્તમાન હોય તો તેનો વિકલ્પે સમાસ થાય, તે બહુવ્રીહિ સમાસ કહેવાય છે

(૧૯૯) અર્થ– બહુવ્રીહિમા નિષ્ઠા પ્રત્યયાન્ત શબ્દનો પૂર્વ=પ્રથમ પ્રયોગ થાય

વ્યા૦ (૧૯૮) पीतानि=પીળાં–अम्बराणि=વસ્ત્રો यस्य=જેના છે, તે पीताम्बर=હરિ વિષ્ણુ અહીં पीतानि અને अम्बराणि બને પ્રથમાન્ત પદોનો अनेकमन्य० ' સૂત્રથી અન્ય=બીજા પદાર્થ હરિના અર્થમા વર્તમાન હોવાથી સમાસ થયો समासत्वात् " " कृत्तद्धित०" સૂત્રથી પ્રાતિપદિક સંજ્ઞા सुपोधातु० ' સૂત્રથી सुप्=અનેના जस् નો લોપ, सु લાવી; અનુબંધલોપ, स् ના રુત્વ વિસર્ગ કરી पीताम्बर. પ્રયોગ બને છે पठितविद्य =જેણે વિદ્યા ભણી છે તેનો વિદ્વા। ત ગ સ મૂળમાં બતાવેલ છે पठिता ને विद्या બને પદો પ્રથમાન્ત હોવાથી, બંને પદો વિદ્વાનરૂપી અન્ય પદાર્થમાં વર્તમાન હોવાથી "अनेकम०"

पीतानि, अम्बराणि यस्य सः पीताम्बरः । पठिता विद्या येन स पठितविद्यः । (१९९) निष्ठा । २।२।३६ । निष्ठान्तं बहुव्रीहौ पूर्वं स्यात् । योगो युक्तो येन स योगयुक्तः ॥

॥ इति बहुव्रीहिः ॥

---

સૂત્રથી સમાસ થયા બાદ, સુપ્ વગેરેનો લોપ ઉપર મુજબ કરી "*स्त्रियाः पुंवत् भाषितपुंस्कादनूङ् समानाधिकरणे स्त्रियामपूरणीप्रियादिषु*" ( મૂળમાં નથી ) સૂત્રથી पठिता નો પુંવદ્ ભાવ=पठित, " गोस्त्रियोरुप-सर्जनस्य" ( મૂળમા નથી ) સૂત્રથી विद्या નો હ્રસ્વ થઈ નિયમ પ્રમાણે पठितविद्यः બને છે. બંનેનાં રૂપો પું राम, સ્ત્રી रमा, નપું જ્ઞાન પ્રમાણે કરવાં

*युक्तयोग*.—જેણે યોગ જોડયો છે તેવો યોગી પુરૂષ. અહીં युक्त ને योगः બન્ને પ્રથમાન્ત પદો અન્ય પદાર્થ(યોગી)રૂપ અર્થમાં વર્તમાન હોવાથી "अनेकम०" સૂત્રથી સમાસ થયા બાદ ઉપર પ્રમાણે પ્રક્રિયા થતા "निष्ठा" સૂત્રથી નિષ્ઠા પ્રત્યયાન્ત युक्तनो પ્રથમ પ્રયોગ કર્યા બાદ सु લાવીને નિયમ પ્રમાણે युक्तयोगः પ્રયોગ બને છે

**નોટ**—सप्तधा च बहुव्रीहिः સાત પ્રકારનો બહુવ્રીહિ સમાસ છે. (૧) द्विपद (૨) बहुपद (૩) सहपूर्वपद (૪) संख्योत्तरपद (૫) संख्योभय-पद (૬) *दिगन्तरालक्षण* (૭) *व्यतिहारलक्षण०* દ્વિપદમા પણ *प्राप्तोदकः* માં દ્વિતીયા બહુવ્રીહિ, निर्जितकामःમાં તૃ. બ. दत्तसुपः માં, ચ. બ.० उद्धृतधनं, પં. બ चक्रपाणिः ષ. બ वीरपुरुषः સ. બ. नञ्पूर्व० अविद्यः આ પ્રયોગોમાં બહુવ્રીહિ સમાસ થયેલો છે જુઓ સમાસચક્ર ॥ श्रीरस्तु ॥

**બહુવ્રીહિ સમાસ પૂરો થયો.**

॥ अथ द्वन्द्वः ॥

(२००) चार्थे द्वन्द्वः । २।२।२९ । अनेकं सुबन्तमितरेतरयोगरूपे चार्थे वर्तमानं वा समस्यते स द्वन्द्वः । मिलितानामन्वयः=इतरेतरयोगः । रामश्च लक्ष्मणश्च=रामलक्ष्मणौ (गच्छतः) (२०१) द्वन्द्वे घि । २।२।३२ । द्वन्द्वे घिसंज्ञं पूर्वं स्यात् । हरिहरौ । (२०२) अजाद्यदन्तम् । २ । २ । ३३ ।

---

(२००) અર્થ—અનેક સુબન્ત પદ ઇતરેતરયોગરૂપ ચના અર્થમાં વર્તમાન હોય તો તેમનો વિકલ્પે સમાસ થાય છે અને તે द्वन्द्व સમાસ કહેવાય છે. मिलिता० મળેલા જુદાં જુદાં પદોનો એક ક્રિયાની સાથે સંબન્ધ તેને इतरेतरयोग કહે છે.

(२०१) અર્થ—द्वन्द्व સમાસમાં घि સંજ્ઞકનો પ્રથમ પ્રયોગ થાય.

(२०२) અર્થ—अच् પ્રત્યાહારનો અક્ષર આદિમાં હોય અને અકાર અન્તે હોય તેવા શબ્દોનો द्वन्द्व સમાસમાં પ્રથમ પ્રયોગ થાય.

નોટ—चार्थे=ચના (૧) સમુચ્ચય (૨) અન્વાચય (૩) સમૂહ (૪) ઇતરેતરયોગ, આ ચાર અર્થો છે એકબીજાની અપેક્ષા રાખ્યા વિના અનેક સ્વતંત્ર પદોનો એક ક્રિયામાં સંબન્ધ થાય તે समुच्चय કહેવાય. ઉદા० ईश्वर गुरुं च भजस्व= ઈશ્વર અને ગુરુને સેવ, બન્ને સ્થળે એકાર્થી ભાવરૂપી સામર્થ્ય ન હોય તેને अन्वाचय. ઉદા० भिक्षाम्-अट, गां च, आनय, ભિક્ષા માટે ફરી આવ, અને ગાયને લેતો આવ. અનેક પદાર્થોનો એક સમુદાય બને ને તે નપુસકલિંગમાં આવે તેને समुच्चय. ઉદા० संज्ञा च परिभाषा च अनयोः समाहारः= संज्ञापरिभाषम्= સંજ્ઞાને પરિભાષાનો સમૂહ. પરસ્પર જુદા જુદા પદાર્થોનો એક ક્રિયામાં સંબન્ધ તેને इतरेतर० योग. ઉદા० रामकृष्णौ गच्छतः= રામ અને કૃષ્ણ જાય છે. જુઓ વૈ. સિ. કૌ. द्वन्द्व પ્રકરણ चकारबहुलो द्वन्द्वः= જેમાં च ઘણા આવે તેને द्वन्द्व કહે છે. જુઓ સમાસચક્ર

अजादि–अकारान्तं द्वन्द्वे पूर्वं स्यात् । ईशकृष्णौ । (२०३) अल्पाच्तरम् । २।२।३४ । अल्पाच्कं द्वन्द्वे पूर्वम् । शिवकेशवौ (२०४) परवल्लिङ्गं द्वन्द्वतत्पुरुषयोः ।२।२।२६। द्वन्द्वे तत्पुरुषे च परस्येव लिङ्गं स्यात् । मयूरीकुक्कुटौ–इमौ । कुक्कुटमयूर्यौ

---

વ્યા૦ (२००) रामः च कृष्णः च=रामकृष्णौ. રામ ને કૃષ્ણ (જાય છે) અહીં બન્ને પદોનો " च " દ્વારા એક ક્રિયામાં સંબન્ધ હોવાથી चार्थे द्वन्द्वः સૂત્રથી इतरेतरयोग વિકલ્પે સમાસ થયો. પછી પ્રાતિપદિક સંજ્ઞા, सुप्=બંને સુનો લોપ કરી બે હોવાથી દ્વિ. વ. औ લાવી, નિયમ પ્રમાણે वृद्धि= =औ થતાં रामकृष्णौ પ્રયોગ બને છે. તે રીત शिवकेशवौ, पार्वतीपरमेश्वरौ રૂપો બને.

વ્યા૦ (२०१) हरिः च हरः च=हरिहरौ= વિષ્ણુ ને શંકર સ્તઃ= છે. અહીં બન્નેનો " चार्थेद्वन्द्वः " સૂત્રથી સમાસ કરી, પ્રાતિપદિકસંજ્ઞા, સુપ્ નો લોપ, કર્યા બાદ "द्वन्द्वेघि" સૂત્રથી घि સંજ્ઞક हरिनो જ પૂર્વ પ્રયોગ કરી, औ લાવી નિયમ પ્રમાણે हरिहरौ પ્રયોગ બને છે.

વ્યા૦ (२०२) ईशः च कृष्णः च=ईशकृष्णौ= શંકર ને કૃષ્ણ (છે.) અહીં બન્નેનો ઉપર પ્રમાણે સમાસ, સુપ્નો લોપ, કર્યા બાદ "अजाद्यद०" સૂત્રથી ईश શબ્દ अच्–आदि, અને अदन्त હોવાથી પ્રથમ મૂકી, औ લાવી નિયમ પ્રમાણે ईशकृष्णौ પ્રયોગ બને છે.

(२०3) અર્થ–ઓછા अच् પ્રત્યાહારના અક્ષરવાળા પદનો દ્વન્દ્વ સમાસમાં પૂર્વ પ્રયોગ થાય.

(२०४) અર્થ–દ્વન્દ્વ અને તત્પુરુષ સમાસમાં પર પદના જેવું લિંગ થાય

વ્યા૦ (२०3) शिवः च केशवः च=शिवकेशवौ= શંકર ને વિષ્ણુ (છે)= અહીં બન્ને પદોનો "चार्थे द्वन्द्वः" સૂત્રથી સમાસ કરી समासत्वात् "कृत्तद्धि०" સૂત્રથી પ્રાતિપદિકસંજ્ઞા "सुपोधातु०" સૂત્રથી બન્નેના सुप्= સુનો લોપ કરી "अल्पाच्०" સૂત્રથી શિવમાં બે " अच् "

इमे । तत्पुरुषे यथा—चोरभयम् । (२०५) पितामात्रा । मात्रा सहोक्तौ पिता वा शिष्यते । माता च पिता च पितरौ मातापितरौ वा ॥ इति द्वन्द्व ॥ इति समासप्रकरणम् ॥

હોવાથી તેનો પ્રથમ પ્રયોગ થઈ, औ લાવી નિયમ પ્રમાણે-વૃદ્ધિ થઈ શબ્દકેશવૌ પ્રયોગ બને છે

વ્યા૦ (૨૦૪) मयूरी च कुक्कुटौ च= मयूरीकुक्कुटौ= ઢેલ અને કૂકડો. અહીં ઉપર પ્રમાણે સમાસ, પ્રાતિપદિકસંજ્ઞા, સુપ્નો લોપ= "परवल्लिं०" સૂત્રથી દ્વન્દ્વ સમાસ હોવાથી પર પદ कुक्कुट પુંલિંગ રૂપ, औ લાવી ઉપર મુજબ થઈ मयूरीकुक्कुटौ અને તે જ રીતે कुक्कुटमयूरीનાં मयूरी= સ્ત્રી હોવાથી સ્ત્રીલિંગનું લિંગ કરી, औ લાવી ई નો यण्= य् થઈ વર્ણો મળતા, कुक्कुटमयूर्यौ પ્રયોગ બને છે મૂળમાં પુંલિંગ, અને સ્ત્રી૦ ને સૂચવતા અનુક્રમે इमौ, ને इमे પણ મૂકેલા છે.

तत्पु० તત્પુરુષનું ઉદા० "चोरभयम्" અહીં પંચમી તત્પુરુષ છે ને ઉત્તરશબ્દ નપુંસક હોવાથી "परवल्लिं०" સૂત્રથી નપુંસકલિંગ થયું છે.

વ્યા૦ (૨૦૫) વિગ્રહ મૂળમાં બતાવેલ છે पितरौ, અથવા માતાપિતરૌ= માતા અને પિતા (છે) ઉપર મુજબ સમાસ, પ્રાતિપદિકસંજ્ઞા, સુપ્નો લોપ થઈ "पितामात्रा" સૂત્રથી पितृ શબ્દનો વિકલ્પે શેષ રહ્યો પને બે વ્યક્તિ હોવાથી દ્વિ વ. औ લાવી, "ऋतो०" સૂત્રથી ऋनो ગુણ, રપર= अर् થઈ. "औ"માં મળતા पितरौ, એક શેષ ન રહે ત્યારે 'मातापितरौ' માં "आनङ् ऋतो द्वन्द्वे" (મૂળમાં નથી) સૂત્રથી मातृ શબ્દ ના ऋकारने आनङ् આદેશ કર્યો છે, અનુબન્ધલોપ, અને ઙિત્ હોવાથી અન્તે થઈ मातान्ના नकारनो લોપ થઈને તે પ્રયોગ બને છે. એ પ્રમાણે દ્વન્દ્વ સમાસ પૂરો થયો ॥ श्रीरस्तु ॥

સમાસ પ્રકરણ પૂરું થયું

॥ अथ तद्धिताः प्रत्ययाः ॥

(२०६) समर्थानां प्रथमाद्वा । ४।१।८२। इदं पदत्रयम् अधिक्रियते। (२०७) तस्यापत्यम् । ४।१।९२। षष्ठ्यन्तात्कृतसन्धेः समर्थाद् अपत्येऽर्थे प्रत्ययाः स्युः (२०८) अपत्यं पौत्रप्रभृति गोत्रम् । ४।१।१६२ । अपत्यत्वेन विवक्षितं पौत्रादि गोत्रसंज्ञं स्यात् । (२०९) गर्गादिभ्यो यञ् । ४।१।१०५। गोत्रापत्ये। (२१०) तद्धितेष्वचामादेः। ७।२।११७। ञिति

---

(૨૦૬) અર્થ–समर्थानाम्, प्रथमात्, वा-આ ત્રણ પદોનો અધિકાર ચાલે છે.

(૨૦૭) અર્થ–જેને સધિકાર્ય થયેલુ છે, એવા સમર્થ ષષ્ઠયન્ત પદથી અપત્ય અર્થમાં अण् વગેરે પ્રત્યયો થાય. **નોટ** अपत्य= પુત્ર અગર પુત્રી બન્ને માટે વપરાય છે.

(૨૦૮) અર્થ–અપત્યત્વથી વિવક્ષિત પૌત્ર=પુત્રનો પુત્ર વગેરેની "ગોત્ર" સંજ્ઞા થાય.

(૨૦૯) અર્થ–"ગર્ગાદિગણ"માં પઠિત શબ્દોથી "ગોત્રાપત્ય" અર્થમાં यञ् પ્રત્યય થાય,

(૨૧૦) અર્થ–ञ्કાર, અથવા णकारની ઇત્સંજ્ઞા થતી હોય તેવા પ્રત્યય (अण्, यञ्) પર રહેતા अचोના આદિ=પ્રથમ अच्ની વૃદ્ધિ થાય.

(૨૧૧) અર્થ–દીર્ઘ ईકાર, અને તદ્ધિત પરમાં હોય તો ભસંજ્ઞક अકાર, इકારનો લોપ થાય.

(૨૧૨)–અર્થ–ષષ્ઠયન્ત પદથી इदम् અર્થમાં अण् વગેરે પ્રત્યયો થાય.

વ્યા૦ (૨૦૬ થી ૨૧૧) गर्गस्य गोत्रापत्यं गार्ग्य:= ગર્ગ ગોત્રમાં ઉત્પન્ન થયેલ-પુત્ર, અથવા પુત્રી. અહીં गर्ग શબ્દ ષષ્ઠયન્તથી "गर्गा-

णिति च तद्धिते चामादेरचो वृद्धिः । (२११) यस्येति च । ६।४।१४८। ईकारे तद्धिते परे भस्येवर्णावर्णयोर्लोपः। गर्गस्य गोत्रापत्यं गार्ग्यः। वत्सस्य गोत्रापत्यं वात्स्यः (मुर्पो लुङ्) २१२) तस्येदम् । ४।३।१२०। इन्द्रस्येदम् ऐन्द्रम् । अण् त्ययः। (२१३) पितृव्यमातुलमातामहपितामहाः । ४।२। १६। एते निपात्यन्ते । पितुर्भ्राता-पितृव्यः । मातुर्भ्राता-

---

दिभ्यो०" सूत्रथी यञ् प्रत्यय, ञकारनो अनुबन्धलोप तद्धितान्त होवाथी "कृत्तद्धित०" सूत्रथी गर्गस्य+यनी प्रातिपदिकसंज्ञा "सुपोधातु०" सूत्रथी "षष्ठी" ङस्‌नो लोप= गर्ग+य "यचिभम्" सूत्रथी गर्गनी भसंज्ञा "यस्येति च" सूत्रथी गर्गना अन्त्य "अ"नो लोप "तद्धितेष्व०" सूत्रथी ञित् प्रत्यय परमां होवाथी गर्गना आदि गना अकारनी वृद्धि= आ थई वर्ण मळता गार्ग्य,, सु, लावी, नियम प्रमाणे रुत्व विसर्ग थई= गार्ग्यः प्रयोग बने छे वत्सस्य गोत्रापत्यम् वात्स्यःमां यञ् प्रत्यय, प्रातिपदिकसंज्ञा, सुपनो लोप, अकारनो लोप सु लावी उपर मुजब ात्स्यः बने छे. रूपो बन्नेनां राम प्रमाणे स्त्रीलिंगे, गार्गी, रूपो नदी ।माणे, नपुंसकलिंग ज्ञान प्रमाणे बने छे

व्या० (२१२) इन्द्रस्य इदम् ऐन्द्रम्= इन्द्र संबन्धी आ (हवि ड) अहीं "तस्यदम्" सूत्रथी अण् अनुबन्धलोप, प्रातिपदिकसंज्ञा, सुपनो लोप, अकारनो लोप, आदि अच् "इ"नी वृद्धि ते उपर मुजब करी सु लावी तेनो अम् करी ऐन्द्रम् बने छे

(२१३) अर्थ-पितृव्य मातुल, मातामह, अने पितामह शब्दो निपातथी बने छे

नोट—जे कार्य सूत्रथी न थई शके, ते कार्य निपातनथी करवु. "अलाक्षणिकमपि किंचित्कार्यं निपातनात् लभ्यते—जुओ. वै. सि. कौमुदी "ऋत्विग्दधृक्०" सूत्र.

मातुलः । मातुः पिता मातामहः । पितुः पिता पितामहः " पितुर्भ्रातरि व्यत् " पितृव्यः । मातुः " भ्रातरि डुलच् " मातुलः । "मातृपितृभ्यां डामहच्" डिति टिलोपः । मातामहः । पितामहः । (२१४) ग्रामजनबन्धुभ्यस्तल् ४।२।४३। एभ्यस्तल् । स्यात् तलन्तं स्त्रियाम् । ग्रामता । जनता ।

---

(२१४) અર્થ-ગ્રામ, જન, બન્ધુ, શબ્દથી तल् પ્રત્યય થાય.

વ્યા૦ (૨૧૩) पितुः भ्राता=पितृव्यः= પિતાનો ભાઈ કાકા અહીં " पितृ શબ્દથી ભાઈના અર્થમાં व्यत् પ્રત્યય, અનુબન્ધલોપ, તદ્ધિતાન્ત હોવાથી પ્રાતિપદિક સંજ્ઞા, सुप्, ङस्नो " सुपोधातु०" સૂત્રથી લોપ, सु લાવી નિયમ પ્રમાણે રુત્વ. વિસર્ગ થઈ पितृव्यः मातुः, भ्राता=मातुलः માતાનો ભાઈ= મામા, અહીં मातृ શબ્દથી ભાઈના અર્થમાં डुलच् પ્રત્યય, અનુબન્ધ ड्,च्नो લોપ, તદ્ધિતાન્ત હોવાથી પ્રાતિ૦, सुपनो લોપ, मातृ+डु लच्मां "चुट्" સૂત્રથી પ્રત્યયના આદિ ड्नो લોપ, डित् હોવાથી मातृना ऋकारनो " टि " લોપ, વર્ણ મળતાં मातुल= सु લાવી, નિયમાનુસાર રુત્વ, વિસર્ગ થઈ,= मातुलः मातुः पिता= मातामहः= માતાના પિતા पितुः पिता= पितामहः= પિતાના પિતા= દાદા અહીં मातृ, पितृ શબ્દથી " मातृपितृभ्याम्० " સૂત્રથી પિતા અર્થમાં डामहच्= પ્રત્યય ड्, આદિ, च्-અન્ત્ય, બન્નેનો લોપ, मातुः आमह,, पितुः आमह, ની તદ્ધિતાન્ત માની પ્રાતિપદિક સંજ્ઞા, "सुपोधातु०" સૂત્રથી सुप्= ङस्नो લોપ કરી, डित् હોવાથી બન્નેના टि " ऋ "નો લોપ, વર્ણ મળી सु લાવી, નિયમાનુસાર રુત્વ. વિસર્ગ થઈ= मातामहः, पितामहः પ્રયોગ બને છે. राम જેવાં રૂપો કરવા

નોટ-डित्वसामर्थ्यादभस्यापि टेर्लोपः= ड्कार ઇત્= डित्ना સામર્થ્ય થકી ભસંજ્ઞક ન હોય તો પણ टि લોપ થાય. તેથી અહીં ऋ નો टि લોપ= डामहच् डित् હોવાથી થયેલ છે.

बन्धुता (२१५) युष्मदस्मदोरन्यतरस्यां खञ् च । ४।३।१ । चाच्छः । पक्षेऽण् । (२१६) आयनेयीनीयियः फढखछघां प्रत्ययादीनाम् । ७।१।२ । प्रत्ययादेः फस्य आयन्, ढस्य एय् खस्य ईन्, छस्य ईय्, घस्य इय् स्यात् । युवयोर्युष्माकं वायं युष्मदीयः । अस्मदीयः । (२१७) तस्मिन्नणि च युष्माकास्माकौ । ४।३।२ । युष्मदस्मदोरेतावादेशो स्तः खञि, अणि च । आदि वृद्धिः । यौष्माकीणः । आस्माकीनः । यौष्माकः ।

---

व्या० (२१४) ग्रामाणां समूहः= ग्रामता= ગામોનો સમુદાય અહીં "ग्रामजन०" સૂત્રથી ગ્રામ શબ્દથી तल् પ્રત્યય થયો. તદ્ધિતાન્ત હોવાથી પ્રાતિપદિક સંજ્ઞા. "सुपोधातु०" સૂત્રથી सुप्= आम्નો લોપ, લ્કારનો અનુબંધલોપ "तलन्त स्त्रियाम्" (उणादिसूत्र)થી तल प्रत्ययान्त સ્ત્રીલિંગમાં ચાલે તેથી= ग्रामत શબ્દથી "अजाद्यतष्टाप्" સૂત્રથી टाप् થઈ, અનુબંધલોપ, सु લાવો, નિયમ પ્રમાણે તેનો લોપ થઈ= ग्रामता પ્રયોગ. जनाना समूहो= जनता= માણસોનો સમુદાય, बन्धूनाम् समूहो= बन्धूता= ભાઈઓનો સમુદાય બન્ને જગાએ ઉપર મુજબ तल्, પ્રત્યય, અનુબંધલોપ सुप्નો લોપ, સ્ત્રીલિંગ હોવાથી टाप्-અનુબંધલોપ થઈ जनता, बन्धुता, પ્રયોગો બને છે. રૂપો रमा શબ્દ પ્રમાણે ચાલે

(२१५) અર્થ–युष्मद्, અને अस्मद् શબ્દથી इदम् અર્થમાં વિકલ્પે खञ् થાય. च કારથી छ અને પક્ષમાં अण्, પ્રત્યય પણ થાય છે.

(२१६) અર્થ–પ્રત્યયના આદીમા फ, ढ, ख्, छ्, घ् હોય તો તેમની જગાએ फ નો आयन्, ढ નો एय्, ख् નો ईन्, छ નો ईय्, घ् નો इय् આદેશ થાય.

(२१७) અર્થ–युष्मद् ને अस्मद् શબ્દના સ્થાનમાં અનુક્રમે युष्माक, अस्माक, આદેશ થાય खञ् ને अण्, પ્રત્યય પરમાં હોય તો.

आस्माकः । (२१८) तवकममकावेकवचने । ४।३।३ । एकार्थवाचिनोर्युष्मदस्मदोस्तवकममकौ स्तः खञि अणि च तव-

---

વ્યા૦ (૨૧૫ થી ૨૧૬) युवयोः अयम्=युष्मदीयः=તમારો, અહીં ઉપરની તદ્ધિત વ્યુત્પત્તિમાં "युष्मदस्म०" સૂત્રથી ચકારાત્ છ પ્રત્યય इदम् અર્થમાં થયો. "आयनेयी०" સૂત્રથી छ નો ईय् આદેશ, અ મળતાં युवयोः+ईय, તદ્ધિતાન્ત હોવાથી પ્રાતિપદિક સંજ્ઞા सुप्=ओस् નો લોપ. युष्मद्+ईय, બાદ નિયમ પ્રમાણે सु, તેના રુત્વ વિસર્ગ થઈ युष्मदीयः। आवयोः अयम्=अस्मदीयः=અમારો. અહીં પણ: छ પ્રત્યય, પ્રાતિપદિક સંજ્ઞા વગેરે ઉપર મુજબ કાર્ય થતાં अस्मदीयः પ્રયોગ બને છે. અહીં વ્યુત્પત્તિમાં દ્વિવચનમાં શબ્દ છે. युष्माकम्, वा आस्माकम् अयम्—બ વ. વ્યુત્પત્તિમાં પણ ઉપર પ્રમાણે જ રૂપો બને છે.

વ્યા૦ (૨૧૭) ઉપર પ્રમાણે દ્વિવચન, બહુવચનની વ્યુત્પત્તિનાં "युष्मदस्म०" સૂત્રથી खञ्, પ્રત્યય આ રૂપી इदमर्थ માં થયો. અનુબંધલોપ ख् નો "आयनेयी०" સૂત્રથી ईन् આકાર મળતાં ईन, તદ્ધિતાન્ત હોવાથી પ્રાતિપદિક સંજ્ઞા सुप्=ओस् નો લોપયુષ્મદ્+ईन માં "तस्मिन्न०" સૂત્રથી युष्माक આદેશ. "तद्धितेष्व०" સૂત્રથી આદિ अच्, यु ના ઉકારની વૃદ્ધિ=औ થઈ, "यचिभम्" સૂત્રથી ભસંજ્ઞા. "यस्येति च" સૂત્રથી अ નો લોપ, વર્ણો મળતાં यौष्माकीनથી सु લાગી નિયમ પ્રમાણે રુત્વ, વિસર્ગ થઈ, "अट्कुप्वाङ् સૂત્રથી न નો ण् કાર કરી यौष्माकीणः अस्मद् શબ્દમાં પણ ઉપર પ્રમાણે પ્રક્રિયા કરી अस्माक આદેશ, આદિ વૃદ્ધિ:, सु લાગી, નિયમ પ્રમાણે રુત્વ, વિસર્ગ થઈ आस्माकीनः પ્રયોગ બને છે. બહુવચનની વ્યુત્પત્તિમાં युष्माकम् अयम् अस्माकम् अयम् આ વ્યુત્પત્તિમાં પણ ઉપર પ્રમાણે જ રૂપ બને છે રૂપો राम જેવા ચાલે.

(૨૧૮) અર્થ—એકવચન વાચક युष्मद्. અને अस्मद् ની જગ્યાએ तवक, ममक=આદેશ થાય, खञ् કે अण् પ્રત્યય પરમાં હોય તો.

कीनः, तावकः । मामकीनः, मामकः । (२१९) मध्यान्मः । ४।३।८। मध्यमः। (२२०) तेन तुल्यं क्रिया चेद्वतिः। ५।१।११५। ब्राह्मणेन तुल्यं ब्राह्मणवत् अधीते । क्रिया चेदिति-किम्–गुणतुल्ये माभूत्, पुत्रेण तुल्यः स्थूलः । (२२१) तत्र

---

(२१९) અર્થ–મધ્ય શબ્દથી જાતાદિ અર્થમાં મ પ્રત્યય થાય

(૨૨૦) તૃતીયાન્તથી "તુલ્ય" અર્થમાં વતિ પ્રત્યય થાય. તુલ્ય-નો અર્થ જો ક્રિયા થતો હોય તો.

(૨૨૧) સપ્તમ્યન્ત અને ષષ્ઠ્યન્ત શબ્દથી ઇવ=સાદૃશ્ય અર્થમાં વતિ પ્રત્યય થાય.

વ્યા૦ યુવયોઃ અયમ્ યૌષ્માકઃ અહીં "युष्मदस्मदोः०" સૂત્રથી अण् પ્રત્યય, અનુબંધ લોપ, તદ્ધિતાન્તની પ્રાતિપદિક સંજ્ઞા સુપ્ નો લોપ, "तस्मिन्नणि०" સૂત્રથી યુષ્મદ્ નો युष्माक આદેશ "तद्धितेष्वचा०" સૂત્રથી આદિ યુ ના ઉકારની વૃદ્ધિ=' औ " થઈ यौष्माक+अ, "यच०भम्०" સૂત્રથી અકારની ભસંજ્ઞા, "यस्येति च" સૂત્રથી अ કારનો લોપ, અણ્વાળો अ મળ્યા બાદ सु, લાવી, નિયમાનુસાર રુત્વ, વિસર્ગ યૌષ્માકઃ પ્રયોગ બને છે. તે રીતે आवयोः, अस्माकं वा अयम्=आस्माकीनः માં ઉપર મુજબ अण् પ્રત્યય, અનુબંધ લોપ, અસ્મદ્નો अस्माक આદેશ, ભસંજ્ઞા આદિ વૃદ્ધિ औ, વર્ણ મળતા सु. લાવી, રુત્વ, વિસર્ગ થાય છે. બન્નેના રૂપો राम જેવા ચાલે ને સિદ્ધ પણ થઈ શકે છે.

વ્યા૦ तव अयम् तावकीनः, तावकः=તારો. આ એક વ. વ્યુત્પત્તિમાં "युष्मदस्मदो०" સૂત્રથી खञ् પ્રત્યય અને પક્ષમાં अण् પ્રત્યય કરી, બન્નેનો અનુબંધ લોપ તદ્ધિતાન્ત માની પ્રાતિપદિક સંજ્ઞા સુપ્ નો લોપ, "तवकममका०" સૂત્રથી એકાર્થવાચી યુષ્મદ્ શબ્દનો तवक આદેશ. "तद्धितेष्व०" સૂત્રથી આદિ તકારના અકારની વૃદ્ધિ आ થઈ तावक+ख तावक+अ "आयनेयी०" સૂત્રથી ख નો ईन થઈ, ભસંજ્ઞા

तस्येव । मथुरायामिव मथुरावत् स्रुघ्ने प्राकारः । चैत्रस्येव= चैत्रवत्मैत्रस्य गावः।(२२२) तस्य भावस्त्वतलौ । ५।१।१२९ प्रकृतिजन्यबोधे प्रकारो भावः गोर्भावः–गोत्वम् । गोता ।

---

અને કકારના અકારનો લોપ ઉપર મુજબ થઈ, સુ લાવી નિયમાનુસાર રુત્વ, વિસર્ગ થઈ, तावकीनः, तावकः । मम अयं मामकीनः, मामकः= મારો, અહીં अस्मद् નો ममक આદેશ થઈ, બાકીની પ્રક્રિયા ઉપર મુજબ થાય છે રૂપો राम પ્રમાણે.

વ્યા૦ (२१९) मध्ये जातः मध्यम=વચ્ચેનું – વચલો અહીં " मध्यान्मः " સૂત્રથી म પ્રત્યય जात અર્થમાં કરી, તદ્ધિતાન્ત માની પ્રાતિપદિક સંજ્ઞા "सुपोधातु०" સૂત્રથી सुप् ङि નો લોપ, सु, લાવી, નિયમ પ્રમાણે રુત્વ, વિસર્ગ થઈ मध्यमः રૂપ બને છે. રૂપો राम જેવાં.

વ્યા૦ (२२०) ब्राह्मणवत् अधीत = બ્રાહ્મણની માફક ભણે છે. અહીં ब्राह्मणेन तुल्यम् तृतीयान्त હોવાથી " तेन तुल्यं " સૂત્રથી અધ્યયન ક્રિયારૂપી સદૃશ્ય અર્થમાં वति પ્રત્યય, અનુબંધ લોપ, તદ્ધિતાન્ત માની પ્રાતિપદિક સંજ્ઞા. " सुपोधातु०" સૂત્રથી सुप्=टा નો લોપ થઈ ब्राह्मणवत् બ્રાહ્મણની માફક ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર ભણે છે. જો ક્રિયાનું સાદૃશ્ય પણ ન હોય તો वति પ્રત્યય થાય નહીં તેથી पुत्रेण तुल्यः स्थूलः । અહીં સ્થૂલ ગુણનું સાદૃશ્ય છે. માટે वति થયો નહીં.

વ્યા૦ (२२०) मथुरायामिव, मथुरावत् स्रुघ्ने प्राकारः= મથુરામાં જેવો કિલ્લો છે તેવો સ્રુઘ્ન દેશમાં છે. અહીં " तत्र तस्येव " સૂત્રથી इव અર્થમાં સપ્તમ્યન્ત मथुरा શબ્દથી वति પ્રત્યય, અનુબંધ લોપ, તદ્ધિતાન્તમાની પ્રાતિપદિક સંજ્ઞા, सुप् ङि નો લોપ થઈ, मथुरावत् પ્રયોગ બને છે.

(२२२) અર્થ– ષષ્ઠ્યન્તથી ભાવ અર્થમાં त्व, तल्=પ્રત્યય થાય. प्रकृति० પ્રકૃતિ=મૂળ શબ્દની ઉત્પન્ન થયેલ જ્ઞાનમાં પ્રકાર=જે વિશેષણ

त्वान्तं क्लीवम् (२२३) यत्तदेतेभ्यः परिणामे मतुप्। ५।२।३९ यत्परिमाणमस्य यावान्। तावान्। एतावान्। (२२४) किमिदंभ्यां वो घः। ५।२।४०। आभ्याम् वतुप्, वकारस्य घश्च।

---

જાતિ, વગેરેને ભાવ કહે છે દા. ત. ગો.=ગાય વ્યક્તિનો ભાવ= જે ધર્મ—ગો જાતિ, ગોત્વ

(૨૨૩) અર્થ—यद्, तद्, एतद् શબ્દથી પરિણામ—માપ અર્થમાં मतुप् પ્રત્યય થાય

(૨૨૪) किम्, અને इदम् શબ્દથી પરિમાણ=માપ અર્થમાં वतुप् થાય, અને "व" નો "घ" થાય

વ્યા૦ (૨૨૨) चैत्रस्य इव=चैत्रवत् मैत्रस्य गाव =ચૈત્રના જેવી મૈત્રની ગાયો છે અહીં "तत्र तस्येव" સૂત્રથી ષષ્ઠયન્ત चैत्र શબ્દથી ઇવાર્થમાં वति પ્રત્યય, અનુબન્ધલોપ तद्धितान्त માની પ્રાતિપદિક સંજ્ઞા, सुप्=ङस् નો લોપ, થઈ चैत्रवत् પ્રયોગ બને છે

નોટ—ब्राह्मणवत्, मथुरावत्, चैत्रवत् માં वति પ્રત્યય હોવાથી 'स्वरादिनिपा०' સૂત્રથી અવ્યય સંજ્ઞા, "अव्ययादाप्०" સૂત્રથી सु, વગેરે પ્રત્યયનો લોપ થાય છે, અને તે અવ્યયો કહેવાય છે

વ્યા૦ (૨૨૨) गो. भाव. गोत्वम्, गोता=ગાયનો ધર્મ—જાતિ, અહીં "तस्य भाव." સૂત્રથી ષષ્ઠયન્ત गो શબ્દથી त्व, અને तल् પ્રત્યયો, કરી, ल् કારનો અનુબન્ધલોપ, तद्धितान्त માની પ્રાતિપદિક સંજ્ઞા, सुप् =ङस् નો લોપ "त्वान्त०" ઉણાદિ સૂત્રથી નપુંસકલિંગ થવાથી सु લાવી, તેનો "अतोऽम्" સૂત્રથી अम् કરી, પરરૂપ એકાદેશ થઈ गोत्वम् જ્ઞાન જેવા રૂપો છે "तलन्त०" ઉણાદિ સૂત્રથી સ્ત્રીલિંગ થતા "अजाद्यतष्टाप्"

वस्य घः, घस्यइय । (२२५) इदं किमोरीश्की। ६।३।९०।
दृग्दृशवतुषु इदम ईश्, किमः किः । "यस्येति च" इति-
ईकारलोपे, इयान् । कियान् । (२२६) तस्य पूरणे डट् ।

---

સૂત્રથી ટાપ્, અનુબંધલોપ, સવર્ણદીર્ઘ થઈ, सु લાગી, તેનો લોપ "हल्ङ्याब्भ्यो०" સૂત્રથી કરી ગીતા, રમા પ્રમાણે રૂપો કરવાં.

યાવત્ (२०३) यत् परिमाणम् अस्ति, अस्य, वा अस्मिन्=यावान् જેટલું. અહીં यत શબ્દથી પરિમાણ અર્થમાં "यत्तदेतेभ्यः०" સૂત્રથી वतुप्=પ્રત્યય. અનુબંધ લોપ, તદ્ધિતાન્ત માની પ્રાતિપદિક સંજ્ઞા, सुप् सु નો લોપ થઈ=यत्+वत् માં "आ सर्वनाम्नः" સૂત્રથી द् નો आ કરી સવર્ણદીર્ઘ થઈ-यावत्, सु લાગી "अत्वसन्तस्य चाधातोः" (મૂળમાં નથી) સૂત્રથી वत् ના અકારનો દીર્ઘ "उगिदचां सर्वनाम०" (મૂળમાં નથી) સૂત્રથી नुम् નો આગમ, उ, म् નો અનુબંધ લોપ=यावान्त् सु, માં उ નો અનુબંધલોપ કરી स् નો "हल्ङ्या०" સૂત્રથી લોપ "संयोगान्तस्य लोपः" સૂત્રથી त् નો લોપ થઈ यावान् બને છે. તે રીતે तद् परिमाणम् अस्ति अस्य, वा अस्मिन्=तावान्=તેટલું. एतत् परिमाणम् अस्ति अस्य, वा अस्मिन्=एतावान्=આટલું. त. અનુ માં वतुप् પ્રાતિપદિક સંજ્ઞા, सुप् નો લોપ, द् નો आ, સવર્ણદીર્ઘ, वत् ના અકારનો દીર્ઘ, नुम् નો આગમ, અનુબંધલોપ, सुलोप, त् નો લોપ, વગેરે પ્રક્રિયા ઉપર પ્રમાણે કરીને તે રૂપો બને છે. પું. भगवत् શબ્દ જેવાં. સ્ત્રીલિંગમાં यावती, तावती, एतावती, नदी પ્રમાણે. નપુંસકલિંગમાં यावत्, तावत्, एतावत्, जगत् પ્રમાણે રૂપો કરવાં.

(२२५) અર્થ—दृक्, दृश्, ને वतुप् પ્રત્યયો પરમાં આવે તો इदम् નો ईश्, ને किम् નો कि આદેશ થાય.

(२२६) અર્થ—[illegible] સંખ્યાવાચક શબ્દોને પૂરણ અર્થમાં डट् પ્રત્યય થાય.

५।२।८ एकादशानां पूरण एकादशः । (२२७) नान्ताद-
संख्यादेर्मट् । ५।२।४९ । डटो मडागमः । पञ्चानां पूरणः

(૨૨૭) સંખ્યા આદિમાં ન હોય તેવા નકારાન્ત સંખ્યાવાચી શબ્દોથી પર રહેલા डट् ને मट्નો આગમ થાય

વ્યા૦ (૨૨૪) इदम् परिमाणम् अस्ति अस्य इयान्= આટલું किम् परिमाणम् अस्ति अस्य कियान् = કેટલું ત વ્યુ માં इदम् અને किम् શબ્દથી ' किमिदम्भ्यां०" સૂત્રથી પરિમાણુ અર્થમાં वतुप् ઉપ નો અનુબંધલોપ, तद्धितान्त માની પ્રાતિપદિકસંજ્ઞા ' सुपोधातु०" સૂત્રથી બન્નેના સુ નો લોપ इदम्+वत्, किम्+वत्मां ' इदंकिमो." સૂત્રથી इदम् નો ईश्= श् નો અનુબંધલોપ શિત્ હોવાથી આખા इदम्ના સ્થાનમાં ई ને किम्ના સ્થાનમાં अनेकाल् હોવાથી कि આદેશ બન્નેની "यचि भम्" સૂત્રથી ભસંજ્ઞા, ' यस्येति च " સૂત્રથી इ, નો અને किना ' इ "નો લોપ થયું મળતા इयत्, कियत्,માં यावान् પ્રમાણે વના આકારનો દીર્ઘ, सु પર રહેલા કરી, सुનો લોપ, तનો સંયોગાન્તલોપ થઈ इयान्, कियान् બને રૂપો ભગવત્ પ્રમાણે પુંલિંગમાં, સ્ત્રી૦માં નદી પ્રમાણે નપું जगत् પ્રમાણે કરવાં.

વ્યા૦ (૨૨૬) ત વ્યુ મૂળમાં લખેલી છે एकादश =અગિયારમો અહીં एकः च दश च " चार्थे द्वन्द्व. " સૂત્રથી દ્વન્દ્વ સમાસ, सुप् નો લોપ કરી "प्रागेकादशभ्य." ( સૂત્ર મૂળમાં નથી ) સૂત્રના નિર્દેશથી एकના અકારનું આત્વ કરી; न् લોપ કરી મૂળમાં વ્યુત્પત્તિ પ્રમાણે एकादश શબ્દથી " तस्य पूरणे०" સૂત્રથી डट्, ड्-ट्નો અનુબંધલોપ, तद्धितान्त માની પ્રાતિપદિક સંજ્ઞા ઉપર પ્રમાણે सुप=आम्નો લોપ થઈ, एकादशन्+अमां अन्=टिનો લોપ થઈ, " श् ' મા અકાર મળી જઈ सु લાવી નિયમ પ્રમાણે રુત્વ, વિસર્ગ થઈ एकादश બને છે

વ્યુત્પત્તિ મૂળમાં છે पञ्चम = પાંચમો અહીં पञ्चन् શબ્દથી " तस्य पूरण०" સૂત્રથી डट् અનુબંધલોપ, अ બાકી રહેતાને " नान्ता-

-पञ्चमः । असंख्यादेः किम्—एकादशः । (२२८) ति विंशतेर्डिति । ६।४।१४२ । विंशतेर्भस्य तिशब्दस्य लोपो डिति परे । विंशः । (२२९) षट्कतिकतिपयचतुरां थुक् । ५।२।५१

दसं०" સૂત્રથી નાન્ત્ સંખ્યાવાચી પઞ્ચન્થી પર આવેલા ડટ્ ને મટ્ નો આગમ ટ્ નો અનુબંધલોપ ટિત્ હોવાથી આદિમાં મૂકી, મ નો अ બોલવા માટે છે, તદ્ધિતાન્ત માની પ્રાતિપદિકસંજ્ઞા સુપ=आम् નો લોપ, નકારનો લોપ થઈ મ્ માં ડટ્ નો अ મળી જતાં, सु લાવી, નિયમ પ્રમાણે રુત્વ, વિસર્ગ થઈ, पञ्चमः બને, સ્ત્રી. पञ्चमी, ન. पंचमम् બને.

નોટ= પૂરક અને દર્શક એમ સંખ્યાના બે પ્રકાર છે. એક, બે, ત્રણ=દર્શક છે. પહેલો, બીજો, ત્રીજો= પૂરક છે. " विंशत्याद्याः सदैकत्वे " વચન પ્રમાણે વીસથી શરૂ થતા સંખ્યાવાચક શબ્દો એકવચનમાં આવે છે. अष्टोत्तरशतम्= १०८ તેમાં આઠ એક પહેલો ને સોનો આંક પછી -" अङ्कानां वामतो गतिः " સંસ્કૃતના નિયમ પ્રમાણે પહેલી સંખ્યા સોથી -ઉલટી-તે રીતે ગણતરીમાં સમજવું. દા. ત. पञ्चविंशत्यधिकैकशतम्= ૧૨૫, એકસો પચીસ, તે રીતે દરેક સંખ્યામાં જાણવું.

(૨૨૮) અર્થ—ભસંજ્ઞક વિંશતિ શબ્દના તિ નો લોપ થાય ડિત્ પ્રત્યય પર રહેતાં.

(૨૨૯) षट्, कति, कतिपय, ને चतुर् શબ્દોને ડટ્ પર રહેતાં થુક્ નો આગમ થાય.

વ્યા૦ (૨૨૭) एकादशः માં " तस्य पूरणे० " સૂત્રથી एकादशन् શબ્દથી ડટ્ પ્રત્યય, અનુબંધલોપ, સંખ્યાવાચી एक શબ્દ આદિમાં હોવાથી " नान्तादसं० " સૂત્રથી ડટ્ ને મટ્ નો આગમ ન થયો, બાકીની પ્રક્રિયા (૨૨૬) સૂત્રની વ્યાખ્યા પ્રમાણે કરવી. માટે મૂળમાં असंख्यादेः किम्=સંખ્યા આદિમાં ન હોય તો મટ્નો આગમ થાય. એમ કહેવું છે.

વ્યા૦ (૨૨૮) विंशतीनाम् पूरणः=विंशः=વીસમો. અહીં " तस्य पूरणे " આથી विंशति શબ્દથી ડટ્ પ્રત્યય કરી, અનુબંધલોપ, તદ્ધિ૦

षणां धुगागमः स्यात् डिति । षण्णां पूरणः=षष्ठः । कतिथः ।
कतिपयशब्दस्यासंख्यात्वेऽपि, अत एव ज्ञापकाड्डट् । कति-
पयथः । चतुर्थः । (२३०) द्वेस्तीयः । ५।२।५४ । डटोऽप-
वादः । द्वयोः पूरणो द्वितीयः । (२३१) इग्यणः सम्प्रसार-

तान्त માની પ્રાતિપદિક સંજ્ઞા સુપ્=આમ્ નો લોપ કરી, "यचि भम्" સૂત્રથી विंशति ની भसंज्ञा માટે "तिविंशतेः०" સૂત્રથી ति નો લોપ, सु લાવી, નિયમાનુસાર રુત્વ, વિસર્ગ કરીને विंशः અને રૂપો राम પ્રમાણે.

વ્યાo (२२९) षण्णां पूरणः=षष्ठः=છઠ્ઠો અહીં "तस्य पूरणे०" સૂત્રથી षष् શબ્દથી डट् પ્રત્યય અનુબંધલોપ, तद्धितान्त માની પ્રાતિપદિકસંજ્ઞા, सुप्=आम् નો લોપ થઈ, षष्+अ માં "षट्कति०" સૂત્રથી षष्ने थुक्नो આગમ અનુબંધલોપ डित् હોવાથી અન્તમાં મૂકી, "षष्+थ्+अ" માં "ष्टुनाष्टुः" સૂત્રથી थ् નો ष्टु થી "ट कार थई, सु લાવી, રુત્વ, વિસર્ગ કરીને षष्ठः બને રૂપો राम જેવાં જ.
પછી ન. षष्ठम् બને कतीनाम् पूरणः=कतिथः=કેટલામો। कतिपयानां पूरणः= कतिपयथः=કેટલામો चतुर्णाम् पूरणः चतुर्थः=ચોથો ત્રણે ય જગાએ ઉપર પ્રમાણે डट्, અનુબંધ લોપ, तद्धितान्त માની પ્રાતિપદિક સંજ્ઞા, सुप्=आम् નો લોપ थुक् નો આગમ, અનુબંધલોપ, सु લાવી, રુત્વ વિસર્ગ થઈને રૂપો બને છે.

શંકા-कतिपय શબ્દની સંખ્યા સંજ્ઞા થતી નથી તો डट् પ્રત્યય અને थुक् નો આગમ થશે નહીં જવાબ-"षट्कति०" સૂત્રમાં कतिपय- શબ્દનું ગ્રહણ કરેલુ છે. તેના જ્ઞાપનથી ( डट्, थुक् ) બન્ને થઈ શકે છે.

(२३०) षष्ठ्यन्त द्वि શબ્દથી પૂરણ અર્થમાં तीय પ્રત્યય થાય. डटो० डट्नो અપવાદ છે.

(२३१) અર્થ-यण्ना સ્થાનમાં કરાતો જે इक तेनी सम्प्रसारण સંજ્ઞા થાય.

णम्। १।१।४५। यणः स्थाने प्रयुज्यमान इक् सम्प्रसारण-सञ्ज्ञः स्यात्। (२३२) सम्प्रसारणाच्च। ६।१।१०८। सम्प्र-सारणादचि पूर्वरूपमेकादेशः स्यात्। (२३३) त्रेः सम्प्रसारणं च। ५।२।५५। तीयप्रत्यये रेफस्य ऋ, इकारस्य पूर्वरूपम्, तृतीयः ॥

---

(૨૩૨) સંપ્રસારણથી અચ્ પરમાં આવે તો તે બન્નેનો પરરૂપ એક આદેશ થાય

(૨૩૩) ષષ્ઠયન્ત ત્રિ શબ્દથી પૂરણ અર્થમાં તીય પ્રત્યય થાય, અને તીય પ્રત્યય પરમાં આવે તો ત્રિ શબ્દનું સમ્પ્રસારણ થાય. રેફસ્ય૦ રેફનો ઋ, થઈ ઇકારનું પૂર્વરૂપ થાય.

વ્યા૦ (૨૩૦) દ્વયોઃ પૂરણઃ દ્વિતીયઃ= બીજો. ત. વ્યુ માં દ્વિ શબ્દથી "તસ્ય પૂરણે૦" સૂત્રથી ડટ્ થવા આવ્યો તેનો અપવાદ= બાધ કરીને "દ્વેસ્તીયઃ" સૂત્રથી તીય પ્રત્યય થયો. તદ્ધિતાન્ત માની પ્રાતિ-પદિકસંજ્ઞા "સુપોધાતુ૦" સૂત્રથી સુપ્= અસ્નો લોપ. સુ લાવી, અનુ-બન્ધલોપ કરી, સ્ના રુત્વ, વિસર્ગ થઈ દ્વિતીયઃ બને. રૂપો પુ. રામ, સ્ત્રી. રમા, ન. જ્ઞાન જેવાં બને.

વ્યા૦ (૨૩૧ થી ૨૩૩) ત્રયાણાં પૂરકઃ તૃતીયઃ= ત્રીજો ત. વ્યુ.માં ત્રિ શબ્દથી ડટ્ ઉપર મુજબ થવા આવ્યો. તેનો બાધ કરી "ત્રેઃ સમ્પ્રસા૦" સૂત્રથી પૂરણ અર્થમાં તીય પ્રત્યય થયો. અને ત્રિના રેફનું સમ્પ્રસારણ= "ઋ ત્+ઋ+ઇ+આમ્+તીય'માં "ઇગ્યણઃ સં૦" સૂત્રથી યણ્=રેફના સ્થાનમાં થયેલા ઋની સમ્પ્રસારણ સંજ્ઞા= "સમ્પ્ર૦-સારણાચ્ચ" સૂત્રથી ઋ અને ઇનો પૂર્વરૂપ ઋ= એકાદેશ થઈ, તૃમાં નગની તૃ+આમ્+તીયની તદ્ધિતાન્ત માની પ્રાતિપદિકસંજ્ઞા "કૃત્તદ્ધિત૦" સૂત્રથી કરી સુપ્= આમ્નો લોપ થઈ, સુ. લાવી અનુબન્ધલોપ કરી, સ્ના રુત્વ, વિસર્ગ કરી તૃતીયઃ બને. રૂપો પુ. રામ, સ્ત્રી. તૃતીયા, રમા, ન. તૃતીયમ્. જ્ઞાન પ્રમાણે કરવાં.

॥ अथ प्राग्दिशीयप्रत्ययाः ॥

(२३४) प्राग्दिशो विभक्तिः । ५।३।१ । दिक्शब्देभ्यः इत्यतः प्राग् वक्ष्यमाणाः प्रत्ययाः विभक्तिसंज्ञा स्युः । (२३५) पञ्चम्यास्तसिल् । ५।३।७ । पञ्चम्यन्तेभ्यः किमादिभ्यस्तसिल् वा स्यात् । किम्, ङसि + तस्, सुपोधातुप्रातिपदिकयोरिति सुपो लुक् । (२३६) कुतिहोः । ७।२।१०४ । किमः कुः स्यात्तादौ हादौ च विभक्तौ परतः । कस्मात् = कुतः । (२३७) इदम इश् । इदम् शब्दस्य इश् आदेशः स्यात् ।

---

હવે પ્રાગ્દિશીય પ્રત્યયો શરૂ થાય છે.

નોટ—આ પ્રત્યયોવાળા શબ્દો પ્રાયઃ અવ્યયો કહેવાય છે.

(૨૩૪) અર્થ—આ સૂત્રથી લઈને "दिक्छब्देभ्यः सप्तमीपञ्चमीप्रथमाभ्यो दिग्देशकालेष्वस्तातिः" સૂત્રથી પહેલાં જે જે પ્રત્યયો કહેવાશે, તે પ્રત્યયોની વિભક્તિ સંજ્ઞા થાય છે. નોટ—सुप्, અને तिङ् ની વિભક્તિસંજ્ઞા છે. તે જ રીતે તદ્ધિત પ્રત્યયોનો પણ વિભક્તિ સંજ્ઞા થાય છે. આ અધિકાર "दिक्शब्देभ्यः" સુધી જાય છે તેથી તે પ્રત્યયોને પ્રાગ્દિશીય કહેવાય છે.

(૨૩૫) પંચમ્યન્ત किम् વગેરે શબ્દોથી तसिल् પ્રત્યય વિકલ્પે થાય.

(૨૩૬) किम् ના સ્થાનમાં कु= આદેશ થાય તકારાદિ અથવા હકારાદિ પ્રત્યય પરમાં હોય તો.

(૨૩૭) અર્થ—इदम् ના સ્થાનમાં इश्=આદેશ થાય. (પ્રાગ્દિશીય પ્રત્યય પરમાં હોય તો.)

વ્યા૦ (૨૩૫-૨૩૬) कस्मात् इति कुतः=ક્યાંથી, શાથી. અહીં

शिलात् सर्वादेशः। इतः। (२३८) अन्। ५।३।५। एतद् शब्दस्य "अन्" आदेशः स्यात् प्राग्दिशीये परे। प्राग्दिशोऽधिकारः। अनेकाल्त्वात्सर्वादेशः। "न लोपः प्रातिपदिकान्तस्ये"ति नकारलोपः। अतः। अमुतः। यतः। बहुतः।

किम् શબ્દ પંચમ્યન્તથી "पञ्चम्यास्त०" સૂત્રથી तसिल् પ્રત્યય "प्राग्दिशो०" સૂત્રથી તેની વિભક્તિ સંજ્ઞા, અનુબંધલોપ, किम्+ङसि +तस् ની તદ્ધિતાન્ત માની પ્રાતિપદિક સંજ્ઞા "सुपोधातु०" સૂત્રથી सुप्=ङसि નો લોપ થયા બાદ "कुतिहोः" સૂત્રથી किम् નો તકારાદિ પ્રત્યય પર હોવાથી "कु" આદેશ થઈ स् ના રુત્વ, વિસર્ગ થઈને कुतः, तसिल् ન થાય ત્યારે कस्मात् રૂપ રહે છે.

વ્યા૦ (૨૩૭) अस्मात् इति=इतः=અહીંથી. પંચમ્યન્ત इदम् શબ્દથી "पञ्चम्याः०" સૂત્રથી तसिल्, અનુબંધલોપ, તદ્ધિતાન્ત માની પ્રાતિપદિક સંજ્ઞા, પ્રત્યયની વિભક્તિ સંજ્ઞા ઉપર પ્રમાણે કરીને सुप्= ङसि નો લોપ= इदम्+तस् માં "इदम् इश्" સૂત્રથી इदम् નો इश् આદેશ, અનુબંધ લોપ, श् કાર ઇત્ હોવાથી "अनेकाल्०" સૂત્રથી इदम्=આખાનો "इ" થઈ=इतस् માં स् નો રુત્વ વિસર્ગ થઈને इतः રૂપ બને, तसिल् ન થાય ત્યારે अस्मात् રૂપ રહે છે.

નોટ—तसिल् વગેરે પ્રત્યયાન્ત શબ્દોથી सु, औ, વગેરે વિભક્તિઓ આવે છે. પરંતુ તે અવ્યયો હોવાથી "अव्ययादा०" સૂત્રથી सु વગેરેનો લોપ થાય છે.

(૨૩૮) एतद्‌ના સ્થાનમાં अन् આદેશ થાય, પ્રાગ્દિશીય પ્રત્યય પરમાં હોય તો. प्राग्दिश‌નો અધિકાર છે.

વ્યા૦ (૨૩૮) एतस्माद् इति= अतः= આથી અહીં "पञ्चम्याः" સૂત્રથી एतद् શબ્દથી तसिल् પ્રત્યય કરી. અનુબંધલોપ, "प्राग्दिशो०" સૂત્રથી વિભક્તિસંજ્ઞા, તદ્ધિતાન્ત માની પ્રાતિપદિકસંજ્ઞા, "सुपोधातु०"

(२३९) पर्यभिभ्यां च। ५।३।९। आभ्यां तसिल् स्यात्। परितः=सर्वतः, इत्यर्थः। अभितः=उभयत इत्यर्थः। (२४०) सप्तम्यास्त्रल्। ५।३।१०। कुत्र, सुपो लुकि, किम्+त्र, इत्यत्र "कुतिहोः" इति कु आदेशः। यत्र। तत्र। यत्र, तत्र

---

સૂત્રથી સુપ્=ઙસિનો લોપ, " अन् " સૂત્રથી एतद् નો अन् આદેશ, " અનેકાલ્૦" સૂત્રથી एतद्ના સ્થાનમાં अन् કરી अन्+तसिल्માં " न लोपः " સૂત્રથી अन्ના નકારનો લોપ થઈ. સૂના રુત્વ, વિસર્ગ થઈને अतः પ્રયોગ બને છે. तसिल् ન થાય ત્યારે एतस्मात्= રહે છે.

अमुष्यात् इति अमुतः= પેલાથી. અહીં પંચમ્યન્ત अदस् શબ્દથી ઉપર મુજબ तसिल् અનુબંધલોપ, વિભક્તિસંજ્ઞા, सुप्= ङसिनो લોપ, "त्यदादीना०" સૂત્રથી દકારનો અકાર " अतोगुणे " સૂત્રથી પરરૂપ, એકાદેશ= " अदसोऽसेर्दादुदोमः " સૂત્રથી द् નો म् ને अ નો उ થઈ= अमुतस्માં સ્ના રુત્વ, વિસર્ગ થઈ अमुतः રૂપ બને છે.

(૨૩૯) અર્થ-परि, ને अभि= બંને ઉપસર્ગોથી પર तसिल् પ્રત્યય થાય.

વ્યા૦ यस्मात् इति= यतः જેથી, જેનાથી ઉપર મુજબ तसिल् પ્રત્યય, અનુબંધલોપ વિભક્તિસંજ્ઞા, તદ્ધિતાન્ત માની પ્રાતિપદિકસંજ્ઞા, सुप्-ङसि નો ङसि નો લોપ " त्यदादीनामः " સૂત્રથી દકારનો અકાર પરરૂપ, સ્કારના રુત્વ, વિસર્ગ થઈ यतः બને છે.

વ્યા૦ बहोः इति= बहुतःમાં ઉપર પ્રમાણે तसिल्, વિભક્તિસંજ્ઞા સુપ્=ઙસિનો લોપ, સ્ના રુત્વ, વિસર્ગ થઈ बहुतः બને છે.

વ્યા૦ परितः= सर्वतः ચારે બાજુથી अभितः= उभयतः બન્ને બાજુથી. અહીં परि अभि બન્નેની " उपसर्गाः क्रियायोगे " સૂત્રથી ઉપસર્ગ સંજ્ઞા. " पर्यभिभ्यां च " સૂત્રથી तसिल् પ્રત્યય, અનુબંધલોપ સ્ના રુત્વ, વિસર્ગ થઈ परितः, अभितः બને છે.

इन्यादौ विभक्तित्वात् " त्यदादीनामः " बहुत्र । (२४१) इदमो हः । ५।३।११ । त्रलोऽपवादः "इदम इश्" इति इश्, शित्वात् सर्वादेशः । इह । (२४२) किमोऽत् । ५।३।१२ । वा ग्रहणमपकृष्यते । सप्तम्यन्तात् किमोऽद्वा स्यात् । पक्षे त्रल् । (२४३) क्वाति। ७।२।१०५। किमः कादेशः स्यादति

---

(२४०) અર્થ–સપ્તમ્યન્ત किम् વગેરે શબ્દોથી त्रल् પ્રત્યય થાય.

(२४१) સપ્તમ્યન્ત इदम् શબ્દથી ह પ્રત્યય થાય. त्रलो० त्रल् નો અપવાદ છે. इदम् નો ईश् થઈ તે शित्= શ્કાર ઇત્ હોવાથી સર્વે આખા इदम्ના સ્થાનમાં થાય.

(२४२) અર્થ–સપ્તમ્યન્ત किम् શબ્દથી अत् પ્રત્યય વિકલ્પે થાય. वाग्रहणं= સૂત્રમાં " वाह्वच्छन्दसि " સૂત્રમાંથી वा શબ્દને ખેંચી લાવ્યા છે. पक्षे० अत् ન થાય ત્યારે त्रल् થાય.

નોટ–(૧) धाराप्रवाहन्याय= પાણીના રેલાની માફક અનુવૃત્તિ આવે છે. (૨) मण्डूकप्लुति= દેડકાંની માફક, એકાદ બે સૂત્રને છોડીને ત્રીજા જ સૂત્રમાં અનુવૃત્તિ આવે તે. (૩) अपकर्ष=પાછળના સૂત્રમાંથી આગળના સૂત્રમાં ખેંચીને પદ આવે તે. આ રીતે અનુવૃત્તિના ત્રણ પ્રકારો છે.

(२४३) અર્થ–किम्ના સ્થાનમાં क આદેશ થાય, अत् પ્રત્યય પરમાં આવે તો.

વ્યા૦ (२४०) कस्मिन् इति कुत्र= ક્યાં. અહીં સપ્તમ્યન્ત किम् શબ્દથી " सप्तम्यास्त्रल् " સૂત્રથી त्रल् પ્રત્યય, અનુબંધ લ્નો લોપ, વિભક્તિસંજ્ઞા, सुप्=ङिનો લોપ થઈ कुत्र બને છે. यस्मिन् इति= यत्र જ્યાં. तस्मिन् इति तत्र ત્યાં. અહીં यद्, तद् શબ્દથી त्रल्, અનુબંધ-લોપ તદ્ધિતાન્ત માની પ્રાતિપદિક સંજ્ઞા કરી सुप्=ङिનો લોપ વિભક્તિ-

क, कुत्र । (२४४) सर्वैकान्यकियत्तदः काले दा। ५।३।१५ सप्तम्यन्तेभ्यः कालार्थेभ्यः स्वार्थे दा प्रत्ययः । (२४५) सर्वस्य सोऽन्यतरस्यां दि । ५।३।६ । दादौ प्राग् दिशीये सर्वस्य सो वा स्यात् । सर्वस्मिन् काले सदा, सर्वदा । अन्यदा "दा" प्रत्ययस्य विभक्तित्वात् "किमः कः" यदा । तदा। काले किम् सर्वत्र देशे ।

---

संज्ञा होवाथी "त्यदादीना०" सूत्रथी अन्नेना द् ना अ, पररूप थई. यत्र, तत्र, બને છે. બહુ બહુષુ વા=બહુત્ર=ઘણી જગાએ. અહીં ઉપર પ્રમાણે ત્રલ્ પ્રત્યય, સુપ્=ङि, નો લોપ, અનુબંધલોપ થઈ, બહુત્ર બને છે

વ્યા૦ (२४१–२४२) अस्मिन् इति= इहमां त्रल्नो બાધ કરી "इदमो ह" સૂત્રથી ह વિભક્તિસંજ્ઞા પ્રાતિપદિકસંજ્ઞા, સુપ=ङिનો લોપ. "इदम इश्" સૂત્રથી इदम्નો इश, આદેશ, અનુબંધલોપ શિત્ હોવાથી "अनेकाल०" સૂત્રથી આખા इदम्ની જગાએ થઈ इह રૂપે બને છે.

વ્યા૦ (२४३) कस्मिन् इति= क, कुत्र= ક્યાં. અહીં किम् શબ્દથી "किमो अत्" સૂત્રથી વિકલ્પે अत् પ્રત્યય, તેનો અનુબંધલોપ, તદ્ધિતાન્ત માની પ્રાતિપદિકસંજ્ઞા, सुप्=ङिनो લોપ, "क्वाति" સૂત્રથી किम् નો क्व-આદેશ क्व+अ= "अतो गुणे"થી પરરૂપ क्व, બને છે अत् ન થાય ત્યારે त्रल् વગેરે ઉપર મુજબ કર્યા બાદ "कुति होः" સૂત્રથી किम् નો कु થઈ कुत्र બને.

(२४४) અર્થ–કાલ અર્થમાં વર્તમાન સપ્તમ્યન્ત सर्व, एक, अन्य, किम्, यत् અને तद् શબ્દોથી સ્વાર્થમાં दा પ્રત્યય થાય

(२४५) दकारादि પ્રાગ્દિશીય પ્રત્યય પરમાં હોય તો सर्व ના સ્થાનમાં स આદેશ વિકલ્પે થાય "दा" પ્રત્ય૦ दा=પ્રત્યયની વિભક્તિ સંજ્ઞા હોવાથી "किमः कः" સૂત્રથી किम् નો क आदेश.

(२४६) इदमोर्हिल् । ५।३।४ । सप्तम्यन्तात् । काले इत्येव । (२४७) एतेतो रथोः । ५।३।५ । इदम् शब्दस्य एत इत् इत्यादेशौ स्तः क्रमेण रेफादौ थकारादौ प्राग्दिशीये परे । अस्मिन् काले एतर्हि काले इत्येव ।

---

(२४६) "કાલ" અર્થ સુચવનારાં સપ્તમ્યન્ત इदम् શબ્દથી સ્વાર્થમાં हिल् પ્રત્યય થાય, काले० કાલાર્થમાં જ

(२४७) અર્થ–इदम् ના સ્થાનમાં एत्, इत्=આદેશ થાય અનુક્રમે રેફાદિ, અને થકારાદિ પ્રાગ્દિશીય પ્રત્યય પરમાં હોય તો કાલાર્થમાં જ.

વ્યા૦ (२४४–२४५) सर्वस्मिन् काले सदा, सर्वदा=હ મેશાં, દરવખત અહીં सर्व શબ્દથી "सर्वैकान्य०" સૂત્રથી સ્વાર્થમાં दा પ્રત્યય, વિભક્તિ સંજ્ઞા, તદ્ધિતાન્ત માની પ્રાતિપદિક સંજ્ઞા, सुप्=ङि નો લોપ सर्व+दा માં "सर्वस्य सो०" સૂત્રથી सर्व નો स આદેશ થઈ–सदा, स આદેશ ન થાય ત્યારે सर्वदा બને છે. अन्यस्मिन् काले अन्यदा= અન્ય સમયે. અહીં ઉપર પ્રમાણે दा પ્રત્યય, વિભક્તિ સંજ્ઞા, પ્રાતિપદિક સંજ્ઞા, सुप=ङि નો લોપ થઈ अन्यदा બને છે તે પ્રમાણે एकस्मिन् काले एकदा=એક સમયે कस्मिन् काले कदा=ક્યારે यस्मिन् काले यदा=જ્યારે. तस्मिन् काले तदा–ત્યારેમાં પણ दा प्रत्यय ઉપર મુજબ, વિભક્તિ સંજ્ઞા, પ્રાતિપદિક સંજ્ઞા, सुप=ङि નો અહીંયા લોપ, किम्+दा માં "किमः कः" સૂત્રથી क આદેશ થઈ कदा. यत्+दा અને तद्+दा માં "त्यदादीनाम" સૂત્રથી त ને द् નો अ "अतागुणे" સૂત્રથી બન્ને अ નું પરરૂપ થઈ यदा तदा રૂપો બને છે. कालेकिम्० સૂત્રમાં काले ગ્રહણ ન કર્યું હોત તો सर्वस्मिन् देशे=सर्वत्र દેશ અર્થમાં પણ दा થઈ જાત, दा ન થતાં દેશ અર્થમાં "सप्तम्याः" સૂત્રથી त्रल् થઈને सर्वत्र બને.

(२४८) अनद्यतनेर्हिलन्यतरस्याम् । ५।२।२१। कर्हि, कदा । यर्हि, यदा । तर्हि, तदा । (२४९) एतदः । ५।३।५ एत इत् एतौस्तः क्रमेण रेफादौ थादौ च प्राग्दिशीये । एतस्मिन् काले–एतर्हि ।

---

વ્યા૦ (२४६–२४७) अस्मिन् काले एतर्हि=એ વખતે. અહી इदम् શબ્દથી સ્વાર્થમાં " इदमोर्हिल् " સૂત્રથી र्हिल् પ્રત્યય, અનુબંધલોપ, વિભક્તિ સંજ્ઞા, પ્રાતિપદિક સંજ્ઞા, सुप्=ङि નો લોપ કરી, इदम्+र्हि મા " एततो॰ " સૂત્રથી र કાદિ પ્રત્યય હોવાથી इदम् નો एत આદેશ થઈ एतर्हि બને છે.

(२४८) અર્થ–અદ્યતનકાલ અર્થમા રહેલા किम्, यद्, વગેરે શબ્દોથી र्हिल् પ્રત્યય વિકલ્પે થાય.

નોટ– " अतीतायाः रात्रेः पश्चार्धेन, आगामिन्या. रात्रेः पूर्वार्धेन च महितः कालः अद्यतनः, तद्भिन्नः, अनद्यतनः= ગઈ રાત્રિના ૧૨ પછી આવતી રાત્રિના ૧૨ સુધી= ૨૪ કલાકનો કાલ (અંગ્રેજી તારીખ માફક) અદ્યતન કાલ કહેવાય. આ સિવાયનો કાલ અનદ્યતન કહેવાય. ગઈ રાત્રિના બાર વાગ્યા પહેલાનો કાલ=અનદ્યતન ભૂત, અને આવતી રાત્રિના બાર વાગ્યા પછીનો કાલ=અનદ્યતન ભવિષ્ય છે. અદ્યતનકાલ ૨૪ કલાકમા હમણાં થયો=સામાન્ય ભૂત. હમણાં થશે સામાન્ય ભવિષ્ય૦ થાય છે, તે વર્તમાનકાલ કહેવાય.

(२४९) કાલાર્થમા વર્તમાન સપ્તમ્યન્ત एतद् શબ્દના સ્થાનમાં एत्, इत्= આદેશો થાય. ક્રમથી રેફાદિ અને થકારાદિ પ્રાગ્દિશીય પ્રત્યય પરમા આવે તો.

નોટ— " एतदोऽन् " (२४८)મું સૂત્ર છે. તેના બે ભાગ કરીને [illegible] અર્થ અહીં મૂકેલો છે. તેથી તેનો સૂત્રાંક= ५।३।५। ફરી આપેલો

(२५०) प्रकारवचने थाल् । ११३१२३ । प्रकारवृत्तिभ्यः किमादिभ्यस्थाल् स्यात् स्वार्थे । "त्यदादीनामः" येन प्रकारेण=यथा । (२५१) इदमस्थमुः । ५।३।२४ । थालोऽपवादः एतदोऽपि वाच्यः । इदम एतदश्च "इत्" इत्यादेशः । अनेन एतेन वा प्रकारेण—इत्थम् ।

---

છે. અષ્ટાધ્યાયીમાં યોગવિભાગ= કહેવામા આવે છે. બન્ને સૂત્રનો એક
જ હોવાથી શંકા ન થાય માટે સમાધાન આપેલુ છે.

(૨૫૦) અર્થ–"પ્રકાર" અર્થને જણાવનારાં किम् વગેરે શબ્દોથી સ્વાર્થમાં थाल् પ્રત્યય થાય.

(૨૫૧) "પ્રકાર" અર્થને કહેનારાં इदम् શબ્દથી સ્વાર્થમાં थमु પ્રત્યય થાય થાલ્નો અપવાદ છે. एतदो॰ एतद् શબ્દથી પણ પૂર્વોક્ત અર્થમાં थमु પ્રત્યય થાય છે.

વ્યા૦ (૨૪૮–૨૪૯) एतस्मिन् काले= एतर्हि= આ વખતે અહીં एतद् શબ્દથી "अनद्यतने॰" સૂત્રથી र्हिल्= પ્રત્યય અનુબંધલોપ, વિભક્તિ સંજ્ઞા, सुप्=ङिનો લોપ થઈ "एतद्॰" સૂત્રથી एतद्નો વિકલ્પે एत= આદેશ થઈ एतर्हि. एत આદેશ ન થાય ત્યારે एतस्मिन् काले એમ જ રહે.

વ્યા૦ (૨૫૦) येन प्रकारेण= यथा= જે પ્રકારે, જે રીતે तेन कारेण तथा= તે રીતે, તે પ્રકારે. અહીં यद्, तद्. શબ્દોથી "प्रकारव॰" સૂત્રથી थाल् પ્રત્યય, અનુબંધલોપ, વિભક્તિસંજ્ઞા, પ્રાતિપદિક સંજ્ઞા सुप्=टाનો લોપ "त्यदादी॰" સૂત્રથી બન્નેના द् નો अ "अतो-गुणे॰" સૂત્રથી પરરૂપ એકાદેશ થઈ यथा, तथा બને છે, તે રીતે अन्यथा, सर्वथा પણ બની શકે.

વ્યા૦ (૨૫૧) अनेन वा एतेन प्रकारेण= इत्थम्= આ રીતે. એ રીતે. અહીં एतद्, इदम् બન્નેથી "इदमस्थमुः" સૂત્રથી थमु પ્રત્યય,

(२५२) किमश्च । ५।३।२५ । केन प्रकारेण-कथम् "किमः कः" । ॥ इति तद्धित प्रत्ययाः ॥

---

॥ अथ स्त्रीप्रत्ययप्रकरणम् ॥

(२५३) स्त्रियाम् । ४।१।३ । अधिकारोऽयम् । (२५४) अजाद्यतष्टाप् । ४।१।४ । अजादिभ्योऽकारान्तेभ्यश्च स्त्रीत्वे

---

અનુબંધલોપ, વિભક્તિસંજ્ઞા, तद्धि० પ્રાતિપદિકસંજ્ઞા "एतदा०" સૂત્રથી બન્નેનો इत् આદેશ થઈ इत्थम् રૂપ બને છે.

(૨૫૨) "પ્રકાર" અર્થને કહેનારા किम् શબ્દથી थमु પ્રત્યય સ્વાર્થમાં થાય.

વ્યા૦ (૨૫૨) केन प्रकारेण= कथम्= કેવી રીતે? શા રીતે? અહીં किम् શબ્દથી "किमश्च" સૂત્રથી थमु પ્રત્યય. અનુબંધલોપ, પ્રાતિપદિકસંજ્ઞા. सुप्=नो લોપ વિભક્તિસંજ્ઞા થઈ "किमः कः" સૂત્રથી किम् નો क=આદેશ થઈ कथम् બને છે. ॥ श्रीरस्तु ॥

તદ્ધિત પ્રત્યય પૂરા થયા.

---

સ્ત્રીપ્રત્યય પ્રકરણ

નોટ-टाप्, डीप्, डीष्, ऊङ् વગેરે પ્રત્યયો સ્ત્રીલિંગ દ્યોતક છે. તેથી તે પ્રત્યયાન્ત શબ્દો સ્ત્રીલિંગમાં આવે. "प्रातिपदिकग्रहणे लिङ्गविशिष्टस्यापिग्रहणम्" આ પરિભાષાથી લિંગ બોધક પ્રત્યય વિશિષ્ટની પ્રાતિપદિક સંજ્ઞા કરી सु, વગેરે પ્રત્યયો લાવવા.

(૨૫૩) અર્થ-स्त्रियाम्= સ્ત્રીલિંગમાં= આ પદનો અધિકાર આખા પ્રકરણમાં ચાલે છે

द्योत्ये टाप् स्यात् । अजादयो यथा–अजा, एडका, अश्वा, चटका, मूषिका, बाला, वत्सा, मन्दा, विलाता, मेधा। अकारान्तेभ्यो यथा गङ्गा, सर्वा, रमा। (२५४) उगितश्च ।

---

(૨૫૪) સ્ત્રીલિંગ જણાવવું હોય તો अज વગેરે શબ્દોથી અને અકારાન્ત શબ્દોથી टाप् થાય.

(૨૫૫) અર્થ–સ્ત્રીલિંગમાં उगिदन्त= उक् પ્રત્યાહારના અક્ષરની ઇત્સંજ્ઞા થતી હોય તેવા પ્રાતિપદિક થકી ङीप् પ્રત્યય થાય.

વ્યા૦ (૨૫૪) अजादि ગણમાં પઠિત શબ્દોનું ઉદા૦ अजा= બકરી. एडका= ઘેટી, अश्वा =ઘોડી, चटका= ચકલી, मूषिका= ઉંદરડી, बाला= છોકરી, वत्सा= વાછરડી, मन्दा= મૂર્ખ સ્ત્રી, विलासा= નવયુવતી સ્ત્રી, मेधा= બુદ્ધિ, अकारान्त= શબ્દોના ઉદા૦ गङ्गा= ગંગા નદી, सर्वा= બધી, रमा= લક્ષ્મી, मा= લક્ષ્મી, उपमा= સરખામણી વગેરે.

अजत्वजातिविशिष्टा स्त्री= अजा० અહીં अज શબ્દથી બકરી- રૂપી અર્થ જણાવવા માટે "अजाद्यत:०" સૂત્રથી टाप्= પ્રત્યય, ट्. प् નો અનુબંધલોપ= अज+आ માં સવર્ણ દીર્ઘ થઈ अजा રૂપ બને. રૂપો रमा પ્રમાણે કરવાં. તે રીતે एडका. વગેરે બધા શબ્દોથી टाप, અનુબંધલોપ, સવર્ણદીર્ઘ, કરી તે રૂપો બને છે. अज, एडक,ની પ્રાતિપદિક સંજ્ઞા "अर्थवद०" સૂત્રથી થઈ હતી. "प्रातिपदिक०" ઉપર બનાવેલી પરિભાષાથી अजा વગેરેની પણ પ્રાતિપદિક સંજ્ઞા કર્યા પછી सु વગેરે લાવીને रमा પ્રમાણે શબ્દો સિદ્ધ કરવા.

गङ्गा શબ્દ અકારાન્ત હોવાથી टाप्, અનુબંધલોપ, સવર્ણ દીર્ઘ ઉપર પ્રમાણે કરી गङ्गा, सर्वा, रमा, વગેરે બને. રૂપો रमा પ્રમાણે.

વ્યા (૨૫૫) भू ધાતુ (૧) ગણ लट्. તેની જગાએ "लट: शतृ०" સૂત્રથી शतृ પ્રત્યય श, ऋ બન્નેનો અનુબંધલોપ સાર્વધાતુક સંજ્ઞા કરી, शप् પ્રત્યય, श्, प्,નો અનુબંધલોપ, તેની સાર્વધાતુ સંજ્ઞા,

४।१।६ । उगिदन्तात्प्रातिपदिकात् स्त्रियां ङीप् स्यात् । भवन्ती । पचन्ती । द्विव्यन्ती । (२५६) टिड्ढाणञ्-द्वयसज्दघ्नञ्मात्रच्-तयप्-ठक्-ठञ्-कञ्-क्वरपः । ४।१।१५ ।

" सार्वधातुकार्धधातु० " सूत्रथी भू ना गुण= भो+अ+अत्नो अव् आदेश, थई भव= पररूप थई भवत् वर्तमान कृदन्त बन्युं छे. शतृनो ऋ= उक् प्रत्याहारमां आवे छे तेथी भवत् शब्दथी " उगितश्च " सूत्रथी ङीप् प्रत्यय, अनुबंधलोप, " शप्श्यनो० " सूत्रथी नुम्नो आगम, अनुबंधलोप, अन्त्य अच्थी पर थई भवन्ती बने छे रूपो नदी जेवां करवां.

पच् धातु (१) गणु लट्, तेनी जग्याए शतृ प्रत्यय उपर मुजब, अनुबंधलोप, सार्वधातुक संज्ञा शप्, अनुबंधलोप पररूप थई= पचत्= वर्तमान कृदन्त, दिव् धातु (४) गण-लट् शतृ प्रत्यय उपर मुजब सार्वधातुक संज्ञा, श्यन् प्रत्यय, अनुबंधलोप, ' हलि च " सूत्रथी दिव्ना इकारनो दीर्घ दीव्य+अत् पररूप थई दीव्यत् वर्तमान कृदन्त, बन्नेने उपर मुजब नुम्नो आगम, अन्त्य अच्थी पर करीने उगित होवाथी " उगितश्च " सूत्रथी ङीप् अनुबंधलोप करी, पचन्ती= रांधती स्त्री, दीव्यन्ती= क्रीडा करती स्त्री बने, रूपो नदी जेवां करवां.

(२५६) अर्थ-उपसर्जन रहित जे टकार इत्= टित् ते छे अन्ते जेना एवु जे ह्रस्व अकारान्त प्रातिपदिक, तथा ढ, अण्, अञ्, द्वयसच्, दघ्नच्, मात्रच्, तयप्, ठक्, ठञ्, कञ् अने क्वरप् प्रत्यय जेना अन्ते छे, एवु जे ह्रस्व अकारान्त प्रातिपदिक तेनाथी स्त्रीलिंगमां ङीप् प्रत्यय थाय

नोट-टकारनी इत्संज्ञा थती होय तेने टित् कहेवाय, टित्=प्रातिपदिक अने प्रत्यय "

अनुपसर्जनं यट्टित् तदन्तं ढादिप्रत्ययान्तं च यददन्तं प्रातिपदिकं ततः स्त्रियां ङीप् स्यात्। नदट्=नदी, देवट्=देवी, कुरुचरी। ढादिप्रत्ययान्ताः यथा—सौपर्णेयी, ऐन्द्री, औत्सी,

---

વ્યા० (૨૫૬) ટિત્ પ્રાતિપદિકનું ઉદા० नदट्=नदी, देवट्=देवी, બન્નેમાં ટ્‌ની ઇત્સંજ્ઞા અને લોપ થતાં नद, देव,મા 'टिड्ढाणञ्०" સૂત્રથી ङीप् પ્રત્યય કરી, અનુબંધલોપ થઈ "यचि भम्" સૂત્રથી તે બન્નેની ભસંજ્ઞા, नद+ई, देव+ईમાં "यस्येति च" સૂત્રથી અકારનો લોપ થઈ, વર્ણ મળતાં नदी, देवी, થી सु લાવી' "हल्ङ्याब्भ्यो०" સૂત્રથી દીર્ઘ ઇ થી પર सु નો स् હલ્ હોવાથી લોપ થઈ, नदी, देवी, પ્ર. એ. વ. સ્ત્રીલિંગે બને છે. બાકીના રૂપો गौरी પ્રમાણે કરવાં.

ટિત્ પ્રત્યયનું ઉદા० कुरुषु चरति= कुरुचरी= કુરુ દેશમાં ફરનારી સ્ત્રી. અહીં "चरेष्टः" સૂત્રથી ट પ્રત્યય, અનુબંધલોપ, "उपपदमतिङ्" સૂત્રથી ઉપપદ સમાસ, સમાસ થયો હોવાથી પ્રાતિપદિક સંજ્ઞા, सुप्નો લોપ થઈ कुरुचर, ટિદન્ત પ્રાતિપદિક હોવાથી "टिड्ढाणञ्०" સૂત્રથી ङीप्, અનુબંધલોપ, भ સંજ્ઞા, અકારનો લોપ ઉપર મુજબ થઈને कुरुचरी શબ્દ બને છે. રૂપો गौरी પ્રમાણે કરવાં.

ढादि પ્રત્યયોમાં ढनु ઉદા० सुपर्णायाः अपत्यम्= त. व्यु. सौपर्णेयी= સુપર્ણાની પુત્રી. सुपर्णा શબ્દથી "स्त्रीभ्यो ढक्" સૂત્રથી ढक्= પ્રત્યય, અનુબંધલોપ, તદ્ધિતાન્ત માની પ્રાતિપદિક સંજ્ઞા, सुप्=ङस्નો લોપ, "आयनेयीनी०" સૂત્રથી ढ નો एय, ભસંજ્ઞા, આકારનો લોપ, "किति च" સૂત્રથી આદિ सुની વૃદ્ધિ= सौपर्णेयमां "टिड्ढाणञ्०" સૂત્રથી ङीप् અનુબંધલોપ, ભસંજ્ઞા, અકારનો લોપ, सुલોપ, सौपर्णेयी બને છે. રૂપો गौरी પ્રમાણે.

अण्‌નું ઉદા० इन्द्रः देवता अस्ति, अस्याः= ऐन्द्री= ઇન્દ્ર દેવતા-

ऊरुद्वयसी, ऊरुद्घ्नी, ऊरुमात्री, पञ्चतयी, आक्षिकी, लावणिकी, यादृशी, इत्वरी ।

---

વાળી ત વ્યુ માં इन्द्र શબ્દથી " सास्यदेवता " સૂત્રથી अण्, અનુબંધલેપ, પ્રાતિપદિક સંજ્ઞા, सुप्નો લોપ, ભસંજ્ઞા, અકારનો લોપ, " तद्धितेष्वचामादेः " સૂત્રથી આદિ इની વૃદ્ધિ ऐ થવાથી = ऐन्द्र,થી ઉપર પ્રમાણે ङीप् અનુબંધલેપ, ભ-સંજ્ઞા, અકારનો લોપ, સુલોપ, થઈ ऐन्द्री બને રૂપો गौरी પ્રમાણે.

अण्નું ઉદા० उत्से भवा=औत्सी=ઉત્સદેશમાં જન્મેલી, અહીં उत्स શબ્દથી " उत्सादिभ्योऽञ् " સૂત્રથી अञ् પ્રત્યય, અનુબંધલોપ, વગેરે ઉપર પ્રમાણે કરી औत्सથી ङीप्, અનુબંધલોપ વગેરે ઉપર મુજબ કરી औत्सी બને છે રૂપો गौरी જેવાં

**द्वयसच्, दघ्नच्, मात्रच्**ના ઉદા० ऊरु प्रमाणम् अस्ति अस्याः =ऊरुद्वयसी=સાથળ સુધી ત. વ્યુ०માં ऊरु શબ્દથી " प्रमाण द्वयसज्दघ्नञ्मात्रचः " ( મૂળમાં નથી ) સૂત્રથી અનુક્રમે द्वयसच्, दघ्नच्, मात्रच् પ્રત્યયો કરી, અનુબંધલોપ કરી, પ્રાતિપદિસંજ્ઞા सुप्=ओं નો લોપ, કર્યા બાદ ' टिड्ढाणञ्०" સૂત્રથી ङीप् પ્રત્યય, અનુબંધલોપ, ભસંજ્ઞા, અકારનો લોપ, ઉપર પ્રમાણે થતાં, सु લાવી, તેનો લોપ કરી, ऊरुद्वयसी, ऊरुदघ्नी, ऊरुमात्री, બને છે રૂપો गौरी જેવા

**तयप्**નું ઉદા० पञ्च अवयवा सन्ति, अस्याः पञ्चतयी=પાંચ અવયવોવાળી ત० વ્યુ०માં " सङ्ख्याया अवयवे तयप् " સૂત્રથી पञ्चन् શબ્દને तयप् પ્રત્યય, અનુબંધલોપ, પ્રાતિપદિક સંજ્ઞા, સુપ્નો લોપ, ' न लोपः०" સૂત્રથી न् લોપ, ' टिड्ढा० ' સૂત્રથી तयप् પ્રત્યયાન્ત માની ङीप्- અનુબંધલોપ, ભસંજ્ઞા, અકારનો લોપ થઈ पञ्चतयी બને. રૂપો गौरी જેવાં.

(२५७) पिद्गौरादिभ्यश्च । ४ । १ । ४१ । पिद्भ्यो गौरादिभ्यश्च ङीष् स्यात् । नर्तकी । गौरी ।

---

(२५७) અર્થ—ષ્ કારની ઇત્સંજ્ઞા થતી હોય એવા પ્રાતિપદિક શબ્દથી અને ગૌરાદિ ગણમાં પઠિત શબ્દોથી ઙીષ્ પ્રત્યય થાય.

નોટ—ઙીષ્ માં ઙ્, ષ્ બન્નેની ઇત્સંજ્ઞા, લોપ થાય છે.

વ્યા૦—ઠક્ નું ઉદા૦ अक्षैः दीव्यति, आक्षिकी = પાસાથી ખેલનારી સ્ત્રી ત. વ્યુ.માં अक्ष શબ્દથી "तेन दीव्यति०" સૂત્રથી ઠક્, ક્ નો અનુબંધ લોપ પ્રાતિપદિકસંજ્ઞા, સુપ્ = ભિસ્નો લોપ, "ठस्येकः" સૂત્રથી ઠ નો इक આદેશ "किति च" સૂત્રથી अक्ष ના આદિ અકારની વૃદ્ધિ=આ થઈ ઠક્ પ્રત્યયાન્ત હોવાથી ઉપર મુજબ, ઙીપ્. અનુબંધ લોપ, ભસંજ્ઞા. અકારનો લોપ, વગેરે થઈને તે રૂપ બને. રૂપો ગૌરી જેવાં

ઠઞ્ નું ઉદા૦ लवणं पण्यम् अस्ति, अस्याः लावणिकी = મીઠું વેચનારી સ્ત્રી ત. વ્યુ માં "लवणात् ठञ्" સૂત્રથી ઠઞ્, અનુબંધ-લોપ, ઠ નો ઉપર પ્રમાણે इक આદેશ, પ્રાતિપદિકસંજ્ઞા, સુપ્-લોપ, આદિ વૃદ્ધિ, ભસંજ્ઞા, અકારલોપ, વગેરે ઉપર મુજબ થઈ તે રૂપ બને. રૂપો ગૌરી જેવાં.

કઞ્ નું ઉદા૦ यः इव पश्यति=यादृशी=જેની માફક જોનારી સ્ત્રી કૃદન્ત વ્યુ માં यद्पूर्वક दृश धातुથી "त्यदादिषु दृशो०" સૂત્રથી કઞ્, ક્—ઞ્ બન્નેનો અનુબંધલોપ, પ્રાતિપદિકસંજ્ઞા, સુપ્ નો લોપ "आ सर्वनाम्नः" સૂત્રથી यद् ના દકારનો आ+आ સવર્ણદીર્ઘ થઈ = यादृश માં ઙીપ્ કરી ઉપર મુજબ દરેક કાર્યો કરીને તે રૂપ બને છે. રૂપો ગૌરી જેવાં.

ક્વરપ્ નું ઉદા૦ एति तच्छीला इति=इत्वरी = જવાના સ્વભાવ-

## (२५८) वयसि प्रथमे ।४।१।२० । प्रथमवयोवाचिनोऽदन्तात् स्त्रियां ङीप् स्यात् । कुमारी ।

વાળી સ્ત્રી. ત. વ્યુ માં "इण्नशिजिसर्तिभ्यः क्वरप्" સૂત્રથી इण् ધાતુથી क्वरप् , क्–प् નો અનુબધલોપ, "ह्रस्वस्य पितिकृति तुक्" સૂત્રથી इ ને तुक् નો આગમ, અનુબધલોપ, इत्वर મા ङीप्, અનુબધલોપ વગેરે ઉપર મુજબ કરી તે રૂપ બને છે. રૂપો गौरी જેવાં.

વ્યા૦ (૨૫૭) षित् પ્રત્યયાન્તનું ઉદા૦ नृत्यनि तच्छीला = नर्तकी = નાચનારી સ્ત્રી કૃ. વ્યુ માં नृत् (૪ ગણ) ધાતુથી "शिल्पिनि ष्वुन्" સૂત્રથી ष्वुन् પ્રત્યય, ष–न् નો અનુબંધલોપ, "आर्धधातुकं शेषः" સૂત્રથી ष्वुन् ની આર્ધધાતુકસંજ્ઞા, "पुगन्तलघूपधस्य च" સૂત્રથી ऋ ની ગુણ, ૨૫૨ થઈ = नर्त+वु માં "युवोरनाकौ" સૂત્રથી वु નો अक =આદેશ, ष्वुन् = षित् હોવાથી. "षिद्गौरादि०" સૂત્રથી ङी, ष् અનુબધ ङ, ष् નો લોપ, ભસંજ્ઞા, અકારલોપ, થઈ તે રૂપ બને. રૂપો गौरी જેવાં.

गौरी= સફેદ વર્ણવાળી સ્ત્રી, પાર્વતી, દશ વર્ષની છોકરી गौर પ્રાતિપદિકથી "षिद्गौरा०" સૂત્રથી ङीष्, ઉપર પ્રમાણે કાર્ય થઈ તે રૂપ બને રૂપો गौरी જેવાં.

(૨૫૮) અર્થ–પ્રથમ ઉમરવાચક હ્રસ્વ અકારાન્ત પ્રાતિપદિકથી સ્ત્રીલિંગમાં ङीप् થાય.

વ્યા૦ (૨૫૮) कुमार પ્રાતિપદિકથી "वयसि प्रथ०" સૂત્રથી ङीप् પ્રત્યય ङ्–प्नो અનુબધલોપ "यचि भम्" સૂત્રથી ભસંજ્ઞા "यस्येति च" સૂત્રથી કુમારના અકારને લોપ, सु લાવી, તેનો લોપ થઈ कुमारी= છોકરી, રૂપ બને. રૂપો गौरी જેવાં.

(२५९) द्विगोः । ४।१।२१ । अदन्ताद् द्विगोः ङीप् स्यात् । त्रिलोकी । (२६०) वर्णादनुदात्तात्तोपधात्तो नः । ४।१।३९ । वर्णवाची योऽनुदात्तान्तस्तोपधस्तदन्तादनुपसर्जनात् प्रातिपदिकाद्वा ङीप् स्यात् नकारश्चान्तादेशः । एनी एता । रोहिणी, रोहिता । (२६१) वोतो गुणवचनात् । ४।१।४५ । उकारान्तात् गुणवाचिनो वा ङीप् स्यात् मृद्वी, मृदुः ।

---

(૨૫૯) અર્થ—અકારાન્ત દ્વિગુ સમાસાન્ત પ્રાતિપદિક શબ્દથી ઙીપ્ પ્રત્યય થાય.

(૨૬૦) અન્તમાં અનુદાત્ત સ્વર થતો હોય, અને તકાર ઉપધામાં હોય, એવા વર્ણવાચક ઉપસર્જનભિન્ન પ્રાતિપદિક શબ્દથી વિકલ્પે ઙીપ્ અને તકારનો નકાર આદેશ થાય

નોટ—ઙીપ્ થાય તો ત નો ન થાય. ને ઙીપ્ ન થાય ત નો ન થાય નહીં

(૨૬૧) અર્થ—ઉકારાન્ત ગુણવાચક પ્રાતિપદિક શબ્દથી વિકલ્પે ઙીપ્ પ્રત્યય થાય

વ્યા૦ (૨૫૯) ત્રયાણાં લોકાનાં સમાહારઃ. ત્રિલોકી=ત્રણ લોકનો સમૂહ. "તદ્ધિતાર્થ ૨।૧।૫૦" (મૂળમાં નથી) સૂત્રથી સમાહારાર્થમાં સમાસ કરી, પ્રાતિપદિકસંજ્ઞા, સુપ્=જસ્ નો લોપ, વિભાગ કરવાથી "સંખ્યાપૂર્વો૦" સૂત્રથી દ્વિગુ સંજ્ઞા "દ્વિગોઃ" સૂત્રથી ઙીપ્, અનુબન્ધનો લોપ, ભસંજ્ઞા, અકારનો લોપ, સુ આવી, તેનો લોપ થઈને તે રૂપ બને છે. રૂપો ગૌરી જેવાં. આ રીતે પંચવટી, દશપથી, વગેરે બની શકે.

(२६२) पुंयोगादाख्यायाम् । ४।१।४८ । या पुमाख्या, पुंयोगात् स्त्रियां वर्तते ततो ङीप् स्यात् । गोपस्य स्त्री-गोपी । ब्राह्मणस्य स्त्री–ब्राह्मणी । (२६३) स्वाङ्गाच्चोपसर्जनादसंयो-

---

पत शब्द वर्णवाची ते अકारान्त હોવાથી તથા તકાર ઉપધામાં છે તેથી "वर्णादनुदा०" સૂત્રથી ङीप् અને त નો નકાર કરી, વિકલ્પે અનુબંધલોપ થઈ एन+ई,भा, ભસંજ્ઞા અન્ત્ય अ નો લોપ,= एनी સફેદ મૃગલી ચિત્રાવિચિત્ર શિંગડાંવાળી તે રૂપ બને છે રૂપો गौरी જેવાં. જ્યારે ङीप् ન થાય ત્યારે "अजाद्यतष्टाप्" સૂત્રથી टाप, અનુબંધલોપ एत+ आમાં સવર્ણદીર્ઘ થઈ एता રૂપો रमा જેવાં

रोहित શબ્દથી ઉપર મુજબ ङीप् નો ङ+प् નો અનુબંધલોપ, तकारનો नकार न નો ण થઈ रोहिणी= લાલ રંગવાળી રૂપો गौरी જેવા ङीप्ના અભાવમાં ઉપર મુજબ टाप् વગેરે કાર્યો થઈ रोहिता रमा જેવાં રૂપો

मृदु શબ્દ ઉકારાન્ત ગુણ કોમળ, વાચી હોવાથી "वोतोगुण०" સૂત્રથી વિકલ્પે ङीप्, અનુબંધલોપ उ નો यण्= व् થઈ मृद्वी= કોમળ, પોચી તે રૂપ બને, ङीप् ન થાય ત્યારે मृदुः રૂપો धेनु જેવા તે રીતે गुरुनु गुर्वी, पृथुनु पृथ्वी વગેરે રૂપો સમજવાં

(२६२) અર્થ–જે પુલ્લિંગ શબ્દ પુલ્લિંગના સબંધથી સ્ત્રીલિંગમાં આવે છે. તેથી ङीप् થાય

(२६३) અર્થ–સંયોગ ઉપધામાં ન હોય અને ઉપસર્જનીભૂત સ્વાંગવાચક શબ્દ જેને અન્તે હોય તેવા હ્રસ્વ અકારાન્ત પ્રાતિપદિક શબ્દથી સ્ત્રીલિંગમાં ङीप् વિકલ્પે થાય.

गोपधात् । ४।१।५ । असंयोगोपधं उपसर्जनं यत् , 'स्वाङ्गं तदन्तादन्तात् स्त्रीयां ङीप् वा स्यात् । चन्द्रमुखी, चन्द्रमुखा । (२६४) जातेरस्त्रीविषयादयोपधात् । ४।१।६३'

(२६४) અર્થ—જે જાતિવાચક હોય અને નિત્ય સ્ત્રીલિંગમાં હોય તથા યકાર ઉપધામાં ન હોય એવા પ્રાતિપદિક શબ્દથી સ્ત્રીલિંગમ ङीप् થાય.

વ્યા૦ (૨૧૨) गोपस्य स्त्री= गोपी = ગોપી, ગોવાળણમાં ગોપ શબ્દ પુંલિંગ થવાથી તે શબ્દથી સ્ત્રીલિંગમાં "पुंयोगादा०" સૂત્રથી ङीप् થયો. ङ्, प्नो અનુબંધલોપ, गोपनी ભસંજ્ઞા, पना અકારનો લોપ થઈ, सु લાવી, તેનો લોપ કરી, गोपी બને છે. રૂપો गौरी પ્રમાણે. તે રીતે ब्राह्मणस्य स्त्री= ब्राह्मणी = બ્રાહ્મણની પત્નીમાં પણ ઉપર પ્રમાણે ङीप्, અનુબંધલોપ, ભસંજ્ઞા, અકારનો લોપ, सु, તેનો લોપ, કાર્યો થઈને તે રૂપ બને. રૂપો गौरी જેવાં.

વ્યા૦ (૨૧૩) चन्द्रवत् मुखं यस्याः सा= चन्द्रमुखी= જેનું મુખ ચન્દ્ર જેવું છે તેવી સ્ત્રી. અહીં चन्द्रमुख શબ્દમાં ખકાર ઉપધામાં છે અને સંયોગ વગરનો છે અને સ્વાંગવાચક છે, તથા બહુવ્રીહિ સમાસ અન્ય પદનું વિશેષણ હોવાથી ઉપસર્જનીભૂત છે. તેથી "स्वाङ्गाच्चो०" સૂત્રથી વિકલ્પે ङीप् થયો, ઉપર મુજબ અનુબંધલોપ, ભસંજ્ઞા, અકારનો લોપ, सु, તેનો લોપ કાર્યો થઈ તે રૂપ બને છે. રૂપો गौरी જેવાં. જ્યારે ङीप् ન થાય ત્યારે टाप् થઈ, અનુબંધલોપ, સવર્ણદીર્ઘ, सु લોપ થઈ चन्द्रमुखा રૂપો रमा જેવાં બને. તે રીતે कृशोदरी, कृशोदरा, વગેરે રૂપો પણ બને.

વ્યા૦ (૨૧૪) तटी= કિનારો. तट શબ્દ જાતિવાચક છે અને ત્રણેય લિંગમાં આવે છે. તેથી નિત્ય સ્ત્રીલિંગ નથી, તેમજ ઉપધામાં

जातिवाचि यन्न च स्त्रियां नियतम् ततः स्त्रियां ङीष् स्यात् । तटी । वृषली । कठी ।

(२६५) इतो मनुष्यजातेः । ४।१।६५ । मनुष्यजातिवाचकादिकारान्तात् स्त्रियां ङीष् स्यात् । दाक्षी ।

---

અકાર નથી માટે "जातेरस्त्री०" સૂત્રથી ડીષ્ થઈ, અનુબંધલોપ, ભસંજ્ઞા, અકારલોપ, सु, તેનો લોપ થઈ= तटी બને. રૂપો गौरी જેવાં. તેવી જ રીતે वृषली= શૂદ્ર સ્ત્રી, નીચ સ્ત્રી,માં શૂદ્રત્વ જાતિવાચક वृषल શબ્દ હોવાથી. ઉપર મુજબ ડીષ્, અનુબ ધલોપ, ભસ જ્ઞા, અકારલોપ, સુલોપ, વગેરે કાર્યો થઈને તે બને છે. રૂપો गौरी જેવાં. कठेन प्रोक्तम्-अधीते= कठी= કઠશાખાનું અધ્યયન કરનારી સ્ત્રી માં कठ શબ્દથી ઉપર પ્રમાણે ડીષ, અનુબંધલોપ, અકારલોપ, સુલોપ થઈને कठी બને. રૂપો गौरी જેવાં.

નોટ-" गोत्र च चरणैः सह " વાર્તિક (મૂળમાં નથી) कठ શબ્દની જાતિ સંજ્ઞા થાય છે. " सकृदाख्यातनिर्ग्राह्याः " " लिङ्गानाच न सर्वभाक् " જાતિનું લક્ષણ બતાવેલું છે. જુઓ વૈ સિ. કૌ. " जातेरस्त्री०" સૂત્ર.

नैयायिक " नित्यत्वे सति, अनेक समवेतत्वम् जातित्वम्= જાતિનું લક્ષણ માને છે. જુઓ. " તર્કસંગ્રહ મુક્તાવલિ " નામના ગ્રન્થો.

(२६५) અર્થ-હ્રસ્વ ઇકારાન્ત મનુષ્ય જાતિવાચકથી સ્ત્રીલિંગમાં ડીષ્ થાય.

વ્યા૦ (२६५) दक्षस्य अपत्यम् स्त्री= दाक्षी= દક્ષની પુત્રી. दक्ष શબ્દથી અપત્ય અર્થમાં " अत इञ् " સૂત્રથી इञ् પ્રત્યય, અનુ૦ ..

(२६६) शार्ङ्गरवाद्यञो ङीन्। ४।१।७३। शार्ङ्गरवादेरञन्ताच्च जातिवाचिनो ङीन् स्यात्। शार्ङ्गरवी, वैदी (नृनरयोर्वृद्धिश्च) नारी।

લોપ, આદિ અકારની "तद्धितेष्व०" સૂત્રથી વૃદ્ધિ થઈ, વર્ણ મળતાં દાક્ષિ ઇકારાન્ત મનુષ્ય જાતિવાચક હોવાથી "इतो मनुष्य०" સૂત્રથી ડીષ્, અનુબન્ધલોપ, ભસંજ્ઞા, ઇકારનો લોપ, દાક્ષી સુ, તેનો લોપ થઈ, દાક્ષી બને છે રૂપો ગૌરી જેવાં.

(૨૬૬) शार्ङ्गरव ગણ પઠિત અને अञ् પ્રત્યયાન્ત જાતિવાચક શબ્દથી સ્ત્રીલિંગમાં ङीन् થાય.

नृनरयो० (ગણસૂત્ર) नृ અને नर શબ્દથી પણ ङीन् થાય, અને વૃદ્ધિ થાય.

વ્યા૦ (૨૬૬) शृंगरोः गोत्रापत्यं स्त्री शार्ङ्गरवी= શૃંગરુના ગોત્રમાં જન્મેલી પુત્રી. "तस्यापत्यम्" સૂત્રથી अण् પ્રત્યય, અનુબન્ધલોપ, આદિવૃદ્ધિ, ભસંજ્ઞા, "ओर्गुणः" સૂત્રથી ઉનો ગુણ अव् આદેશ થઈ शार्ङ्गरव શબ્દની "गोत्रं च चरणैः" વાર્તિકથી જાતિસંજ્ઞા "शार्ङ्गरव०" સૂત્રથી ङीन्, અનુબન્ધલોપ, ભસંજ્ઞા, અકારનો લોપ-સુલોપ= કાર્યો થઈને शार्ङ्गरवी. રૂપો ગૌરી જેવાં. बिदस्य गोत्रापत्यं स्त्री= वैदी= બિદના ગોત્રમાં જન્મેલી પુત્રી. "अनृष्यानन्तर्ये०" (મૂળમાં નથી) સૂત્રથી अञ्, અનુબન્ધલોપ, ભસંજ્ઞા, અકારલોપ આદિવૃદ્ધિ= કાર્યો થઈ વૈદ अञ् અન્તમાં હોવાથી "शार्ङ्गरवा०" સૂત્રથી ङीन्, અનુબન્ધલોપ, ભસંજ્ઞા, અકારલોપ, સુ, તેનો લોપ કાર્યો થઈ, વૈદી બને છે રૂપો ગૌરી જેવાં.

વ્યા૦ नृत्व—वा नरत्व—जातिविशिष्टा स्त्री = नारी = સ્ત્રી માં नृ શબ્દથી "नृनरयोः" વાર્તિકથી ङीन् અને नृની વૃદ્ધિ, ૨૫૨ થઈ

(२६७) युनस्तिः । ४।१।७७ । युवन्शब्दात् स्त्रियां तिप्रत्ययः स्यात् । युवतिः ।

॥ इति स्त्रीप्रत्ययाः ॥

---

नार् नरनो आदि वृद्धि नार, अनुबंधलोप थई नारी नार+ईमां भसंज्ञा अकारनो लोप, नारी, बन्नेथी सु लावी, तेनो लोप करी. ते रूप बने छे रूपो गौरी जेवा.

(२६७) अर्थ–युवन् शब्दथी स्त्रीलिंगमां ति प्रत्यय थाय

व्या० (२६७) युवन् शब्दथी ' ऋन्नेभ्यः ङीप् " सूत्रथी ङीप् थवा आव्यो, परन्तु तेनो बाध करी " यूनस्तिः ' सूत्रथी ति प्रत्यय " स्वादिष्वसर्वे: " सूत्रथी युवन्नो पदसंज्ञा, ' न लोपप्राति०" सूत्रथी न्नो लोप सु लावी, अनुबंधलोप, रुत्व विसर्ग थई युवतिः रूप बने छे रूपो मति जेवां

' **नोट**=दीर्घ ईकारान्त युवती शब्द पण छे यु धातु २–जो गण, शतृ प्रत्यय, अनुबंधलोप, उवङ् आदेश करी युवत्मां " उगितश्च " सूत्रथी ङीप्, अनुबंधलोप सुलोप, थई युवती. रूपो गौरी जेवां

**स्त्री प्रत्ययो पूरा थया पूर्वार्ध पण पूरो थयो.**

दयाशङ्करनिर्मिता पूर्वार्धस्य सुशोधिता ॥
समाप्ता विजया टीका गुर्जरात्मिमनोरमा ॥

॥ श्रीरस्तु ॥

प्रारम्भिक पाणिनीय = परमलघुकौमुदीना पूर्वार्धनी नवीन सरकरणवाळी अने खूब ज सर्व सुज्ञोना मनने आनंद आपनारी **दयाशंकर शास्त्रीए** बनावेली " **विजया** " नामनी गुजराती टीका पूरी थई.

# शुद्धिपत्रम्

| पृष्ठाङ्कः | पंक्तिः | अशुद्धिः | शुद्धिः |
|---|---|---|---|
| १ | २१ | सिद्धाग्रत | सिद्धान् द्योत |
| २ | १८ | આ સૂત્રોથી...ધ્વસ ગા થઈ ને (૨) | આ બન્ને (૧) (૨) સૂત્રોથી " ધ્વસ ગા થઈ ને (૪) |
| ४ | ७ | ननुनासिकत्वाभ्याम् | ननुनासिकत्वाभ्याम् |
| ६ | १२ | न अ | अ आ |
| ६ | १६ | उ ऌ | उ ऋ ऌ |
| १४ | २ | वर्णानामतिसन्निधि | वर्णानामतिशयित. सनिधि. |
| १७ | १ | बट+ऋक्ष. | बटो+ऋक्ष. |
| २३ | ८ | मदागभनम् | मदागमनम् |
| ३१ | ३ | (४७) रोरि | (४७) रोरि । ८।३।१८ । |
| ३१ | ५ | पूरस्याणो | पूर्वस्याणो |
| ३२ | २ | एत्ततदो. | एतत्तदाः |
| ३५ | १३ | द्वेकयोद्रि | द्वेयक्रयाद्वि– |
| ४६ | १६ | नीचे, त्यद् | नीचे स्व=पोतानु अन्तर= तद्भावत, त्यद् |
| ४७ | १४ | કરતી પ્રથમ | કરતી વખતે પ્રથમ |
| ४७ | १५ | सर्वानि० | सर्वादीनि० |
| ४८ | १८ | सर्वनाम ० | सर्वनाम्न ० |
| ७३ | २२ | ज्ञानस्य ज्ञाने | ज्ञानस्य, ज्ञानयो |
| ७६ | ५ | परो यण | स चोदात्त |
| ७६ | १४ | रकारान्त | आकारान्त |
| ६१ | १४ | — | હલન્ત પુલ્લિંગ પૂરા થયા |
| ६१ | १५ | હલન્ત પુલ્લિંગ | હલન્ત સ્ત્રીલિંગ |
| १३५ | ११ | दिग्छब्देभ्य. | दिग्शब्देभ्यः |
| १३७ | २० | तसिस् | तसिल् |

## ॥ अथ तिङन्ते भ्वादयः ॥

(२६८) धातोः ३।१।९१ इत्यधिकारः, आतृतीयाऽध्याय-समाप्तेः। (२६९) भूवादयो धातवः १।३।१। क्रिया-वाचिनो भ्वादयो धातु-संज्ञाः स्युः। लट्। लिट्। लुट्। लृट्। लेट्। लोट्। लङ्। लिङ्। लुङ्। लृङ्। एषु पञ्चमो लकारश्छन्दोमात्रगोचरः। लकारा दश। लिङ् च द्विविधः। (२७०) लः कर्मणि च भावे चाकर्मकेभ्यः ३।४।६९। लकाराः सकर्मकेभ्यः कर्मणि कर्तरि च स्युरकर्मकेभ्यो भावे

---

## ( ઉત્તરાર્દ્ધ પ્રકરણ )

### ( ભ્વાદિ ગણ પહેલો શરૂ થયો )

(૨૬૮) અર્થ— આ અધિકાર સૂત્ર છે. તૃતીય અધ્યાયની સમાપ્તિ થાય ત્યાં સુધી ધાતોઃ આ પદનો અધિકાર દરેક સૂત્રમા જાય છે.

(૨૬૯) અર્થ— ક્રિયાને કહેનારા ભૂ, अद्, વગેરે શબ્દોની ધાતુ સંજ્ઞા થાય છે. लट लिट વગેરે મૂળમા બતાવેલા દશ લકારો છે.

નોટ—વર્તમાન, પરોક્ષભૂત, અનદ્યતનભવિષ્ય, સામાન્ય ભવિષ્ય, આજ્ઞાર્થ હ્યસ્તન ભૂત, વિધ્યર્થ-પ્રેરણા, આશીર્વાદ, સામાન્ય ભૂત, અનદ્યતન ભવિષ્ય. આ પ્રકારના કાળને સૂચવનારા દશ લકારો છે. લિઙ્=લકાર વિધિલિઙ્ અને આશીર્લિઙ્ એ રીતે બે પ્રકારનો છે.

(૨૭૦) અર્થ—(દશ) લકારો સકર્મક ધાતુઓથી કર્મ અને કર્તામાં થાય અને અકર્મક ધાતુઓથી ભાવ અને કર્તામાં થાય.

कर्तरि च । (२७१) वर्तमाने लट् ३ । २ । १२३ । वर्तमानक्रिया-वृत्तेर्धातोर्लट् स्यात् । अटावितौ । उच्चारणसामर्थ्याल्लस्य नेत्त्वम् । १-भू सत्तायाम् । कर्तृविवक्षायां भू ल् इति स्थिते ।

(२७१) અર્થ—વર્તમાન-ચાલુ ક્રિયામાં વર્તમાન ધાતુથી लट् લકાર થાય.

સૂચના—लट्-વગેરે દશ લકારોમાં ट् અ અને इ ની 'हलन्त्यम्' સૂત્રથી ઇત્સંજ્ઞા અને 'उपदेशेऽजनुनासिक॰' એ સૂત્રથી લકારમાં રહેલા અકારની ઇત્સંજ્ઞા કરવી, 'तस्य लोपः' સૂત્રથી તે ઇત્સંજ્ઞાનો લોપ કરવો. શંકા—ल् બાકી રહ્યો, તેની પણ ઇત્સંજ્ઞા અને લોપ થવા જોઈએ. જવાબ—उच्चारण॰ બોલવાના સામર્થ્યથી लकारની ઇત્સંજ્ઞા થતી નથી. આ સૂચના દરેક લકારોમાં સમજવી. માટે મૂળમાં अटावितौ (દશ લકારોમાં) અકાર ને ટકાર ઇત્સંજ્ઞક છે. भू सत्तायाम् भू ધાતુ સત્તા અર્થમાં વપરાય છે सत्ता=આત્મધારણાનુકૂળ વ્યાપાર=હોવું, થવું, છે

નોટ—અકર્મક ધાતુઓ

लज्जासत्तास्थितिजागरणं वृद्धिक्षयभयजीवितमरणम् ।
शयनक्रीडारुचिदीप्त्यर्थं धातुगणं तमकर्मकमाहुः ॥

અર્થ—લજ્જા = લાજ, સત્તા = હોવું, થવું, સ્થિતિ = રહેવું, જાગરણ = જાગવું, વૃદ્ધિ = વધવું, ક્ષય = નાશ, ભય = બીવું, જીવિત = જીવવું, મરણ = મરવું, શયન = સૂવું, ક્રીડા = રમવું, રુચિ = ઇચ્છા, દીપ્તિ = પ્રકાશ-આ અર્થવાળા ધાતુઓ અકર્મક છે તે સિવાયના પ્રાય બધા ધાતુઓ સકર્મક છે લગભગ બે હજાર ધાતુઓ છે

વ્યાખ્યા—भू ધાતુ સત્તા અર્થમાં હોવાથી અકર્મક છે भू ધાતુથી કર્તા અર્થની વિવક્ષામાં लट् લકાર લાવ્યા. ट्-अ, બન્નેની ઇત્સંજ્ઞા અને લોપ થઈ-भू + ल એમ થયું.

(२७२) तिप्-तस्-झि-सिप्-थस्-थ-मिब्-वस्-मस्-ताऽऽतां-झ-थासाऽऽथां-ध्वमिड्-वहि-महिङ् ३ । ४ । ७८ । एतेऽष्टादश लादेशाः स्युः । (२७३) लः परस्मैपदम् १ । ४ । ९९ । लादेशाः परस्मैपदसंज्ञाः स्युः । (२७४) तङानावात्मनेपदम् १ । ४ । १०० । तङ्प्रत्याहारः शानच्कानचौ

---

| | પરસ્મૈપદી | | | આત્મનેપદી | | |
|---|---|---|---|---|---|---|
| | એ. વ. | દ્વિ. વ. | બ વ. | એ. વ | દ્વિ.વ | બ વ. |
| પ્રથમ પુરુષ | तिप् | तस् | झि | त | आताम् | झ |
| મધ્યમ પુરુષ | सिप् | थस् | थ | थास् | आथाम् | ध्वम् |
| ઉત્તમ પુરુષ | मिप् | वस् | मस् | इट् | वहि | महिङ् |

(२७२) અર્થ—આ અઢાર પ્રત્યયો લકારના સ્થાનમા થાય.

નોટ—જેમ (सुप्=પ્રત્યાહાર પ્રથમાના सु થી લઈને સપ્તમીના सुप् = ના પકાર સુધી લેવાય છે, તે રીતે तिङ् = પ્રત્યાહાર પણ तिप्= પ્રત્યયના ति થી લઈને महिङ् ના ङ्कार સુધી तिङ् પ્રત્યાહાર બને છે. તેમા तिप् થી ૯ પ્રત્યયો પરસ્મૈપદના અને त થી લઈ ૯ પ્રત્યયો આત્મનેપદને જણાવનારા હોય છે.

(२७३) અર્થ—લકારના સ્થાનમા થયેલા ૧૮ પ્રત્યયોની પરસ્મૈપદ સંજ્ઞા થાય.

નોટ—પરસ્મૈપદ—બીજાને માટે જે ક્રિયા થતી હોય તે પરસ્મૈપદ કહેવાય.

(२७४) અર્થ—तङ् = (त થી લઈને महिङ् ના ङ्कार સુધીના નવ) પ્રત્યાહાર शानच् અને कानच् એ બધાયની આત્મનેપદ સંજ્ઞા થાય. (જે ક્રિયા પોતાને માટે થતી હોય તે આત્મનેપદી કહેવાય.) पूर्व॰ પૂર્વે = પહેલી બનાવેલી પરસ્મૈપદ સંજ્ઞાનો આ સૂત્ર બાધ કરે છે.

चात्मनेपदसंज्ञा स्युः । पूर्वस्यापवादः । (२७५) अनुदात्तङित आत्मनेपदम् १ । ४ । १२ । अनुदात्तेतो ङितश्च धातोरात्मनेपदं स्यात् । (२७६) स्वरितञितः कर्त्रभिप्राये क्रियाफले १ । ३ । ७२ । स्वरितेतो ञितश्च धातोरात्मनेपदं स्यात्कर्तृगामिनि क्रियाफले ।(२७७) शेषात्कर्तरि परस्मैपदम् १।३। ७८ । आत्मनेपदनिमित्तहीनाद्धातोः कर्तरि परस्मैपदं स्यात्(२७८) तिङस्त्रीणि त्रीणि प्रथममध्यमोत्तमाः १ । ४ । १०१ । तिङ उभयोः पदयोस्त्रयस्त्रिकाः क्रमादेतत्संज्ञाः स्युः । (२७९) तान्येकवचनद्विवचनबहुवचनान्येकशः १ । ४ । १०२ । लब्धप्रथमादिसंज्ञानि तिङस्त्रीणि त्रीणि (वचनानि) प्रत्येकमेकवचनादि

---

(२७५) અર્થ—અનુદાત્ત ઇત્ સંજ્ઞા થતી હોય અથવા ङकारनी ઇત્ સંજ્ઞા થતી હોય એવા જ ધાતુથી આત્મનેપદના પ્રત્યયો થાય

(२७६) અર્થ—સ્વરિતની ઇત્સંજ્ઞા થતી હોય અથવા ञ् ની ઇત્ સંજ્ઞા થતી હોય એવા ધાતુથી આત્મનેપદના પ્રત્યયો થાય જો ક્રિયાનું ફળ કર્તાને મળતું હોય તો

(२७७) અર્થ—આત્મનેપદના નિમિત્ત કારણ વગરના ધાતુથી કર્તૃ અર્થમાં પરસ્મૈપદના પ્રત્યયો થાય

(२७८) અર્થ—तिङ् પ્રત્યાહારના બન્ને (પરસ્મૈપદ અને આત્મનેપદ) પદોના ત્રણ ત્રણના જોડકાની પ્રથમ મધ્યમ અને ઉત્તમ સંજ્ઞા થાય છે જુઓ સૂત્ર २७२

(२७९) અર્થ—પ્રાપ્ત કરી છે પ્રથમ મધ્યમ, ઉત્તમ, સંજ્ઞા જેમણે એવા તિઙના ત્રણ વચનોની અનુક્રમે એકવચન, દ્વિવચન અને બહુવચન સંજ્ઞા થાય છે

संज्ञानि स्युः। (२८०) युष्मद्युपपदे समानाधिकरणे स्थानिन्यपि मध्यमः १।४।१०५। तिङ्वाच्यकारकवाचिनि=(तिङा वाच्यं यत् कारकं कर्तृरूपं कर्मरूपं वा तद्वाचके) युष्मदि प्रयुज्यमानेऽप्रयुज्यमाने च मध्यमः। (२८१) अस्मद्युत्तमः १।४।१०७। तथाभूतेऽस्मद्युत्तमः। (२८२) शेषे प्रथमः। १।४।१०८। मध्यमोत्तमयोरविषये प्रथमः स्यात्। भू ति, इति जाते। (२८३) तिङ् शित् सार्वधातुकम् ३।४।११३ तिङः शितश्च धात्वधिकारोक्ता एतत्संज्ञाः स्युः। (२८४) कर्तरि शप् ३।१।६८। कर्त्रर्थे सार्वधातुके परे धातोः शप्। अयं विकरणो धातुप्रत्यय-मध्यपाती। (२८५) सार्वधातुकार्ध-

---

(२८०) અર્થ—તિङ્નો અર્થ કારક = કર્તા અને કર્મ, તેને કહેનારો યુષ્મદ્ શબ્દ તેનો પ્રયોગ કર્યો હોય, અથવા પ્રયોગ ન કર્યો હોય, તો પણ ધાતુથી મધ્યમ પુરુષના પ્રત્યયો થાય

(૨૮૧) અર્થ—તિङ્નો અર્થ કારક=કર્તા કર્મ તેને કહેનારો અસ્મદ્ શબ્દનો પ્રયોગ કર્યો હોય અથવા ન કર્યો હોય તો પણ ઉત્તમ પુરુષના પ્રત્યયો થાય.

(૨૮૨) અર્થ—મધ્યમ અને ઉત્તમ પુરુષના પ્રત્યયોનો જ્યાં વિષય ન હોય ત્યાં પ્રથમ પુરુષના પ્રત્યયો થાય.

વ્યાખ્યા—તેથી ભૂ+લ–એ હતું ત્યાં લની જગ્યાએ પ્રથમ પુરુષ એકવચનનો પ્રત્યય तिप् મૂકીને प् નો અનુબંધ લોપ કરી ભૂ+ति એવું રૂપ થયું.

(૨૮૩) અર્થ—ધાતુના અધિકારમાં કહેલા તિङ् અને શિત્ શકારની ઇત્સંજ્ઞા થતી હોય તેવા પ્રત્યયોની "સાર્વધાતુક" સંજ્ઞા થાય.

(૨૮૪) અર્થ—કર્તા અર્થમાં થયેલા સાર્વધાતુક પ્રત્યય પર રહેતા ધાતુથી शप् પ્રત્યય થાય. अयं આ शप्–પ્રત્યયને વિકરણ પ્રત્યય કહેવામાં આવે છે ને તે ધાતુ અને પ્રત્યયની વચ્ચમાં મૂકાય છે.

धातुकयोः ७। २। ८४। अनयोः परयोरिगन्ताङ्गस्य गुणः। अवादेश०। भवति। भवतः। (२८६) झोऽन्तः ७। १। ३। प्रत्ययावयवस्य झस्यान्तादेशः। अतो गुणे। भवन्ति। भवसि।

(२८५) અર્થ—સાર્વધાતુક અને આર્ધધાતુક પર રહેતા इगन्त ઇક્ પ્રત્યાહારનો અક્ષર અન્તમા હોય એવા અગનો ગુણ થાય.

વ્યાખ્યા भू શબ્દની "भूवादयो०" સૂત્રથી ધાતુ સંજ્ઞા કરી, કર્તાની વિવક્ષામા "वर्तमाने लट्" સૂત્રથી लट्=લકાર લાવી ट्, અને अ ની ઇત્સંજ્ઞા લોપ કરી પ્રથમ પુરુષના એકવચનમા 'तिप्तस्०" સૂત્રથી ल् ના સ્થાનમા तिप् પ્રત્યય કરી, पकारनो અનુબન્ધ લોપ કરી, તેની 'तिङ्शित्०" સૂત્રથી સાર્વધાતુક સંજ્ઞા કરી, भू+ति રૂપ બન્યા પછી 'कर्तरि शप्' સૂત્રથી शप् પ્રત્યય કરી, શકાર પકારનો અનુબન્ધ લોપ કરી, भू+अ+ति થયા બાદ ફરીથી शप्ના अनी સાર્વધાતુક સંજ્ઞા કરી सार्वधातुकार्ध०" સૂત્રથી भूના ઊકારનો ગુણ (ओ) કરી=भो+अ+ति થયા પછી 'एचोऽयवा०" સૂત્રથી ओनो अव् આદેશ કરી, વર્ણો મળતા भवति રૂપ પ્રથમ પુરુષ એકવચનનુ સિદ્ધ બને છે भूની ઉપર મુજબ ધાતુ સંજ્ઞા કરી, लट् લકાર લાવી ઉપર પ્રમાણે કાર્ય કરી, પ્ર૦ પુ૦ દ્વિ૦-વ૦ ની વિવક્ષામા લના સ્થાનમાં "तिप्तस्झि०" સૂત્રથી तस् પ્રત્યય કરીને, ઉપર પ્રમાણે સાર્વધાતુકસંજ્ઞા, શપ્ પ્રત્યય, અનુબન્ધ લોપ, ફરીથી સાર્વધાતુક સંજ્ઞા, ઉપર પ્રમાણે ગુણ કરી, अव् આદેશ કરી, भव+तस् થયા બાદ सकारના રુત્વ અને વિસર્ગ કરીને भवतः પ્રથમ પુરુષ દ્વિવચનનું રૂપ બને છે

(૨૮૬) અર્થ—પ્રત્યયના અવયવ झ ના સ્થાનમાં अन्त આદેશ થાય

भवथः । भवथ । (२८७) अतो दीर्घो यञि ७ । ३ । १०१ । अतोऽङ्गस्य दीर्घो यञादौ सार्वधातुके । । भवामि । भवावः । भवामः । स भवति । तौ भवतः । ते भवन्ति । त्वं भवसि । युवां भवथः । यूयं भवथ । अहं भवामि । आवां भवावः । वयं

---

સાર્વધાતુક સંજ્ઞા કરી, શપ્ પ્રત્યય, અનુબન્ધ લોપ, ફરીથી સાર્વધાતુક સંજ્ઞા, ઉપર મુજબ ગુણ, અવાદેશ થયા બાદ भव+झि થયા પછી "झोऽन्त" સૂત્રથી झ નો अन्त આદેશ કરી "अतो गुणे" સૂત્રથી પરરૂપ એક આદેશ કરી भवन्ति પ્ર૦ પુ૦ બ૦ વ૦ નું રૂપ બને છે

ભૂની ધાતુ સંજ્ઞા કરી, लट् તેના સ્થાનમાં મ૦ પુ૦ એ૦ વ૦ सिप्, पकारनी इत्संज्ञा લોપ, ઉપર પ્રમાણે સાર્વધાતુક સંજ્ઞા, शप्, श કારનો અનુબન્ધ લોપ, ફરીથી शप्‌ની સાર્વધાતુક સંજ્ઞા, भूનો ગુણ ओ થઈ, भो+अ+सि થયા બાદ ओ નો अव् આદેશ કરીને भवसि મ૦ પુ૦ એ૦ વ૦નું રૂપ બને છે

भू ધાતુ સંજ્ઞા, लट्, તેના સ્થાનમાં મ૦ પુ૦ દ્વિ૦ વ૦ थस्, સાર્વધાતુકસંજ્ઞા, शप् અનુબન્ધ લોપ, ફરીથી शप्‌ની સાર્વધાતુક સંજ્ઞા, ગુણ, अव् આદેશ, થઈને भवथस् થયા બાદ सनो रुत्व વિસર્ગ કરીને भवथः રૂપ બને છે

भू लट्, મ૦ પુ૦ બ૦ વ૦ માં थ, ઉપર મુજબ બધું કાર્ય કરીને भवथ રૂપ બનાવવું

(૨૮૭) અર્થ—અકારાન્ત અંગને દીર્ઘ થાય यञ् આદિ સાર્વધાતુક પર રહેતાં

વ્યાખ્યા—ભૂની ધાતુસંજ્ઞા लट्‌ના સ્થાને ઉત્તમ પુરુષના ત્રણેય વચનમાં અનુક્રમે मिप्, वस्, मस् પ્રત્યય લાવી, દરેકની સાર્વધાતુક સંજ્ઞા, पનો અનુબન્ધ લોપ, शप्, અનુબન્ધ લોપ, સાર્વધાતુક સંજ્ઞા ગાળા

**भवामः । (२८८) परोक्षे लिट् ३ । २ । १२५ । भूतानद्यतन-परोक्षार्थवृत्तेर्धातोर्लिट् स्यात् । लस्य तिबादयः । (२८९) परस्मैपदानां णलतुसुस्थलथुसणल्वमाः ३ । ४ । ८२ । लिट-स्तिबादीनां नवानां णलादयः स्युः । तिपो णल्, तसः, अतुस्, झेः उस्, सिपः थल्, थसः अथुस्, थस्य अ, मिपो णल्, वसः व, मसः म । भू अ, इति स्थिते । (२९०) भुवो वुग् लुङ्-लिटोः ६ । ४ । ८८ । भुवो वुगागमः स्यात् लुङ्-**

સૂત્રથી भव–અંગના भ–કારને દીર્ઘ કરી **भवामि**, અને સૂત્ના રૂપ વિસર્ગ કરી **भवावः, भवामः** ઉત્તમ પુરુષનાં રૂપો બને છે.

**સૂચના**—युष्मद्, अस्मद् શબ્દના પ્રયોગ વિના ઉપરનાં રૂપો સિદ્ધ કરેલાં છે અને તેના પ્રયોગ સાથે નીચે પ્રમાણે રૂપો પણ સિદ્ધ કરી શકાય છે. અર્થમાં કાંઈ ફરક પડતો નથી. (જુઓ ૨૮૦, ૨૮૧, ૨૮૨ સૂત્રના અર્થો.)

सः भवति તે થાય છે. तौ भवतः તે બે થાય છે. ते भवन्ति તેઓ બધા થાય છે. त्वं भवसि તું થાય છે. युवाम् भवथः તમે બે થાઓ છો. यूयम् भवथ તમે બધા થાઓ છો. अहम् भवामि હું થાઉં છું. आवाम् भवावः અમે બે થઈએ છીએ. वयम् भवामः અમે બધા થઈએ છીએ.

(૨૮૮) અર્થ—ભૂત અનદ્યતન પરોક્ષ અર્થમાં વર્તમાન ધાતુથી लिट् લકાર થાય. लस्य–लની જગાએ तिप् तस् વગેરે નવ આદેશો થાય.

(૨૮૯) અર્થ—लिट्ના સ્થાનમાં तिप्, तस्, વગેરે નવ પ્રત્યયો તેમના સ્થાનમાં અનુક્રમે णल्, अतुस्, उस् । थल्, अथुस्, अ । णल्, व, म, આ નવ આદેશો થાય છે.

(૨૯૦) અર્થ—भू ધાતુને वुक् નો આગમ થાય लुङ् અને लिट् સંબંધી અચ્ પરમાં હોય તો.

लिटोरचि । (२९१) लिटि धातोरनभ्यासस्य ६ । १ । ८ । लिटि परे अनभ्यासधात्ववयवस्यैकाचः प्रथमस्य द्वे स्त आदिभूतादचः परस्य तु द्वितीयस्य । वुक्सहितस्य भुवो द्वित्वम् । भूव् भूव् अ, इति स्थिते । (२९२) पूर्वोऽभ्यासः ६ । १ । ४ । अत्र ये द्वे विहिते तयोः पूर्वोऽभ्याससंज्ञः स्यात् । (२९३) हलादिः शेषः ७ । ४ । ६० । अभ्यासस्यादिर्हल् शिष्यते, अन्ये हलो लुप्यन्ते । इति वलोपः । (२९४) ह्रस्वः ७ । ४ । ५९ । अभ्यासस्याचो ह्रस्वः स्यात् । दीर्घे सति तस्य ह्रस्वविधानं कार्यम् । (२९५) भवतेरः ७ । ४ । ७३ । भवतेरभ्यासस्योकारस्य अः स्याल्लिटि । (२९६) अभ्यासे चर्च ८ । ४ । ५४ । अभ्यासे झशां जशः खयां

---

(૨૯૧) અર્થ—લિટ્ પર રહેતાં અભ્યાસભિન્ન ધાતુનો પ્રથમ અવયવ એક અચ્ તેનું દ્વિત્વ થાય, (અનેકાચ્ ધાતુમાં) આદિ-(પ્રથમનો) જે અચ્ તે થકી પર અક્ષરનું દ્વિત્વ થાય. વુક્સહિ૦-વુક્ આગમ સહિત ભૂ ધાતુનું દ્વિત્વ કરવું તેથી ભૂવ્ ભૂવ્ અ એ રીતે સ્થિતિ થઈ

(૨૯૨) અર્થ—અહીંયા (છઠ્ઠા અધ્યાયમાં) જે બે કહેલા છે તેમનામાંથી (દ્વિત્વ થયેલા રૂપમાંથી) પૂર્વની અભ્યાસ સંજ્ઞા થાય.

(૨૯૩) અર્થ—અભ્યાસનો પ્રથમ હલ્ = વ્યંજન અક્ષર બાકી રહે છે અને બીજા હલ્ = વ્યંજન અક્ષરોનો લોપ થાય છે. (અર્થાત્ તે ઊડી જાય છે.) એ પ્રમાણે વ્ કારનો લોપ થયો.

(૨૯૪) અર્થ—અભ્યાસનો જે અચ્ તેનો હ્રસ્વ થાય, દીર્ઘે સતિ૦ દીર્ઘ સ્વર હોય તો તેનું હ્રસ્વવિધાન કરવું.

(૨૯૫) અર્થ—ભૂ ધાતુના અભ્યાસના ઉકારનો અકાર થાય, લિટ્ પરમાં હોય તો

(૨૯૬) અર્થ—અભ્યાસમાં ઝશ્‌ના સ્થાનમાં જશ્ થાય, અને ખય્‌ના સ્થાનમાં ચર્ થાય.

चरः च । बभूव । बभूवतुः । बभूवुः । (२९७) लिट् च ३।४।११५। लिडादेशस्तिङार्धधातुकसंज्ञः । (२९८) आर्धधातुक-

વ્યાખ્યા—ભૂ ની ધાતુ સંજ્ઞા "परोक्षे लिट्" સૂત્રથી લિટ્ લકાર, "लिट् च" સૂત્રથી આર્ધધાતુક સંજ્ઞા, અનુબંધ લોપ કરી, ભૂ+લ્ થયા બાદ પ્ર૦ પુ૦ એ૦ મા તિપ્ પ્રત્યય કરી, "परस्मैपदानां०" સૂત્રથી તિપ્‌નો ણલ્ આદેશ કરી, ણ્+લ્‌ની ઇત્‌સંજ્ઞા લોપ કરી, 'भुवो वुक्०' સૂત્રથી વુક્‌નો આગમ, અનુબંધ લોપ, ભૂવ્+અ બન્યા બાદ 'लिटि धातो०' સૂત્રથી ભૂવ્ નું દ્વિત્વ કરી, ભૂવ્ ભૂવ્+અ થયા બાદ 'पूर्वोभ्यास' સૂત્રથી પહેલા ભૂવ્‌ની અભ્યાસ સંજ્ઞા, "हलादि शेष" સૂત્રથી પ્રથમ હલ્ ભૂ બાકી રહ્યો, અને વ્ નો લોપ થયો, ભૂ ભૂવ્+અ થયા બાદ "ह्रस्व" સૂત્રથી ભૂના દીર્ઘ ઉકારનો હ્રસ્વ, 'भवतेरः' સૂત્રથી અભ્યાસના ઉકારનો અકાર, ભ ભૂવ્+અ બન્યા બાદ 'अभ्यासे०' સૂત્રથી અભ્યાસના ઝશ્‌ભ તેનો બશ્‌બ કરી ને બભૂવ્+અ વર્ણ મળતાં **બભૂવ.** અને પ્ર૦ પુ૦ દ્વિ૦ વ૦ મા ઉપર પ્રમાણે લિટ્, તેના સ્થાનમા તસ્, બ૦ વ૦ મા, ઝિ, તેના સ્થાનમા "परस्मै०" સૂત્રથી અતુસ્ અને ઉસ્ આદેશ કરી ઉપરના તમામ સૂત્રો લગાવીને સના રુત્વ વિસર્ગ કરો બભૂવતુઃ, બભૂવુઃ પ્ર૦ પુ૦ દ્વિ૦ વ૦ અને બ૦ વ૦ના રૂપો બને છે

શંકા—ભૂવ્ માં ભૂ નું એકનું દ્વિત્વ થવું જોઈએ ? જવાબ—वृक्ष प्रचलन् सह अवयवै सह प्रचलति-ઝાડ હાલે છે ત્યારે પોતાનાં ફળ, પાન, ડાળખીઓ સાથે જ હાલે છે એ वृक्षप्रचलनन्यायथी ભૂની સાથે વકારનું પણ દ્વિત્વ થઈ શકે છે

(૨૯૭) અર્થ—લિટ્‌ના સ્થાનમાં આદેશ જે તિઙ્ તેની આર્ધધાતુક સંજ્ઞા થાય (અર્થાત્ લિટ્‌ના સ્થાનમાં થયેલા પરસ્મૈપદ અને આત્મનેપદના ૧૮ પ્રત્યયોની આર્ધધાતુક સંજ્ઞા થાય.)

[illegible] । (२९९) आधिधातुकं शेषः ।

स्येड्वलादेः ७।२।३५। वलादेरार्धधातुकस्येडागमः स्यात्। बभूविथ बभूवथुः। बभूव। बभूव। बभूविव। बभूविम।

(२९८) અર્થ—વલ્ પ્રત્યાહારના અક્ષર જેના આદિમા છે તેવા આર્ધધાતુકને ઇટ્‌નો આગમ થાય.

(આગમ મિત્રવત્–મિત્રની માફક થાય, અને આદેશ શત્રુવત્ શત્રુના જેવો થાય છે. અર્થાત્ આગમ પાસે બેસે, ને આદેશ તેના સ્થાનમાં બેસે છે. (જુઓ પૂર્વાર્ધ, હલ્સંધિ તથા વૈ૦ સિ૦ કૌ૦ હલ્સંધિ અમારી સર્વો ગુજરાતી ટીકા)

વ્યા૦—भू ધાતુથી लिट् ઉપર પ્રમાણે લાવી, તેના સ્થાનમા મ૦ પુ૦ એ૦ વ૦ નો સિપ્ આદેશ કરી "लिट् च" સૂત્રથી તેની આર્ધધાતુક સંજ્ઞા, "परस्मैपदाना०" સૂત્રથી थल् આદેશ, ल् નો અનુબંધલોપ, "आर्धधातुकस्येड्०" સૂત્રથી थ ને इट् નો આગમ, ट्‌નો અનુબંધ લોપ. ટિત્ હોવાથી આદિમાં મૂકી भू+इथ થયા બાદ "भुवो वुक्" સૂત્રથી वुक्‌નો આગમ, અનુબંધ લોપ, કર્યા બાદ भूव्+इथ માં પ્રથમ પુરુષની માફક દ્વિત્વ, અભ્યાસ સંજ્ઞા, व्‌નો લોપ, દીર્ઘ ઊકારનો હ્રસ્વ ઉકાર, ઉકારનો અકાર, અને भ નો ब કરીને बभूविथ રૂપ બને છે.

भू ધાતુથી लिट् તેના સ્થાનમા મ૦ પુ૦ દ્વિ૦ વ૦ માં थस्, આર્ધધાતુકસંજ્ઞા, थस्‌ના સ્થાનમા अथुस् આદેશ, वुक् નો આગમ, દ્વિત્વ, અભ્યાસસંજ્ઞા, व् લોપ હ્રસ્વ, ઉકારનો અકાર, भ નો ब કરી स् ના રુત્વ વિસર્ગ કરીને મ૦ પુ૦ દ્વિ૦ વ૦નું बभूवथुः રૂપ બને છે.

મ૦ પુ૦ બ૦ વ૦ लिट्‌ના સ્થાનમાં थ લાવી "परस्मैपदाना०" સૂત્રથી તેનો अ–આદેશ કરીને ઉપર પ્રમાણે, वुक्, દ્વિત્વ, અભ્યાસ સંજ્ઞા વગેરે કાર્ય કરીને बभूव રૂપ બને છે.

लिट् લકારના ઉત્તમ પુરુષ એ૦ દ્વિ૦ બ૦ વ૦ માં मिप्–वस्, मस्‌ની જગાએ "परस्मैपदाना०" સૂત્રથી અનુક્રમે णल्, व, म, આદેશ આર્ધધાતુકસંજ્ઞા, व, म, ને इट्‌નો આગમ કરી वक्

(२९९) अनद्यतने लुट् ।३।३।१५। भविष्यत्यनद्यतनेऽर्थे धातोर्लुट् । (३००) स्यतासी लृ-लुटोः । ३ । १ । ३३ । धातोः स्यतासी एतौ प्रत्ययौ स्तो लृ-लुटोः परतः । शबाद्यपवादः । लृ इति लृङ्-लृटोः ग्रहणम् । (३०१) आर्धधातुकं शेषः ३ ।

---

દ્વિત્વ, અભ્યાસસંજ્ઞા, વલોપ, હ્રસ્વ, ઉકારને અકાર, ભ નો બ વગેરે ઉપર બતાવેલ સૂત્રો લગાડીને बभूव, बभूविव, बभूविम રૂપો સિદ્ધ કરવાં.

નોટ—लिट् લકારને પરોક્ષ ભૂતકાળ કહેવામાં આવે છે. તેનો વિગ્રહ, अक्षिभ्याम् परः, इति परोक्षः = આંખથી ન દેખાય તે. જેમ રામ રાજા થયા હતા, અત્યારના નાના બાળકોએ મહાત્માજીને જોયા ન હતા તેથી બાળકો બોલી શકે કે મહાત્મા ગાંધીજીએ ભારતને સ્વતંત્ર કર્યું હતું. મહાકવિ કાલિદાસ થયા હતા, પાણિનીય મુનિ થયા હતા વગેરે ઉદાહરણોમાં આ લકાર વપરાય છે.

અર્થ—તે થયો હતો. તે બે થયા હતા. તેઓ બધા થયા હતા. પ્રથમ પુરુષનો અર્થ તું હતો. તમે બે હતા, તમે બધા હતા. મધ્યમ પુરુષનો અર્થ હું હતો, અમે બે હતા, અમે બધા હતા. ઉત્તમ પુરુષનો અર્થ બરાબર ક્યારે સંભવી શકે કે તે ઉન્મત્ત અવસ્થામાં હોય, અથવા સ્વપ્ન અવસ્થામાં હોય ત્યારે કહી શકે છે કે, હું હતો—सुप्तोऽहं किल विललाप, જુઓ વૈ૦ સિ૦ કૌમુદી લકારાર્થ પ્રકરણ

(૨૯૯) અર્થ—ભવિષ્ય અનદ્યતન અર્થમાં ધાતુથી लुट् લકાર થાય.

(૩૦૦) અર્થ—ધાતુથી स्य અને तास् પ્રત્યયો થાય लृ અને लुट् પરમાં હોય તો. (लृट् પરમાં આવે તો स्य અને लुट् પરમાં આવે તો तास् પ્રત્યય થાય.) આ સૂત્ર शप्નો બાધ કરે છે અર્થાત् शप् થતો નથી.

(૩૦૧) तिङ् અને शित्—શકારની ઇત્સંજ્ઞા થતી હોય તેથી ભિન્ન ધાતુથી કરેલા પ્રત્યયની આર્ધધાતુક સંજ્ઞા થાય.

३ । १४४ । तिङ्शिद्भ्योऽन्यो धातोरिति विहितः प्रत्यय पतत्संज्ञः स्यात् । इट् । (३०२) लुटः प्रथमस्य डारौरसः २ । ४ । ८५ ।। डित्वसामर्थ्यादभस्यापि टेर्लोपः । भविता ।

---

(૩૦૨) અર્થ—લુટના પ્રથમ પુરુષના સ્થાનમાં અનુક્રમે ડા-રૌ-રસ્ આદેશો થાય ડિત્વસામર્થ્યા॰ ડા માં ડકારની ઇત્સંજ્ઞા કરી છે તેના સામર્થ્યથકી ભસંજ્ઞક ન હોય તો પણ ટિ નો લોપ થાય

વ્યા૦—ભૂ ધાતુથી "અનદ્યતને॰" સૂત્રથી લુટ્ લકાર તેના સ્થાનમાં પ્ર૦ પુ૦ એ૦ વ૦ નો તિપ્ પ્રત્યય કરી, તિપ્ ની સાર્વધાતુક સંજ્ઞા, "કર્તરિ શપ્" સૂત્રથી શપ્ થવા આવ્યો પરન્તુ તેનો બાધકરી 'સ્યતાસી॰' સૂત્રથી તાસ્ પ્રત્યય ધાતુથી કર્યો, ભૂ + તાસ્ + તિપ્, 'આર્ધધાતુક॰ સૂત્રથી તાસ્ ની આર્ધધાતુક સંજ્ઞા 'આર્ધધાતુકસ્યેડ્॰' થી તાસ્ ને ઇટ્ નો આગમ, ટ્ અનુબંધ લોપ ટિત્ હોવાથી આદિમાં મૂકીને 'સાર્વધાતુકાર્ધ॰' સૂત્રથી ભૂનો ગુણ ભો થઈ—ભો + ઇ તાસ્ + તિપ્ "એચોઽયવા॰" સૂત્રથી અવ્ આદેશ, 'લુટ પ્રથમસ્ય॰' સૂત્રથી તિપ્ નો ડા આદેશ ભવિતાસ્ + ડા થયા પછી "ચુટૂ" સૂત્રથી ડકારની ઇત્સંજ્ઞા "તસ્ય લોપઃ" સૂત્રથી લોપ, ડિત્ હોવાથી ભવિતાસ્-ની ભસંજ્ઞા ન હોવા છતાં ડિત્વના સામર્થ્ય થકી ટિ=આસ્ નો લોપ કરી **ભવિતા** પ્ર૦ પુ૦ એ૦ વ૦નુ રૂપ બને છે પ્ર૦ પુ૦ દ્વિ૦ વ૦ અને બ૦ વ૦ માં લુટના સ્થાનમાં તસ્, અને ઝિ આદેશ કર્યા બાદ ઉપર પ્રમાણે તાસ્, આર્ધધાતુક સંજ્ઞા, ઇટ્ નો આગમ, ગુણ અવાદેશ કરી ભવિતાસ્ + તાસ્, ભવિતાસ્ + ઝિ થયા બાદ "લુટ પ્રથમ॰" સૂત્રથી તાસ્ નો રૌ અને ઝિ નો રસ્ આદેશ કરીને "રિ ચ" સૂત્રથી તાસ્ના સ્નો લોપ **ભવિતારૌ**, રસ્ના સ્ના રુત્વ વિસર્ગ કરી **ભવિતારઃ** રૂપ બને છે

મધ્યમ પુરુષ અને ઉત્તમ પુરુષમાં પણ ભૂ ધાતુથી લુટ્ લકાર લાવી તેના સ્થાનમાં સિપ્, થસ્, થ, મિપ્, વસ્, મસ્, આદેશો

(३०३) तासस्त्योर्लोपः ७ । ४ । ५० । तासेरस्तेश्च लोपः स्यात्सादौ प्रत्यये परे । (३०४) रि च ७ । ४ । ५१ । रादौ प्रत्यये तासेरस्तेश्च सस्य लोपः । भविता‌रौ । भवितारः । भवितासि । भवितास्थः भवितास्थ । भवितास्मि । भवितास्वः । भवितास्मः । (३०५) लृट् शेषे च ३ । ३ । १३ । भवि-

કરીને ए નો અનુબંધ લોપ, तास् પ્રત્યય, તેની આર્ધધાતુક સંજ્ઞા, इट्‌નો આગમ, ગુણ, અવાદેશ કરી सिप् પર રહેતાં स् કારનો લોપ કરી भवितासि, અને थस्, वस्, मस्, ના સકારના રુત્વ વિસર્ગ કરી મૂળમાં બતાવેલાં રૂપો ઉપર મુજબ સિદ્ધ કરવાં. ત્રણેય પુરુષના भविता વગેરે રૂપોનો અર્થ—તે થશે, તે બે થશે, તે બધા થશે. તું થઈશ, તમે બે થશો, તમે બધા થશો. હું થઈશ, અમે બે થઈશું, અમે બધા થઈશું.

**નોટ**—अतीताया रात्रेः पश्चार्द्धेन आगामिन्याः पूर्वार्धेन सहितः कालः अद्यतनः तद्भिन्नः अनद्यतनः—વીતી ગયેલી રાત્રિના બાર વાગ્યા પછી તથા આવનારી રાત્રિના બાર વાગ્યા સુધીનો સમય તે અદ્યતન કહેવાય છે. તેથી ભિન્ન થઈ ગયેલો કાળ તેને અનદ્યતન ભૂત કહેવામાં આવે છે તેમાં लङ् લકાર વપરાય છે. ગુજરાતીમાં તેને હ્યસ્તનભૂતકાળ કહેવામાં આવે છે અને આવતી રાત્રિના બાર વાગ્યા પછીનો કાળ અનદ્યતન ભવિષ્ય કહેવાય છે તેમાં આ लुट् લકાર વપરાય છે.

(૩૦૩) અર્થ—तास् અને अस् ના સકારનો લોપ થાય સકાર આદિમાં છે તેવા પ્રત્યય પરમાં હોય તો.

(૩૦૪) અર્થ—રકાર = રેફ જેના આદિમાં છે તેવા પ્રત્યય પર રહેતાં પણ तास्, અને अस् ના સકારનો લોપ થાય.

(૩૦૫) અર્થ—ભવિષ્ય = થશે અર્થમાં વર્તમાન ધાતુથી लृट्

भ्यवर्थाद्धातोर्लृट्क्रियार्थायां क्रियायां सत्यामसत्यां वा। स्यः। इट्। भविष्यति। भविष्यतः। भविष्यन्ति। भविष्यसि। भविष्यथः। भविष्यथ। भविष्यामि। भविष्यावः। भविष्यामः।

---

લકાર થાય, ક્રિયાર્થક (ક્રિયા છે પ્રયોજન જેનું એવા) ક્રિયા થતી હોય અથવા ન થતી હોય તો પણ.

વ્યા૦—भू-ધાતુથી 'लृट्शेषे च" સૂત્રથી लृट् લાવી, તેના સ્થાનમાં तिप् લાવી, અનુબંધ લોપ કરી, સાર્વધાતુક સંજ્ઞા કરી, शप् થવા આવે તેનો બાધ કરી, "स्यतासी०" સૂત્રથી स्य પ્રત્યય કરી "आर्धधातु०" સૂત્રથી स्यनी આર્ધધાતુકસંજ્ઞા કરી, "आर्धधातुकस्येट्०" સૂત્રથી इट्નો આગમ टित् હોવાથી આદિમાં મૂકી भू + इ + स्य + ति બન્યા બાદ "सार्वधातुका०" સૂત્રથી भू નો ગુણ ओ થઈ "एचोऽयवा०" સૂત્રથી ओ નો अव् આદેશ કરી "आदेशप्रत्यययोः" સૂત્રથી स्य ના स् કારનો ष् કરી भविष्यति પ્ર૦ પુ૦ એ૦ વ૦ નું રૂપ બને છે. તે રીતે પ્ર૦ પુ૦ દ્વિ૦ વ૦ બ૦ વ૦માં तस्. झि, લાગ્યા બાદ ઉપર મુજબ स्य, આર્ધધાતુક સંજ્ઞા, इट् નો આગમ, ट् નો લોપ, ગુણ अव् આદેશ स् નો ष् કરી तस् ના स्નો રુત્વવિસર્ગ કરી, भविष्यतः, બ૦ વ૦ झि નો "झोन्तः" સૂત્રથી अन्ति આદેશ કરી "अतो गुणे" સૂત્રથી પરરૂપ કરીને भविष्यन्ति રૂપ બને છે મધ્યમપુરુષમાં सिप्, थस्, थ, લાવી ઉપર મુજબ પ્રક્રિયા કરીને મૂળમાં લખેલાં રૂપો સિદ્ધ બનાવવા, ઉત્તમ પુરુષમાં मिप्, वस्, मस्, લાવી ઉપર મુજબ પ્રક્રિયા કર્યા બાદ "अतोदीर्घो०" સૂત્રથી मि वस्, मस्, પર રહેતા स्य ના અકારને દીર્ઘ કરવો ને બન્નેના स् કારના રુત્વ વિસર્ગ કરીને મૂળમાં આપેલાં રૂપો સિદ્ધ કરવા. આ ત્રણેય પુરુષના રૂપોનો અર્થ लृट् લકારના અર્થ પ્રમાણે જ છે.

નોટ—આને સામાન્ય ભવિષ્ય કહેવામાં આવે છે. કેટલા તેને બીજો ભવિષ્યકાળ કહે છે. ગઈ રાત્રિના બારથી આવતી રાત્રિના

३ । ४ । ८७ । लोटः सेर्हिः सोऽपिच्च (३१३) अतो हेः ६ । ४ । १०५ । अतः परस्य हेर्लुक् । भव, भवतात् । भवतम् । भवत । (३१४) मेर्निः ३ । ४ । ८९ । लोटो मेर्निः स्यात् । (३१५) आडुत्तमस्य पिच्च ३ । ४ । ९२ । हिन्योरुत्वम् न, इत्वोच्चारणसामर्थ्यात् । (३१६) नित्यं ङितः ३ । ४ । ९९ । सकारान्तस्य ङिदुत्तमस्य नित्यं लोपः । अलो-

(૩૧૩) અર્થ—હ્રસ્વ અકારથી પર જે हि તેનો લોપ થાય.

(૩૧૪) અર્થ—लोट ના સ્થાનમાં થયેલો मिप् તેનો नि આદેશ થાય.

(૩૧૫) અર્થ—लोट ના ઉત્તમ પુરુષને आट् આગમ થાય, અને તે पित् કહેવાય, हि, અને नि ના ઇકાર નો "एरु." સૂત્રથી ઉત્વ થતું નથી. કેમકે પાણિનિ મુનિએ મૂળ સૂત્રમાં ઇકારનું જ ઉચ્ચારણ કરેલું છે તેથી. "मेर्निः" સૂત્રની જગાએ मेर्नु. । અને "सेर्ह्यः"—ની જગાએ "सेर्हु" એમ ઉચ્ચારણ કરત માટે મૂળમાં हिन्यो॰ એમ લખેલું છે.

(૩૧૬) અર્થ—સકાર જેના છેડે છે તેવા લોટ્ના ઉત્તમ પુરુષનો હંમેશા લોપ થાય, "अलोन्त्यस्य" સૂત્રથી वस्, मस्ના અન્ત્ય स्नो લોપ થાય.

વ્યા૦—भू ધાતુથી लोट તેનો सिप्, ઉપર મુજબ॰ સાર્વધાતુક॰ સંજ્ઞા, શપ્, અનુબંધ લોપ ગુણ, भो+अ+सि अव् આદેશ भव+सि, "सेर्ह्यपिच्च" સૂત્રથી सिનો हि આદેશ થઈ "तुह्योस्ता॰" સૂત્રથી हि નો વિકલ્પે तातङ् આદેશ અનુબંધ લોપ, भवतात् तातङ् ન થાય ત્યારે "अतो हेः" સૂત્રથી हिનો લોપ થઈ भव રૂપ બને છે. મ॰ પુ॰ દ્વિ॰ વ॰ અને બ॰ વ॰ માં थस्, थ લાવી ઉપર મુજબ પ્રક્રિયા કરી भव+थस् भव+थ બન્યા બાદ "तस्थस्थमिपां॰" સૂત્રથી थस्નો तम्ને थनो त કરીને भवतम् भवत રૂપો બને છે.

ऽन्यस्येति सस्य लोपः[1]। भवानि। भवाव। भवाम।[1] (३१७) अनद्यतने लङ् ३। २। १११। अनद्यतनभूतार्थवृत्तेर्धातोर्लङ् स्यात्। (३१८) लुङ् लङ्लृङ्क्ष्वडुदात्तः ६। ४। ७१ एष्वङ्गस्याट् स्यात्। (३१९) इतश्च ३। ४। १००। ङितो लस्य परस्मैपदमिकारान्तं यत्तदन्तस्य लोपः। अभवत्। अभवताम्। अभवन्। अभवः। अभवतम् अभवत। अभवम्

---

[1] ઉત્તમ પુરુષમાં લોટ્‌ના મિપ્, વસ્, મસ્, આદેશ કરી, ઉપર પ્રમાણે સાર્વધાતુક સંજ્ઞા, શપ્, ગુણ અવ્ આદેશ કરી "મેર્નિ" સૂત્રથી મિ નો નિ કર્યા બાદ ભવ+નિ માં "આડુત્તમસ્ય" સૂત્રથી આટ્ નો આગમ ટિત્ હોવાથી નિના પહેલા મૂકી "અક સવર્ણે૦" સૂત્રથી દીર્ઘ કરી **भवानि** રૂપ બને છે વસ્, મસ્, મા ઉપર મુજબ પ્રક્રિયા કર્યા બાદ "નિત્યં ङितः" સૂત્રથી બન્નેના સકારનો લોપ કરી **भवाव, भवाम्,** રૂપો બને છે.

**નોટ**—લોટ્ લકાર ટિત્ છે ङित् નથી માટે "લોટો લङ्वत्" સૂત્ર તસ્, થસ્, થ મિપ્, વસ્, મસ્‌માં અવશ્ય લગાવવું અને ङिद्वद्‌ભાવ કહેવાય છે.

(૩૧૭) **અર્થ**—અનદ્યતન ભૂતના અર્થમાં રહેલા ધાતુથી लङ् લકાર થાય-(અદ્યતન, અનદ્યતન-અર્થ માટે अनद्यतने लुट्) સૂત્ર જુઓ.

(૩૧૮) **અર્થ**—लुङ्, लङ्, लृङ् લકાર પર રહેતા અંગને अट्‌નો આગમ થાય, અને તે ઉદાત્ત થાય

(૩૧૯) **અર્થ**— ङित् જે લકાર તેના સ્થાનમાં થયેલા પરસ્મૈપદસંજ્ઞક હ્રસ્વ ઇકારાન્ત જે સ્વરૂપ તેના અન્તનો લોપ થાય, (અર્થાત્ "अलोऽन्त्यस्य" સૂત્રથી અન્ત ઇકારનો લોપ થાય) ङित्= ङकार ઇત્સંજ્ઞક લકારો लङ्, लिङ्, लुङ्, અને लृङ् આ મુખ્ય છે लोट् ને ङिद्वद्‌ભાવ થાય છે ને બીજો लिङ् આશીર્વાદમાં પણ વપરાય છે.

વ્યા૦—भू ધાતુથી "अनद्यतने०" સૂત્રથી लङ्, તેના સ્થાનમાં તિપ્, અનુબંધ લોપ, "तिङ्‌शित्०" સૂત્રથી સાર્વધાતુકસંજ્ઞા, [illegible]

अभवाव । अभवाम । (३२०) विधिनिमन्त्रणामन्त्रणाधीष्ट

लुङ्०" સત્રથી ભૂ અગને અट् નો આગમ ટિત હોવાથી આદિમાં મૂકી, ભૂ + ति થયા બાદ શપ્, અનુબંધ લોપ ભૂનો ગુણ ओ 'एचो ऽयवा०" સત્રથી अव् આદેશ अभवति રૂપ બન્યા બાદ "इतश्च" સૂત્રથી ઇકારનો લોપ કરી अभवत् રૂપ બને છે ભૂ ના પ્ર૦ પુ૦ દ્વિ૦ વ૦ મા तस्० બ૦ વ૦ મા झि લાવ્યા બાદ ઉપર મુજબ अट् નો આગમ, સાર્વધાતુકસંજ્ઞા, શપ્ અનુબંધ લોપ, ગુણ, अव् આદેશ કરી "तस्थस्थ०" સૂત્રથી तस् ના સ્થાનમાં ताम् આદેશ अभवताम् झि નો "झोऽन्त" સૂત્રથી અન્તાદેશ, પરરૂપ, ઉપર મુજબ ઇકારનો લોપ "संयोगान्त०" સૂત્રથી त् નો લોપ કરી अभवन् રૂપ બને છે.

મધ્યમ પુરુષમાં लङ्‌ની જગાએ सिप्, थस्, थ, લાવી, ઉપર મુજબ સાર્વધાતુક સંજ્ઞા, अट्, शप्, ગુણ अव् આદેશ, ઇકારનો લોપ स् ના રુત્વ વિસર્ગ કરીને अभवः, थस्, ઉપરનું બધુ કાર્ય કર્યા બાદ थस् નો तम् અને थ નો त ઉપર પ્રમાણે થઈને अभवतम्, अभवत રૂપો બને છે

ઉત્તમ પુરુષમા लङ्‌ની જગાએ मिप्, वस्, मस् લાવ્યા બાદ ભૂ ને अट् નો આગમ, સાર્વધાતુક સંજ્ઞા, શપ્ અનુબંધ લોપ, ગુણ अव् આદેશ, "तस्थस्थ०" સૂત્રથી मिप् નો अम् આદેશ કરી "अमि पूर्वः" સૂત્રથી પૂર્વરૂપ થઈ अभवम्, वस् मस् પર રહેતાં ઉપર પ્રમાણે કાર્ય કરી, "अतो दीर्घो०" સૂત્રથી अभवना અકારને દીર્ઘ કરી, "नित्यं ङित" સૂત્રથી બન્નેના स् નો લોપ કરી अभवाम, अभवाव રૂપ બને છે ત્રણેય પુરુષનો અર્થ તે થયો, તે બે થયા, તે બધા થયા, તું થયો, તમે બે થયા, તમે બધા થયા; હું થયો, અમે બે થયા, અમે બધા થયા

નોટ—આ लङ् લકારને અનદ્યતનભૂતકાળ કહેવામાં આવે છે

(૩૨૦) અર્થ—વિધિ = પ્રેરણા આપવી, નિમંત્રણ = આવશ્યક શ્રાદ્ધ ભોજનાદિમા બ્રાહ્મણોને બોલાવવા, આમંત્રણ = નોકર (ભૃત્ય

संप्रश्नप्रार्थनेषु लिङ् ३ । ३ । १६१ । एष्वर्थेषु धातोर्लिङ् । (३२१) यासुट् परस्मैपदेषूदात्तो ङिच्च ३ । ४ । १०३ । लिङः परस्मैपदानां यासुडागमो ङिच्च । (३२२) लिङः सलोपोऽनन्त्यस्य ७ । २ । ७९ । सार्वधातुकलिङोऽनन्त्यस्य सस्य लोपः । इति प्राप्ते (३२३) अतो येयः ७ । २ । ८० । अतः परस्य सार्वधातुकावयवस्य 'यास्' इत्यस्य इय् । गुणः । (३२४) लोपो व्योर्वलि ४ । १ । ६६ । भवेत् । भवेताम् । (३२५) झेर्जुस् ३।४।१८० । लिङो झेर्जुस् स्यात् । भवेयुः । भवेः ।

---

વર્ગ)ને આજ્ઞા આપવી, અધીષ્ટ = સત્કારપૂર્વક ક્રિયા કરવી, સંપ્રશ્ન = પ્રશ્ન કરવો, અને પ્રાર્થના = માગણી કરવી, આ અર્થોમાં ધાતુથી લિઙ્ લકાર થાય.

(૩૨૧) અર્થ—લિઙ્ ના સ્થાનમાં થયેલા પરસ્મૈપદસંજ્ઞક જે પ્રત્યયો તેમને યાસુટ્ નો આગમ થાય અને તે ङित् થાય.

(૩૨૨) અર્થ—સાર્વધાતુક જે લિઙ્ તેના અન્ત્યમાં ન રહેલા સ નો લોપ થાય.

(૩૨૩) અર્થ—અકારથી પર સાર્વધાતુકનો અવયવ યાસ્ તેનો इय् થાય.

(૩૨૪) અર્થ—વ્ કાર, ય્ કાર નો લોપ થાય, વલ્ પર રહેતાં.

(૩૨૫) અર્થ—લિઙ્ના સ્થાનમાં જે झि તેનો जुस् થાય.

વ્યા૦—भू ધાતુથી "विधिनिम०" સૂત્રથી विधि लिङ्, તેના સ્થાનમાં तिप्, અનુબન્ધ લોપ, સાર્વધાતુક સંજ્ઞા, शप्, અનુબન્ધ લોપ, ગુણ, अव् આદેશ કરી, भव + ति થયા બાદ "यासुट् परस्मै०" સૂત્રથી यासुट् નો આગમ, અનુબન્ધ લોપ, टित् હોવાથી આદિમાં મૂકીને भव + यास् + ति "अतोयेयः" સૂત્રથી यास्નો इय् આદેશ, "आद्गुणः"-

भवेतम् । भवेत । भवेयम् । भवेव । भवेम । (३२६) लिङाशिषि ३ । ४ । ११६ । आशिषि लिङस्तिङार्धधातुकसंज्ञः स्यात् । (३२७) किदाशिषि ३ । ४ । १०२ । आशिषि लिङो यासुट्

સૂત્રથી તિના ઇકારનો લોપ કરીને भवेत् રૂપ બને છે પ્ર૦ પુ૦ દ્વિ૦ વ૦ બ૦ વ૦ લિઙ્ને तस् અને झि આદેશ કર્યા પછી ઉપર પ્રમાણે સાર્વધાતુક સંજ્ઞા, शप्, અતુબન્ધ લોપ, ગુણ અવ્ આદેશ કરી, यासुट् અનુબન્ધ લોપ, इय् આદેશ, ગુણ, य् લોપ કરી, भवे + तस्, ની, "तस्थस्थ०" સૂત્રથી तस् નો ताम् થઈ भवेताम् રૂપ બને, અને झि નો "झेर्जुस्" સૂત્રથી जुस् આદેશ કરી "चुटू" સૂત્રથી ज् કારની ઇત્સંજ્ઞા, કરીને અહીંયાં वल् પરમા ન હોવાથી य् નો લોપ થાય નહિ બાકી ઉપર મુજબ બધું કાર્ય થાય છે. भवेयुस् ના સકારનો રુત્વ અને વિસર્ગ भवेयुः રૂપ બને છે

મધ્યમ પુરુષના લિઙ્ની જગાએ सिप्, थस्, थ, કર્યા પછી ઉપર પ્રમાણે બધું કાર્ય કર્યા બાદ "इतश्च" સૂત્રથી ઇકારનો લોપ કરી भवेः અને थस् ને थ ની જગાએ "तस्थस्थ०" સૂત્રથી અનુક્રમે तम् ને त આદેશ કરી भवेतम्, भवेत રૂપ બને છે.

ઉત્તમ પુરુષમા લિઙ્ ની જગાએ मिप्, वस्, मस् લાવી, ઉપર મુજબ પ્રક્રિયા કરી मिप् નો "तस्थस्थ०" સૂત્રથી अम् નો મકાર वल् પરમા નથી તેથી य् નો લોપ ન થતાં બાકીનું કાર્ય થઈ भवेयम् અને वस्, मस्મા य् લોપ वल् પરમાં હોવાથી થાય છે. પરન્તુ "नित्यङित" સૂત્રથી બન્નેના स् નો લોપ કરી भवेव, भवेम રૂપો બને છે ત્રણે પુરુષના (१) અર્થો તે થાય, તે બે થાય, તે બધા થાય, (२) તું થાય, તમે બે થાવ, તમે બધા થાવ (३) હું થઉં, અમે બે થઈએ, અમે બધા થઈએ.

(३२६) અર્થ—આશીર્વાદમાં લિઙ્ના સ્થાનમાં થયેલા આદેશ તિઙ્ની આર્ધધાતુક સંજ્ઞા થાય.

(३२७) અર્થ—આશીર્વાદ અર્થમાં થયેલ લિઙ્નો જે यासुट्

१ तस्थस्थमिपां तान्तन्तामः । २ मूर्धाभिषेक इति ।

कित् । (३२८) स्कोः संयोगाद्योरन्ते च ८ । २ । २९ । पदान्ते झलि च यः संयोगः तदाद्योः स्कोर्लोपः । (३२९) क्ङिति च १ । १ । ५ । गित्किन्ङिन्निमित्ते इग्लक्षणे गुणवृद्धी न स्तः । भूयात् । भूयास्ताम् । भूयासुः । भूयाः । भूयास्तम् ।

---

તેનો કિત્વદ્ભાવ થાય.

(૩૨૮) અર્થ—પદાન્તમાં અને ઝલ્ પર રહેલા જે સંયોગ તેના આદિ જે સકાર, અને કકાર, તેનો લોપ થાય.

(૩૨૯) અર્થ—ગિત્, કિત્ ङित् છે નિમિત્ત જેનું એવા ઇગન્તલક્ષણ અંગને ગુણ અને વૃદ્ધિ થતી નથી.

વ્યા૦—ભૂધાતુથી "आशिषि लिङ्०" સૂત્રથી લિઙ્ અનુબંધ લોપ, તેના સ્થાનમાં तिप्, અનુબંધ લોપ "लिङाशिषि" સૂત્રથી तिની આર્ધધાતુક સંજ્ઞા, (તેથી શપ્ ન થયો) "यासुट्०" સૂત્રથી ति ને યાસુટ્નો આગમ, અનુબંધ લોપ ટિત્ હોવાથી આદિમાં મૂકી, भू+यास्+ति થયા બાદ "सार्वधातुक०" સૂત્રથી ગુણ થવા આવ્યો, પરંતુ "किदाशिषि" સૂત્રથી યાસુટ્નો કિત્ કર્યા બાદ "क्ङिति च" સૂત્રથી ગુણનો નિષેધ "इतश्च" સૂત્રથી ઇકારનો લોપ "स्कोः संयोगा०" સૂત્રથી यास् વાળો સકાર પદાન્તમાં સંયોગના આદિ હોવાથી તે स्નો લોપ કરી भूयात् રૂપ બને છે પ્ર૦ પુ૦ દ્વિ૦ વ૦ અને બ૦ વ૦માં तस् झि લાવી ઉપર પ્રમાણે આર્ધધાતુક સંજ્ઞા, યાસુટ્ અનુબંધલોપ, કિત્, ગુણનો નિષેધ, "तस्थस्थ०" સૂત્રથી तस्નો ताम् કરી भूयास्ताम् झि નો "झेर्जुस्" સૂત્રથી जुस् આદેશ કરી, जुनी ઇત્સંજ્ઞા "चुटू" સૂત્રથી કરી. તેનો લોપ કરી પદાન્ત स्ना રુત્વ વિસર્ગ કરી भूयासुः રૂપ બને છે.

મધ્યમ પુરુષમાં લિઙ્ના સ્થાનમાં સિપ્ થસ્ થ લાવી ઉપર પ્રમાણે પ્રક્રિયા કરી, સિના ઇકારનો લોપ કરી—યાસ્ના स्નો લોપ કરી, सनो વિસર્ગ કરીને भूयाः અને थस् ने थ ની જગાએ "तस्थस्थ०"

भूयास्त । भूयासम् । भूयास्व । भूयास्म । (३३०) लुङ् ३ । २ । ११० । भूतार्थे धातोर्लुङ् स्यात् । (३३१) च्लि लुङि ३ । १ । ४३ । शबाद्यपवादः । (३३२) च्लेः सिच् ३ । १ । ४४ । इचावितौ । (३३३) गाति-स्था-घु-पा-भूभ्यः सिचः परस्मैपदेषु २ । ४ । ७७ । एभ्यः सिचो लुक् स्यात् । गापाविहेणादेश-पिबती गृह्येते । (३३४) भूसुवोस्तिङि ७ । ३ । ८८ । भू सू एतयोः सार्वधातुके तिङि परे गुणो न । अभूत् । अभूताम् अभूवन् । अभूः । अभूतम् । अभूत ।

સૂત્રથી અનુક્રમે तम् ને त આદેશ કરી भूयास्तम् भूयास्त રૂપ બને છે.

ઉત્તમ પુરુષમાં ઉપર પ્રમાણે, કાર્ય કરી मिप्નો अम् આદેશ "तस्थस्थ०" સૂત્રથી કરી भूयास्तम् વસ્ મસ્મા "नित्यङित" સૂત્રથી સ્નો લોપ કરી भूयास्व, भूयास्म રૂપો બને છે. અર્થ लोट् લકારના અર્થ જેવો જ કરવો (આ લકાર આશીર્વાદાર્થક કહેવાય છે)

(૩૩૦) અર્થ—ભૂત અર્થમાં ધાતુથી लुङ् લકાર થાય.

(૩૩૧) અર્થ—ધાતુથી च्लि પ્રત્યય થાય. शपा० આ સૂત્ર शप्નો બાધ કરે છે.

(૩૩૨) અર્થ—च्लिના સ્થાનમાં सिच् આદેશ થાય. इचा० सिच्માં ઇકાર, ચકારની ઇત્સંજ્ઞા થાય છે.

(૩૩૩) અર્થ—इण्ના સ્થાનમાં થયેલા गा ધાતુ, स्था ધાતુ, घु સંજ્ઞક ધાતુઓ, पा ધાતુ અને भू ધાતુથી પર રહેલા सिच्નો લોપ થાય. गापा० આ સૂત્રમાં इण्ના સ્થાનમાં થયેલો गा આદેશ, અને पाના સ્થાનમાં થયેલો पिब આદેશ તે બન્ને ધાતુઓ જ લેવાય. (ગતિ અર્થવાળો गाङ् અને पा રક્ષણ કરવું અર્થવાળો લેવો નહિ)

(૩૩૪) અર્થ—भू અને सू ધાતુને સાર્વધાતુક तिङ् પરરહેતાં ગુણ થાય નહીં.

[illegible] [illegible] । [illegible]

अभूवन् । अमूव । अभूम । (३३५) लिङ्निमित्ते लृङ् क्रियातिपत्तौ ३ । ३ । ३ । हेतुहेतुमद्भावादि 'लिङ्निमित्त' तत्र भविष्यत्यर्थे लृङ् स्यात् क्रियाया अनिष्पत्तौ गम्यमा-

---

વ્યા૦—भू ધાતુથી लुङ् લકાર "लुङ्" સૂત્રથી લાવી તેના જગાએ तिप् આદેશ કરી पूનો લોપ કરી સાર્વધાતુક સંજ્ઞા કરી, शप् થવા આવ્યો પણ તેનો બાધ કરી "च्लि लुङि" સૂત્રથી च्लि પ્રત્યય "च्लेः सिच्" સૂત્રથી सिच् આદેશ, અનુબન્ધ લોપ 'लुङ्लङ्लृङ्क्ष्व०' સૂત્રથી भूને अट् આગમ, टનો અનુબન્ધ લોપ अ भू स्+ति બન્યા પછી "गातिस्था०" સૂત્રથી सिच्ના सकारनो લોપ થયો. "सार्वधा-तुका०" સૂત્રથી भूનો ગુણ થવા આવ્યો, "भूसुवो०" સૂત્રથી ગુણનો નિષેધ, "इतश्च" સૂત્રથી इकारनो લોપ થઈ अभूत् રૂપ બને છે દ્વિ૦ અને બ૦ વચનમાં लुङ्ના સ્થાનમાં तस् ને ङित् કરી ઉપર મુજબ च्लि, તેનો सिच्, અનુબન્ધ લોપ, अट्નો આગમ, सिच्નો લોપ કરી तस् નો "तस्थस्थ०" સૂત્રથી 'ताम्' આદેશ કરી अभूताम् રૂપ બને ઉપર પ્રમાણે બધુ કરી झिनो अन्ति આદેશ કરી, अभू+अन्ति થયા પછી "भुवो वुक्०" સૂત્રથી वुक्नो આગમ, અનુબન્ધ લોપ, "इतश्च" સૂત્રથી इकारनो લોપ, त्नो સંયોગાન્ત લોપ કરી अभूवन् રૂપ બને છે

મધ્યમ પુરુષમાં ઉપર પ્રમાણે પ્રક્રિયા કરી सिप्, थस्, थमां प् અનુબન્ધ લોપ કરી, इकारनो લોપ કરી, स्ना रुत्व વિસર્ગ કરી अभू०थस्ने थना સ્થાનમાં અનુક્રમે तम्, અને त આદેશ કરી अभूतम् अभूत રૂપ બને છે ઉત્તમ પુરુષમા मिप्नो अम् આદેશ કર્યા બાદ ઉપર મુજબ वुक्नो આગમ, અનુબન્ધ લોપ કરી, अभू-वम् અને वस्, मस्ना स्नो 'नित्यं ङितः' સૂત્રથી લોપ કરી अभूव, अभूम રૂપો બને છે અર્થ(૧) તે થયો, તે બે થયા, તે બધા થયા, (૨) તુ થયો, તમે બે થયા, તમે બધા થયા, (૩) હું થયો, અમે બે થયા, અમે બધા થયા આ લકાર સામાન્ય ભૂત કહેવાય છે.

(૩૩૫) અર્થ—હેતુ=કારણ હેતુમત=કાર્ય=કાર્યકારણ ભાવ

नायाम् । अभविष्यत् । अभविष्यताम् । अभविष्यन् । अभविष्यः । अभविष्यतम् । अभविष्यत । अभविष्यम् । अभविष्याव । अभविष्याम । सुवृष्टिश्चेदभविष्यत्तदा सुभिक्षमभविष्यत् । इत्यादि ज्ञेयम् । गद व्यक्तायां वाचि ॥२॥ गदति गदतः, गदन्ति । गदसि, गदथः गदथ । गदामि, गदावः,

---

વગેરે लिङ् निमित्त (કારણ) જ્યાં હોય ત્યાં ભવિષ્ય અર્થમાં ધાતુથી लृङ् લકાર થાય, ક્રિયાની અસિદ્ધિ જણાતી હોય તો.

સુવૃષ્ટિ० જો સારી વૃષ્ટિ થશે તો સારી ફસલ થશે (સારો વરસાદ થયો નહીં તેથી સારી ફસલ થઈ નહીં ) (અહીંયાં જો, ને તો સાથે આવવાથી "ક્રિયાતિપત્તિ ભવિષ્યકાળ" કહેવાય છે. આનો પ્રયોગ ખૂબ ઓછો થાય છે.)

વ્યાખ્યા—भू ધાતુથી "लिङ्निमित्ते०" સૂત્રથી लृङ् લકાર, અનુબન્ધલોપ તેના સ્થાનમાં तिप् અનુબન્ધલોપ "लुङ्लङ्०" સૂત્રથી भू ને अट्નો આગમ, ट્નો અનુબન્ધલોપ "स्यतासी०" સૂત્રથી स्य પ્રત્યય "आर्धधातुकं०" સૂત્રથી આર્ધધાતુક સંજ્ઞા, 'आर्धधातुकस्ये०' સૂત્રથી स्य ને इट्નો આગમ, અનુબન્ધલોપ, "सार्वधातु०" સૂત્રથી भू નો ગુણ, अभो+इ+स्य+ति થયા બાદ "एचोऽयवा०" સૂત્રથી अव् આદેશ "इतश्च" સૂત્રથી तिના इकारનો લોપ, થઈ, अभविष्यत् રૂપ બને છે. પ્ર० પુ० દ્વિ. અને બ० વ० મા ઉપર પ્રમાણે કાર્ય કરી तस्નો 'तस्थस्थ०' સૂત્રથી ताम् આદેશ કરી अभविष्यताम् झिનો अन्त આદેશ કરી इकारનો લોપ तનો સંયોગાન્ત લોપ કરી अभविष्यन् રૂપ બને છે મ० પુ०માં ઉપર મુજબ કાર્ય કરી सिप्નો અનુબન્ધ લોપ, इकारનો લોપ. सનો रुत्व વિસર્ગ કરી, अभविष्यः, थस् ने न थ नो જનનો અનુક્રમથી तम्, અને त આદેશ "तस्थस्थ०" સૂત્રથી કરી अभविष्यतम् अभविष्यत રૂપો બને છે.

गदामः । (३३६) कुहोश्चुः ७ । ४ । ६२ । अभ्यासकवर्गहकारयोश्चवर्गादेशः । इति जकारे कृते । (३३७) अत उपधायाः ७ । २ । ११६ । उपधाया अतो वृद्धिः स्यात् ञिति णिति च प्रत्यये परे । जगाद । जगदतुः । जगदुः । जगदिथ । जगदथुः । जगद । (३३८) णलुत्तमो वा ७ । १ । ९१ । उत्तमो णल् वा णित्स्यात् । जगाद, जगद । जगदिव । जगदिम । गदिता, गदितारौ, गदितारः । गदितासि.

ઉત્તમ પુરુષમાં ઉપર મુજબ પ્રક્રિયા કરી મિપનો અમ્ આદેશ કરી, "अमिपूर्वः" સૂત્રથી પૂર્વરૂપ કરી, अभविष्यम् અને वस् मस् પર રહેતાં સ્યના અકારનો "अतो दीर्घो" સૂત્રથી દીર્ઘ કરી "नित्यं ङितः" સૂત્રથી સ્નો લોપ કરી अभविष्याव, अभविष्याम રૂપો બને છે. પરોક્ષ પુરુષના અર્થમાં लट् લકાર પ્રમાણે જ થાય છે, તે થશે વગેરે.

(૩૩૬) અર્થ—અભ્યાસના ક વર્ગ=ક, ખ, ગ, ઘ, ઙ, અને અને હકાર તેના સ્થાનમાં ચ વર્ગ–ચ, છ, જ, ઝ, ઞ, આદેશ થાય ઇતિ એ પ્રમાણે જકાર થયો.

(૩૩૭) અર્થ—ઉપધાના હ્રસ્વ અકારની વૃદ્ધિ થાય ञित् અને णित् પ્રત્યય પર રહેતાં.

(૩૩૮) અર્થ—ઉત્તમ પુરુષના એક વચનમાં થયેલો णल् આદેશ વિકલ્પે णित् થાય.

સૂચના—भू ધાતુના દશ લકારોની પ્રક્રિયા બરાબર સિદ્ધ કરેલી છે. તેમાં જે સૂત્રો લાગે છે, તે બધાં સૂત્રો બીજા ધાતુઓમાં પણ લાગે જ છે. અને વધારાનાં જે સૂત્રો સાધનિકા વખતે લાગશે, તેનો ઉલ્લેખ કરાશે, દરેક સૂત્રનો દરેક જગાએ ઉલ્લેખ કરવાથી પુસ્તક મોટું બની જાય અને અર્થને પહોંચી શકાય નહીં. માટે भू ધાતુ અવશ્ય યાદ કરવા છાત્રોને અમારો આગ્રહ છે.

गद् ધાતુથી लट् લાવી તેના સ્થાનમાં तिप् કરી, સાર્વધાતુક

दन् । अगदः, अगदतम्, अगदत । अगदम्, अगदाव, अगदाम । गदेत्, गदेताम् गदेयुः । गदेः, गदेतम्, गदेत ।

---

વિકલ્પે ણિત્ થવાથી "અત ઉપધા०" સૂત્રથી વૃદ્ધિ થતાં જગાદ, ણિત્ ન થાય ત્યારે જગદ એમ બે રૂપો બને અને વસ્, નો મસ્, વ, અને મ આદેશ થઈ તેમને ઇટ્નો આગમ કરી जगदिव, जगदिम રૂપો બને છે. તે બોલ્યો, વગેરે અર્થ સમજી લેવો.

નોટ—लुट्, लृट्, लोट्, लङ् लिङ् વગેરે રૂપો સિદ્ધ કરવા भू ધાતુની પ્રક્રિયા (સાધનિકા) યાદ કરવી. કે ધ્યાન રાખવી જરૂરી છે.

गद् ધાતુથી लुट्, અનુબંધ લોપ, तिप्, तस्, झि લાવી. "स्यतासी०" સૂત્રથી तास्, તેની આર્ધધાતુક સંજ્ઞા, इट्નો આગમ गद्+इ+तास्+ति પછી "लुटः प्रथम०" સૂત્રથી डा, रौ, रस्, અનુક્રમે तिप् વગેરેના સ્થાનમાં કરી, डा ङित् હોવાથી ङित्वात् टिનો લોપ કરી गदिता रौ, અને रस् પર રહેતા "रि च" સૂત્રથી तास्ના स्નો લોપ કરી, गदितारौ गदितारः રૂપો બને છે. મધ્યમ પુરુષમાં सिप् लुट्-ની જગાએ કરી, ઉપર પ્રમાણે तास्, આર્ધધાતુક સંજ્ઞા, इट् વગેરે બાદ "तासस्त्योः०" સૂત્રથી स्નો લોપ કરી गदितासि थस्, थ, પર રહેતા ઉપર પ્રમાણે तास् વગેરે કરી थस्ના सના રુત્વ વિસર્ગ કરી गदितास्थः, गदितास्थ રૂપો બને છે.

ઉત્તમ પુરુષમાં ઉપર મુજબ પ્રક્રિયા કરી मिप् वस् मस् લાવી प्नो લોપ કરી. स्ना રુત્વ વિસર્ગ કરી, गदितास्मि, गदितास्वः गदितास्मः રૂપો બને છે. તે બોલશે, તે કહેશે વગેરે અર્થો દરેક પુરુષના કરી લેવા.

गद् ધાતુથી लृट् અનુબંધ લોપ, તેનો तिप् અનુબંધ લોપ, स्य પ્રત્યય તેની આર્ધધાતુક સંજ્ઞા इट्નો આગમ, दનો લોપ, गद्+इ+स्य+ति બાદ स्यના સકારનું ષત્વ કરી गदिष्यति, રૂપ બને છે. તે રીતે तस्, झि, પ્રત્યય પર રહેતાં, स्य, इट्, स्नो, षकार કરી, तस्ना स्ना રુત્વ, વિસર્ગ કરી गदिष्यतः झिनो अन्त કરી, गदिष्यन्ति सिप्, थस् थ, પર રહેતાં, स्य, इट्, षत्व, प्नो લોપ વગેરે કરી

गदेयम्, गदेव, गदेम । गद्यात्, गद्यास्ताम्, गद्यासुः ।
गद्याः, गद्यास्तम्, गद्यास्त । गद्यासम्, गद्यास्व, गद्यास्म ।

---

गदिष्यसि थस્ના સ્ના રુત્વ વિસર્ગ કરી गदिष्यथः गदिष्यथ રૂપ બને છે. मिप्, वस्, मस्, પર રહેતાં, स्य, इट् પનો લોપ કરી "अतो-दीर्घो॰" સૂત્રથી દીર્ઘ કરી गदिष्यामि, वस्, मस्, સ્ના રુત્વ વિસર્ગ કરી. गदिष्यावः गदिष्यामः રૂપો બને છે. વિશેષ વિવરણ માટે ભૂના लृट् લકારનાં રૂપો જુઓ.

गद्+लोट् અનુબંધ લોપ, तिप्, સાર્વધાતુક સંજ્ઞા 'शप्', અનુબંધ લોપ गद्+अ+ति, "एरु॰" સૂત્રથી तिના ઇકારનો ઉકાર કરી गदतु तुनो तातङ् गदतात् બાકીના तस् झि વગેરે પ્રત્યયો પર રહેતા शप् સુધી કાર્ય કરી गद+तस् "तस्थस्थ" સૂત્રથી ताम् કરી गदताम् झिनो अन्त કરી, પરરૂપ કરી. इनो उ કરી गदन्तु सिप् નો हिनो तातङ् થાય ત્યારે गदतात् तातङ् ન થાય ત્યારે "अतो हेः" સૂત્રથી हिनो લોપ કરી गद થસ્નો तम् કરી गदतम्, थनो त કરી गदत मिनो नि કરી તેને आट् આગમ કરી અનુબંધ લોપ, સવર્ણ-દીર્ઘ કરી गदानि वस्, मस्‌માં स्नो લોપ કરી गदाव गदाम, રૂપ બને છે. વિશેષ કાર્ય માટે ભૂનો લોટ્ લકાર જુઓ. અર્થ તે-બોલો વગેરે.

गद्+लङ् તેનો तिप्, अट्‌નો આગમ અનુબંધ લોપ સાર્વધાતુક સંજ્ઞા शप् અનુબંધ લોપ अ+गद्+अ+ति "इतश्च" સૂત્રથી ઇકારનો લોપ अगदत् । तस् પર રહેતાં ઉપર મુજબ પ્રક્રિયા કરી तस्नो ताम् કરી अगदताम् । झिनो अन्ति, પરરૂપ, ઇકારનો લોપ તનો સંયોગાન્ત લોપ થઈ अगदन् । सिप्‌માં पनो લોપ, ઇકારનો લોપ, सनो रुत्व વિસર્ગ કરી अगदः, थस्‌ને थनो અનુક્રમે तम् त આદેશ કરી अगदतम्, अगदत, રૂપો બને છે. मिप्‌નો अम् કરી પૂર્વરૂપ થઈ अगदम्, वस् मस्‌માં अनो દીર્ઘ અને બન્ને સ્ના "नित्यं ङितः" લોપ કરી अगदाव, अगदाम રૂપો બને છે. અર્થ-તે

(३३९) अस्ति सिचोऽपृक्ते ७ । ३ । ९६ । विद्यमानात् सिचोऽस्तेश्च परस्यापृक्तस्य हल ईडागमः । (३४०) इट ईटि ८ । २ । २८ । इटः परस्य सस्य लोपः स्याद् ईटि परे । (३४१) अतो हलादेर्लघोः ७ । २ । ७ । हलादेर्लघोरकारस्य वृद्धिर्वेडादौ परस्मैपदे सिचि । अगादीत् । अगादिष्टाम् (३४२) सिजभ्यस्तविदिभ्यश्च ३ । ४ । १०९ । सिचोऽभ्य-

---

બોલ્યો વગેરે.

गद्+विधिलिङ्, તેના तिप्, સાર્વધાતુક સંજ્ઞા, शप् અનુબંધ લોપ, तिने यासुट्‌નો આગમ, અનુબંધ લોપ–गद्+अ+यास्+ति, यासનો इट् કરી यનો લોપ, ઇકારનો લોપ કરી गदेत् રૂપ બને છે. तस्, પર રહેતાં ઉપર પ્રમાણે કાર્ય કરી तस्‌નો ताम् કરીને गदेताम् झिनो जुस्, અનુબંધ લોપ सના रुत्वनो વિસર્ગ કરી गदेयुः, सिप् માં અનુબંધ લોપ इनो લોપ, सना रुत्वनो વિસર્ગ કરી गदेः । थस् નો तम् કરી ઉપર પ્રમાણે પ્રક્રિયા કરી गदेतम् थनो त કરી गदेत, मिप्‌નો अम् કરી. गदेयम् , वस्, मस्‌માં ઉપર મુજબ કરી બન્ને सનો લોપ થઈ गदेव, गदेम રૂપો બને છે. અર્થ તે બોલે વગેરે મૂ માફક વિશેષ કાર્ય કરવું.

गद्+आशीर्लिङ् નો तिप्, આર્ધધાતુક સંજ્ઞા, यासुट् નો આગમ અનુબંધ લોપ, इनो લોપ કરી गद्यात् રૂપ બને છે. બાકીનાં રૂપો गद्यास्ताम् માં तस्‌નો ताम् કરવો झिनो जुस् કરી, અનુબંધ લોપ કરી गद्यासुः વગેરે રૂપો મૂળમાં બતાવેલા મૂ પ્રમાણે સિદ્ધ કરવાં.

(૩૩૯) અર્થ—વિદ્યમાન सिच्‌થી અને अस् ધાતુથી પર રહેલા અપૃક્ત हल्‌ને ईट्‌નો આગમ થાય–(આ ईट् દીર્ઘ છે.)

(૩૪૦) અર્થ—ईट्‌થી પર સકારનો લોપ થાય, ईट् પર રહેતાં.

(૩૪૧) અર્થ—हल् પ્રત્યાહારનો અક્ષર આદિમાં હોય એવા લઘુ=હ્રસ્વ અકારની વૃદ્ધિ વિકલ્પે થાય, इट् આદિમાં હોય તેવા सिच्

(૩૪૨) અર્થ—सिच्, અભ્યસ્તસંજ્ઞક અને विद् ધાતુથી પર ङित् लकार સંબંધી झिनो जुस् આદેશ થાય

स्ताद् विदेश्च ङित्सम्बन्धिनो झेर्जुस् । अगादिषुः । अगादीः, -अगादिष्टम् , अगादिष्ट । अगादिषम् , अगादिष्व, अगादिष्म । वृद्ध्यभावे, अगदीत् । अगदिष्यत् , अगदिष्यताम् , अगदि-

પર રહેતાં.

વ્યાખ્યા—गद् ધાતુથી लुङ् લકાર લાવી, તેના સ્થાનમાં तिप्, અનુબંધ લોપ, च्लि તેનો सिच् આદેશ, ધાતુને अट्‌નો આગમ, सिच्‌ની આર્ધધાતુક સંજ્ઞા, તેને इट्‌નો આગમ કરી અનુબંધ લોપ, अगद्+इ+स्+ति માં ति ના ધકારનો લોપ, "अपृक्त एकाल०" સૂત્રથી અપૃક્ત સંજ્ઞા "अस्ति-सिचो०" સૂત્રથી त्‌ને ईट्‌નો આગમ, અનુબંધ લોપ "इट ईटि" સૂત્રથી सूનો લોપ, "अतो" સૂત્રથી गना અકારની વિકલ્પે વૃદ્ધિ કરી, સવર્ણદીર્ઘ થઈ ને अगादीत् , વૃદ્ધિ ન થતાં अगदीत् રૂપો બને છે. गद् लुङ् તેના સ્થાનમાં तस् , अट्‌નો આગમ च्लि તેનો सिच् , અનુબંધ લોપ, આર્ધધાતુક સંજ્ઞા इट्‌નો આગમ, અનુબંધ લોપ, तस् નો ताम् , सिच् ના सनो ष्, ष्टुत्वथी ताम्‌ના तनो ट ; "अतो०"સૂત્રથી गना અકારની વિકલ્પે વૃદ્ધિ, अगादिष्टाम् વૃદ્ધિ ન થાય, ત્યારે ઉપર મુજબ પ્રક્રિયા કરી अगदिष्टाम् રૂપ બને છે. झि પર રહેતાં ઉપર મુજબ કાર્ય કરીને "सिजभ्यस्त०" સૂત્રથી झिनो जुस् કરી, અનુબંધ લોપ सनो रुत्वनो વિસર્ગ કરી, अगादिषुः अगदिषुः રૂપો બને છે. सिप् પર-રહેતા, अट् , च्लि, सिच् , આર્ધધાતુક સંજ્ઞા, इट्‌નો આગમ, વિકલ્પે વૃદ્ધિ, सनो લોપ, સવર્ણ દીર્ઘ, ઈકારનો લોપ गना रुत्वनो વિસર્ગ થઈ अगादीः વૃદ્ધિ ન થતાં अगदीः. थसनो तम् કરી सनो ष् , ष्टुत्व કરી अगादिष्टम् अगदिष्टम् , थनो त કરી ઉપર મુજબી सनो ष् ष्टुत्व કરી अगादिष्ट अगदिष्ट. मिप्‌નો अम् કરી બાકીની પ્રક્રિયા ઉપર મુજબ કરી अगादिषम् , अगदिषम् , वस् मस्, માં सनो લોપ કરી મૂળમાં લખેલાં રૂપો બને છે. તે કહેતો હતો વગેરે અર્થ સમજવો.

[illegible] । [illegible] धुनिविशेष इति 5

**ष्यन् । अगदिष्यः, अगदिष्यतम् अगदिष्यत । अगदिष्यम् ,अगदिष्याव, अगदिष्याम । एध वृद्धौ ॥३॥ (३४३) टित आत्मनेपदानां टेरे ई । ४ । ७९ । टितो लस्यात्मनेपदानां टेरेत्वम् ।**

(૩૪૩) અર્થ—ટિત્ ટકારની ઇત્સંજ્ઞાવાળા લકારોના સ્થાનમાં થયેલા આત્મનેપદના પ્રત્યયો(त–आताम् વગેરે)નો જે ટિ તેનો ए થાય.

---

लद्‌-लृङ्‌ના સ્થાનમાં तिप् અનુબંધલોપ, अट्‌નો આગમ, स्य પ્રત્યય, આર્ધધાતુક સંજ્ઞા, इट्‌નો આગમ કરી, स्यના સકારનો ष् કરી तिना ઇકારનો લોપ કરી **अगदिष्यत्** રૂપ બને છે. तस् પર રહેતાં ઉપર મુજબ પ્રક્રિયા કરી, तस्‌નો ताम् આદેશ કરી **अगदिष्यताम्**. झिનો अन्ति કરી, ઇનો લોપ, પરરૂપ तनो લોપ કરી **अगदिष्यन्** सिप्‌મા અનુબંધલોપ , ઇનો લોપ, सना રુત્વનો વિસર્ગ કરી **अगदिष्यः** थस्‌नो तम् કરી, **अगदिष्यतम्** थनो त કરી **अगदिष्यत** । मिप्‌नो अम् કરી પરરૂપ કરી **अगदिष्यम्** वस् मस् પર રહેતા स्यना અકારનો દીર્ઘ બન્ને सनो લોપ કરી **अगदिष्याव, अगदिष्याम** રૂપો બને છે બધા રૂપોમાં મૂની માફક સૂત્રો લગાડવાં. અર્થ–તે ૨૫૯ કહેશ

**નોટ—**પહેલાં પાંચ લકારો ટિત્ છે. તેમાં लोट ङित् પણ છે તેનો ङि-દ્વતદ્‌ભાવ થાય છે, બાકીના પાંચ લકારો ङित् છે. બીજાને માટે ક્રિયા થતી હોય ત્યાં પરસ્મૈપદ, અને પોતાને માટે ક્રિયા થતી હોય ત્યાં આત્મનેપદના જ પ્રત્યયો થાય.

વ્યા૦—(૩૪૩) एध्‌मा રહેલા અનુદાત્ત अ ની "उपदेशे०" સૂત્રથી ઇત્સંજ્ઞા કરી તેનો લોપ, एध् ની ધાતુસંજ્ઞા કરી लट् લાવી, તેના સ્થાનમાં "अनुदात्त०" સૂત્રથી આત્મનેપદનો त प्रत्यय કરી, સાર્વધાતુક સંજ્ઞા, शप् , અનુબંધ લોપ एध्+अ+त ,"अचोन्त्यादि०" સૂત્રથી तना અકારની टि સંજ્ઞા "टित आत्मने" સૂત્રથી तना અકારનો ए કરી [illegible]

पचते । (३४४) आतो ङितः ७ । २ । ८१ । अतः परस्य ङित-माकारस्य इय् स्यात् । यलोपः । गुणः । पचेते । पचन्ते । (३४५) थासः से ३ । ४ । ८० । टितो लस्य थासः से स्यात् । पचसे । पचेथे । पचध्वे । अतो गुणे । पचे । पचावहे ।

---

(३४४) અર્થ- હ્રસ્વ અકારથી પર ङित् જે આકાર તેનો इय् થાય, यूનો લોપ કરીને ગુણ કરવો.

(३४५) અર્થ— टित् જે लકાર તેના સ્થાનમા થયેલા थास् ની જગાએ से થાય.

एध्+लट्नेना જગાએ आताम् કરી સાર્વધાતુકસંજ્ઞા, शप् અનુબંધલોપ एध्+अ+आताम्मां "सार्वधातुकमपित्" સૂત્રથી आताम्નો ङिद्वद्-भाव, "आतोङितः" સૂત્રથી आताम्ના आनो इय्, "आद्गुणः" સૂત્રથી अ+इय्नो ગુણ एधेय्+ताम्., "लोपोव्यो॰" સૂત્રથી यूનો લોપ आम् ની टि સંજ્ઞા "टित आत्म॰" સૂત્રથી आम्નો ए કરી पचेते રૂપ બને છે. एध्+लट्, झ, સાર્વધાતુક સંજ્ઞા. शप्, અનુબંધ લોપ एध्+अ+झ झनो अन्त કરી, टिनुं एत्व કરીને पचन्ते રૂપ બને છે.

एध्+लट्, थास्, સાર્વધાતુકસંજ્ઞા, शप् અનુબંધલોપ, "थासः से" સૂત્રથી थास्નો से કરી पचसे. एध्+अ+आथाम्मां ઉપર મુજબ ङिद्वद्भाव आनो इय्, ગુણ य् લોપ, आम्નો ए કરીને पचेथे. एध्+अ, ध्वम्, अम्=टिनो ए કરીને ઉપર મુજબ પ્રક્રિયા કરી पचध्वे. एध्+लट्, અનુબંધ લોપ. लना સ્થાનમા इट् અનુબંધ લોપ, સાર્વધાતુક સંજ્ઞા, शप्, અનુબંધલોપ, टि જે इ તેનો एकार કરી "अतोगुणे" સૂત્રથી ગુણ કરી एध्+अ+वहि. एध्+अ+महि॰ અનુબંધલોપ, 'अतोदीर्घो॰' સૂત્રથી अनो દીર્ઘ "टित आत्मने" સૂત્રથી इनो एकार કરી, पचावहे पचामहे રૂપો બને છે. અર્થ—તે વધે છે, તે બે વૃદ્ધિ પામે છે વગેરે જાણી લેવા.

पद्यामहे । (३४६) इजादेश्च गुरुमतोऽनृच्छः ३ । १ । ३६ ॥ इजादिर्यो धातुर्गुरुमानृच्छत्यन्यस्ततः आम् स्याल्लिटि । (३४७) आम्प्रत्ययवत् कृञोऽनुप्रयोगस्य १ । ३ । ६३ आम्प्रत्ययो यस्मादित्यतद्गुणसंविज्ञानो बहुव्रीहिः । आम्प्रकृत्या तुल्यमनुप्रयुज्यमानात् कृञो-ऽप्यात्मनेपदम् । (३४८) लिटस्तझयोरेशिरेच् ३ । ४ । ८१ ।

---

(૩૪૬) અર્થ—इच्=પ્રત્યાહારનો અક્ષર આદિમાં હોય તેવા ऋच्छ સિવાયનો ગુરુમાન (ગુરુ સંજ્ઞાવાળા) ધાતુથી आम् પ્રત્યય થાય लिट् પરમાં હોય તો.

(૩૪૭) અર્થ—आम् પ્રત્યયની માફક અનુપ્રયુજ્યમાન (અનુપ્રયોગ કરેલો) જે कृञ् ધાતુથી પણ આત્મનેપદના પ્રત્યયો થાય.

(૩૪૮) અર્થ—लिट्ના સ્થાનમાં આદેશ, જે त ને झ તેની જગાએ અનુક્રમે एश ને इरेच् આદેશ થાય.

आम्=આમ પ્રત્યય જેનાથી થયો છે. તે आमप्रत्ययवत्માં અતદ્ગુણ સંવિજ્ઞાન બહુવ્રીહિ સમાસ છે. आम् प्रत्ययो यस्मात् सः आम्प्रत्ययः तेन तुल्यम् आमप्रत्ययवत्, वति પ્રત્યય થયેલો છે.

નોટ—બહુવ્રીહિ સમાસ બે પ્રકારનો છે; (૧) तद्गुणसंविज्ञान, (૨) अतद्गुणसंविज्ञान. ઉદા. लम्बौ कर्णौ यस्य सः तम् लम्बकर्णम् લાંબા કાનવાળાને અહીં લાવો આ તદ્ગુણ સંવિજ્ઞાન બહુવ્રીહિમાં लम्बकर्णत्व ગુણવાળી વ્યક્તિને લાવવામાં આવે છે. તેથી તેનો ગુણ લાંબો કાન, સાથે આવે છે. માટે તે ત. સં. વિ. બ. નું ઉદાહરણ છે. અત. ગુ. સં. બ. નું ઉદાહરણ दृष्टसागरमानय–જેણે સમુદ્ર જોયો છે, તેની વ્યક્તિને લાવો, અહીં दृष्टसागरत्व રૂપી, ગુણ સાથે આવતો નથી. તેથી તે અત. ગુ. સં. બ. કહેવાય છે.

लिडादेशयोस्तझयोरेशिरेचेतौ स्तः । पघाञ्चक्रे । पघाञ्चक्राते । पघाञ्चक्रिरे । पघाञ्चकृषे । पघाञ्चक्राथे । (३४९) एकाच उपदेशेऽनुदात्तात् ७ । २ । १० । उपदेशे यो धातुरेकाजनुदात्तश्च ततः परस्यार्धधातुकस्येण् न ।

---

(३४९) અર્થ—ઉપદેશમાં એક અચૂવાળા, અથવા અનુદાત્તની ઈત્સંજ્ઞાવાળા ધાતુઓ તેનાથી પર રહેલા આર્ધધાતુકને इट् આગમ થાય નહિ

વ્યા-एघ् ધાતુથી लिट् "इजादेश०" સૂત્રથી आम्, "आमः" સૂત્રથી लिट्નો લોપ, "कृञ्चानुप्रयु०" સૂત્રથી लिट् પરમાં આવે તેવા कृभ्नो અનુપ્રયોગ અનુબંધલોપ. एघ्+आम+कृ+ल० ( આ સૂત્રથી भू ને अस् નો પણ અનુપ્રયોગ થાય.) ञ स्वरित હોવાથી "स्वरित ञित०" સૂત્રથી परस्मै० અને आत्मनेपदना પ્રત્યયો लिट्ના સ્થાનમાં થવા આવ્યા. પરંતુ "आम्प्रत्यय०" સૂત્રથી आम्ની પ્રકૃતિ एघ् ધાતુ આત્મનેપદી હોવાથી लिट्ના સ્થાનમાં त, आताम्-झ વગેરે પ્રત્યયો કરી મૂની માફક कृनुं દ્વિત્વ, અભ્યાસસંજ્ઞા, "उरत्०" સૂત્રથી અભ્યાસના ऋનો अ કરી તે રપર થઈ कर् कृ પછી "हलादि०" સૂત્રથી र् નો લોપ "कुहोश्चुः" સૂત્રથી અભ્યાસના कनो च, आम्ना म् નો અનુસ્વાર, પરસવર્ણ "लिटस्तझ० " સૂત્રથી तनो एश्, झ, નો લોપ, "इको यणचि" સૂત્રથી यण्-ऋनो र् થઈ पघाञ्चक्रे. ઉપર મુજબ પ્રક્રિયા કરી एघाञ्चकृ+आताम्માં यण्-કરી आम्-टिनो ए કરી पघाञ्चक्राते. झनो इरेच् અનુબંધ લોપ, यण् કરી पघाञ्चक्रिरे રૂપો બને છે.

ઉપર મુજબ પ્રક્રિયા કરી एघाञ्चकृ પછી थासनो से, तनो ष કરી पघाञ्चकृषे. आथाम् પર રહેતાં ઉપર મુજબ પ્રક્રિયા બાદ आम्नो ए કરી पघाञ्चक्राथे ध्वम्मां अम्-टिनो ए पघाञ्चकृध्वे, ध्वे બાદ ध्वने ... આગમ થવા આવ્યો પરંતુ "एकाच०" સૂત્રથી इट्नो નિષેધ-

(३५०) इणः षीध्वं-लुङ्-लिटां धोऽङ्गात् ८ । ३ । ७८ । इण्णन्तादङ्गात्परेषां षीध्वंलुङ्लिटां धस्य ढः स्यात् । पधाञ्चकृढ्वे । पधाञ्चक्रे । पधाञ्चकृवहे । पधाञ्चकृमहे । पधाम्बभूव । पधामास । पधिता । पधितारौ । पधितारः । पधितासे । पधितासाथे । (३५१) धि च ८ । २ । २५ । धादौ प्रत्यये परे सस्य लोपः । पधिताध्वे । (३५२) ह एति ७।४। ५२। तासस्त्योः सस्य हः स्यादेति परे । पधिताहे । पधितास्वहे पधितास्महे । पधिष्यते । पधिष्येते । पधिष्यन्ते । पधिष्यसे । पधिष्येथे । पधिष्यध्वे । पधिष्ये । पधिष्यावहे । पधिष्यामहे । (३५३) आमेतः ३ । ४ । ९० । लोट एकारस्याम् स्यात् । पधताम् । पधेताम् । पधन्ताम् । (३५४) सवाभ्यां वामौ ३ । ४ । ९१ । सवाभ्यां परस्य लोडेतः क्रमाद्वामौ स्तः । पधस्व । पधेथाम् । पधध्वम् ।

(३५०) અર્થ—इण् પ્રત્યાહારનો અક્ષર જેના અન્તમાં છે તેવા અંગથી પર રહેલા षीध्वम् (આશીર્વાદ લિંગ) लुङ् અને लिट् સંબંધી ધકારનો ઢકાર થાય.

(३५१) અર્થ—ધકારાદિ પ્રત્યય પર રહેતાં तास् અને अस् ના स्નો લોપ થાય.

(३५२) અર્થ—तास् અને अस्ના स्નો ह થાય एकार પરમાં હોય તો.

(३५३) અર્થ—લોટ્ના एकारનો आम् થાય.

(३५४) અર્થ—स् અને व् થી પર લોટ્ના एकारનો અનુક્રમે व् અને अम् આદેશ થાય. (स् થી પર ए હોય તો व् અને व्થી પર ए હોય તો अम् થાય. )

---

ક્રી "इणः षीध्वं" સૂત્રથી ध् નો ढ् કરી મ० પુ. બ. વ.માં पधाञ्चकृढ्वे રૂપો અને છે. इट् वहि महि પર રહેતાં ઉપર મુજબ પ્રક્રિયા કરી पधाञ्चकृ+इट्. ट् નો લોપ, इनो ए, પછી यण् કરી पधाञ्चक्रे, वहि, महिना इनो ए કરી पधाञ्चकृवहे पधाञ्चकृमहे રૂપો બને છે.

**(३५५) एत ऐ ३ । ४ । ९३ । लोडुत्तमस्य एत ऐ स्यात् ।**

(૩૫૫) અર્થ—લોટ્ના ઉત્તમ પુરુષના एનો ऐ થાય

વ્યા૦—एध+लिट्, ઉપર મુજબ आम्, लिट्नो લોપ, लिट् પર भूનો અનુપ્રયોગ भू ધાતુની માફક પ્રક્રિયા કરી, वुक् द्वित्व વગેરે કરી, आम्ના मूનો અનુસ્વાર પરસવર્ણ થઇ **एधाम्बभूव, एधाम्बभूवतुः एधाम्बभूवुः । एधाम्बभूविथ, एधाम्बभूवथुः एधाम्बभूव । एधाम्बभूव, एधाम्बभूविव एधाम्बभूविम ।** જ્યારે एध् ધાતુથી, लिट्, आम्, लिट्नो લોપ, કરી अस् ને અનુપ્રયોગ થાય ત્યારે अस् अस् द्वित्व, અભ્યાસ સંજ્ઞા, स्नो લોપ, સવર્ણદીર્ઘ, तिनो णल् વગેરે આદેશ भूની માફક કરી **एधामास, एधामासतुः एधामासुः । एधामासिथ, एधामासथुः एधामास एधामास, एधामासिव एधामासिम ।** રૂપો બનાવવાં

વ્યા૦ एधधी लुट्, તેના સ્થાનમાં त, આર્ધધાતુક સંજ્ઞા થઇ तास्, તેનો બાધ કરી तास् તેની આર્ધધાતુક સંજ્ઞા, इट्નો આગમ, तनो ए, અનુબંધલોપ, डित् હોવાથી टि=आस नो લોપ થઇ **एधिता** (भविता માફક) आताम्, અને झ પર રહેતાં ઉપર મુજબ પ્રક્રિયા કરી અનુક્રમે रौ, અને रस् આદેશ કરી "रिच" સૂત્રથી स् નો લોપ કરી **एधितारौ** सना रुत्वनो વિસર્ગ કરી **एधितारः ।** ઉપર પ્રમાણે एधितास्+थासनो से કરી "तासस्त्योः" સૂત્રથી सनो લોપ કરી **एधितासे,** आथाम्मां टिनो ए કરી **एधितासाथे,** ध्वम्માં 'रिच' સૂત્રથી सनो લોપ, टिनो ए કરી **एधिताध्वे** इट्, वहि, महिङ् પર રહેતા 'ह एति' સૂત્રથી तासना सनो ह કરી, ત્રણેય જગાએ इ नो ए કરી **एधिताहे एधितास्वहे, एधितास्महे** રૂપો બને છે. અર્થ—તે વૃદ્ધિ પામશે एध+लृट्ની જગાએ त, आताम् झ નવ પ્રત્યયો લાવી स्य પ્રત્યય, આર્ધધાતુક સંજ્ઞા इट्નો આગમ,

पधे । पधावहै । पधामहै । (३५६) आडजादीनाम् ६ । ४ । ७२ । अजादेरङ्गस्याऽऽट् स्यात् लुङ्-लङ्-लृङ्क्षु । (३५७) आटश्च ६ । १ ९० । आटोऽचि परे वृद्धिरेकादेशः स्यात् । ऐधत । ऐधेताम् । ऐधन्त । ऐधथाः ऐधेथाम् । ऐधध्वम् ।

---

(૩૫૬) અર્થ--अच्—પ્રત્યાહારનો અક્ષર આદિમાં છે તેવા અંગને आट्‌નો આગમ થાય लुङ्, लङ् અને लृङ् લકાર પરમાં હોય તો. (आ પછી ए, ऐ આવે તો વૃદ્ધિ ए अ કે आ પછી ओ કે औ આવે તો વૃદ્ધિ औ.)

(૩૫૭) અર્થ—आट् થકી अच् પરમાં આવે તો (બન્નેની જગાએ) વૃદ્ધિ રૂપ એક આદેશ થાય. (अ કે आની વૃદ્ધિ आ, अ કે एનો ए કરી, टिનો ए કરી पधिष्यते आताम्‌માં आम्‌નો ए, झनो अन्त આદેશ અને ए, थासनो से, आथाम्‌માં आम्‌નો ए, ध्वम्‌માં अम्‌નો ए, इट्‌માં इનો ए, वहि, महिमां इनो ए "टितआत्म० સૂત્રથી કરીને ભૂગમાં લખેલ पधिष्येते વગેરે રૂપો સિદ્ધ થાય છે. અર્થ તે વૃદ્ધિ પામશે. एधन्लोट्, અનુબંધલોપ તેના સ્થાનમાં त, आताम्, झ વગેરે પ્રત્યયો, તેમની સાર્વધાતુક સંજ્ઞા કરી, शप्, અનુબંધલોપ, ત્રણેય टिનો ए કરી, पधते (एध् लट्‌ની માફક રૂપો બનાવવાં) પછી " आमेतः" સૂત્રથી. एનો आम् કરી, पधताम् आताम्‌માં आનો इय्, गुण, य् લોપ કરી पधेताम्, झनो अन्त કરી, પરરૂપ, अनो ए તેનો आम् કરી पधन्ताम्, थासनो से કરી "सवाभ्याम्०" સૂત્રથી सथी પર ए હોવાથી તેનો व કરી पधस्व, आथाम्‌ના आनो इय्, ગુણ य् લોપ. आम् નો ऐ, તેનો आम् થઈ पधेथाम्, ध्वम्‌માં अम् નો ए થઇ, તેનો अम् થઇ पधध्वम् इट्‌માં ट्‌નો લોપ इनो एકાર, "एत ऐ" સૂત્રથી एनો ऐ "आडुत्तमस्य०" સૂત્રથી आट्‌નો આગમ, ट्‌નો લોપ 'आटश्च' થી વૃદ્ધિ કરી ફરીથી "वृद्धिरेचि" થી વૃદ્ધિ કરી पधै, वहि महिमां इनो ऐ તેના ऐ आट्‌નો આગમ. અનુબંધલોપ, સવર્ણદીર્ઘ થઈ पधावहै. पधामहै રૂપો બને છે.

मेधे । मेधावहि । मेधामहि । (३५८) लिङः सीयुट् ३ । ४ । १०२ । सलोपः । एधेत । एधेयाताम् । (३५९) झस्य रन् । ३ । ४ । १०५ । लिङो झस्य रन् स्यात् । एधेरन् । एधेथाः

(૩૫૮) અર્થ—લિઙ્ (બન્ને) લકારોને સીયુટ્નો આગમ થાય.

(૩૫૯) અર્થ—લિઙ્ના સ્થાનમાં થયેલા झનો रन् આદેશ થાય. सनो લોપ.

વ્યા૦—एध् ધાતુથી लङ् અનુબંધ લોપ, તેના સ્થાનમાં त, સાર્વધાતુક સંજ્ઞા शप्, અનુબંધ લોપ 'आडजादी॰' સૂત્રથી ધાતુને आट्नो આગમ, टित् હોવાથી આદિમાં કરી "आटश्च" સૂત્રથી आ+ए ની વૃદ્ધિ થઇ ऐधत, आताम् પર રહેતા शप्, અનુબંધલોપ, आट् વૃદ્ધિ आताम्ના आ નો इय्, ગુણ, य् નો લોપ, ऐधेताम्, झनो अन्त, शप्, અનુબંધલોપ, आट्, दनो લોપ, વૃદ્ધિ, પરરૂપ થઇને ऐधन्त ઉપર મુજબ પ્રક્રિયા કરી, एध्+अ, थास्, आट्, વૃદ્ધિ થઇ थास्ના सना रुत्व, વિસર્ગ કરી, ऐधथा ઉપર મુજબ પ્રક્રિયા आथाम् ના आनो इय्, ગુણ, य् લોપ થઇ ऐधेथाम् ध्वम् લાવી ઉપર મુજબ પ્રક્રિયા કરી ऐधध्वम् इट्मा टनो લોપ, ઉપર મુજબ પ્રક્રિયા કરી ગુણ થઇ ऐधे. वहि, महि પર રહેતા "अतोदीर्घो॰" સૂત્રથી अनो દીર્ઘ કરી ऐधावहि ऐधामहि રૂપો બને છે અર્થ–તે વૃદ્ધિ પામ્યો, વગેરે.

एध् ધાતુથી વિધિલિઙ્ ङनो લોપ, त, સાર્વધાતુક સંજ્ઞા शप्, અનુબંધ લોપ. एध्+अ=एध्+तने "लिङः सीयुट्" સૂત્રથી सीयुट्नो આગમ, અનુબંધ લોપ, "लिङ सलोपो॰" સૂત્રથી स् નો લોપ થઇ एधेत, आताम् લાવી ઉપર મુજબ પ્રક્રિયા કરી सीयुट, અનુબંધ લોપ सनो લોપ, ગુણ, વર્ણ મળતા एधेयताम्, झमां પર મુજબ પ્રક્રિયા કરી 'झस्य रन' સૂત્રથી झनो रन् કરી, "लोपो॰

पघेयाथाम् । पघेध्वम् । (३६०) इटोऽत् ३ । ४ । १०६ । लिङादेशस्य इटोऽत् स्यात् । पघेय । पघेवहि । पघेमहि । (३६१) सुट् तिथोः ३ । ४ । १०७ । लिङस्तथोः सुट् । यलोपः । आर्धधातुकत्वात् सलोपो न । पधिपीष्ट । पधिपीयास्ताम् । पधिपीरन् । पधिपीष्ठाः पधिपीयास्ताम् । पधिपीध्वम् । पधिपीय । पधिपीवहि । पधिपीमहि । वेधिष्ट ।

---

(૩૬૦) અર્થ—લિઙ્ના સ્થાનમા થયેલા इट्નો ફેરફાર अ થાય.

(૩૬૧) અર્થ—લિઙ્ના સ્થાનમાં થયેલા त ને सुट्નો આગમ થાય. यूનો લોપ सीयुट् આર્ધધાતુક હોવાથી सूનો લોપ થતો નથી. "લ્યો૦" સૂત્રથી यूનો લોપ થઇ पघेरन् थास् પર રહેતા ઉપર મુજબ પ્રક્રિયા કરી, सूના રુત્વ વિસર્ગ કરી, पघेथाः, आथाम्મ शप्, सीयुट्, અનુબંધ લોપ ગુણ વર્ણ મળતાં पघेयाथाम् ध्वम्મ, शप्, सीयुट्, અનુબંધ લોપ, ગુણ य् લોપ, स् લોપ થઇ पघेध्वम् इट्માં, शप्, सीयुट्, અનુબંધ લોપ કરી "इटोऽत्" સૂત્રથી इनो अ થઇ पघेय, वहि, महिમાં ઉપર પ્રમાણે शप्, सीयुट्, ગુણ, य् લોપ થઇ पघेवहि, पघेमहि રૂપો બને છે. અર્થ તે વૃદ્ધિ પામે છે.

: एध्+आर्शी लिङ् तनी જગાએ त આદેશ, "लिङाशिषि" સૂત્રથી આર્ધધાતુક સંજ્ઞા જેથી शप् થયો નહિ, "लिङःसीयुट्"થી सीयुट् અનુબંધ લોપ एध्+सीय्+त "आर्धधातुकस्ये०" સૂત્રથી इट्નો આગમ, અનુબંધ લોપ, "सुट्तिथोः" સૂત્રથી तने सुट्નો આગમ, અનુબંધ લોપ "आदेशप्रत्ययोः" સૂત્રથી બન્ને सनो અનુક્રમે ष કરી, "ष्टुनाष्टुः" સૂત્રથી तનો ट કરી पधिपीष्ट. आताम् પર રહેતાં ઉપર મુજબ પ્રક્રિયા કરી तने सुट्નો આગમ કરી सीयुट्ના सनो ष કરી पधिपीयास्ताम्, झनो रन् કરી ઉપર મુજબ પ્રક્રિયા કરી यनो લોપ થઇ पधिपीरन्, थास्માં ઉપર મુજબ પ્રક્રિયા કરી, ष्टुत्व, सना રુત્વ વિસર્ગ થઇ पधिपीष्ठाः । आथाम्માં आताम् મુજબ ध्वम्માં सीयुट्, इट्.

ऐधिषाताम् । (३६२) आत्मनेपदेष्वनतः ७ । १ । ५ । अन-कारात्परस्यात्मनेपदेषु झस्य अदित्यादेशः स्यात् । ऐधिषत । ऐधिष्ठाः । ऐधिषाथाम् । ऐधिढ्वम् । ऐधिषि । एधि-

---

(૩૬૨) અર્થ—હ્રસ્વ અકારથી પર ન હોય તેવો लुङ् લકારનો જે झ તેના સ્થાનમા अत् આદેશ થાય (झ નો અ अत्‌માં મળી જતા अत બને).

य् લોપ एधिषीयास्थाम्, एधिषीध्वम् રૂપો બને છે. एध+इ महिमां सीयुट्, અનુબંધ લોપ, इट्‌નો આગમ षत्व "इटोऽत्" સૂત્રથી इनो अ थई एधिषीय, वहि, महिमां य्‌નો લોપ થઈ एधिषीवहि एधिषीमहि રૂપો બને છે અર્થ-તે વૃદ્ધિ પામે.

વ્યા૦—एध्+लुङ् અનુબંધલોપ, लनी જગાએ, त પ્રત્યય, "आडजादी०" સૂત્રથી ધાતુને आट्‌નો આગમ, ट् લોપ ટિત્ હોવાથી આદિમાં મૂકી "आटश्च" સૂત્રથી आ+एनी વૃદ્ધિ ऐ થઈ "च्लि लुङि" સૂત્રથી च्लि "च्लेः सिच्" સૂત્રથી सिच् આદેશ इ ને च्‌નો અનુબંધ લોપ, આર્ધધાતુક સંજ્ઞા, सिच्‌ने इट्‌નો આગમ "आदेशप्रत्य०" સૂત્રથી स्‌નો ष, "ष्टुनाष्टुः" સૂત્રથી त નો ट થઈ ऐधिष्ट, आताम् માં ઉપર પ્રમાણે (आट्, वृद्धि, च्लि, सिच्, इट्, અનુબંધલોપ स નો ष થઈ ऐधिषाताम्, झ મા ઉપર મુજબ પ્રક્રિયા કરી "आत्मनेपदे"० સૂત્રથી झनो अत ऐधिषत्, थास्, માં ઉપર મુજબ પ્રક્રિયા કરી ष्टुत्वथी थास्‌ના थानो ठ કરી स्‌ना રુત્વ વિસર્ગ થઈ ऐधिष्ठाः, आथाम् માં आताम्‌ની માફક પ્રક્રિયા ऐधिषाथाम्. ध्वम् માં ઉપર મુજબ થયા બાદ "ध स "સૂત્રથી स् નો લોપ કરી." इण्. षी० સૂત્રથી ध् નો ढ કરી ऐधिढ्वम् इट् માં आट्, वृद्धि, च्लि, सिच्, આર્ધધાતુક સંજ્ઞા इट् નો આગમ, स् નો ष् થઈ ऐधिषि । वहि, महिमां ઉપર પ્રમાણે પ્રક્રિયા आट्, वृद्धि વગેરે કરી ऐधिष्वहि, ऐधिष्महि રૂપો બને છે.

અર્થ તે

ष्वहि । वेधिष्महि । वेधिष्यत । वेधिष्येताम् । वेधिष्यन्त । वेधिष्यथाः । वेधिष्येथाम् । वेधिष्यध्वम् । वेधिष्ये । वेधिष्यावहि । वेधिष्यामहि । इति भ्वादयः ।

## २. अथादादयः ।

अद् भक्षणे ॥१॥ (३६३) अदिप्रभृतिभ्यः शपः २ । ४ ।

एधुन्लृङ्, અનુબંધલોપ, તેના સ્થાનમાં त, स्य પ્રત્યય, આર્ધધાતુક સંજ્ઞા, ઇટ્‌નો આગમ, ધાતુને આટ્‌નો આગમ, વૃદ્ધિ, સ્યના स् નો ष કરી **वेधिष्यत**. आताम् માં ધાતુને આટ્‌નો આગમ, વૃદ્ધિઃ स्य, इट् નો આગમ, षत्व થઈ ऐधिष्य आताम् થયા બાદ आ નો 'आतोङितः' સૂત્રથી इय् આદેશ કરી, ગુણ य् લોપ થઈ, **वेधिष्येताम्**, झ નો अन्त આદેશ થયા બાદ, ઉપર પ્રમાણે आट्, વૃદ્ધિ, स्य, इट्, षत्व, કરી, પરરૂપ એકાદેશ થઈ **वेधिष्यन्त** । थास् મા ઉપર મુજબ પ્રક્રિયા કરી સના રુત્વ વિસર્ગ થઈ, **वेधिष्यथाः**, आथाम् મા आताम् ની માફક પ્રક્રિયા થઈ **वधिष्येथाम्**, ध्वम् મા आट्, વૃદ્ધિ, स्य, इट्, षत्व થઈ **वेधिष्यध्वम्** । इट् મા ઉપર મુજબ પ્રક્રિયા થયા બાદ स्य ના अ અને इ નો ગુણ કરી **वेधिष्ये** वहि, महि માં ઉપર મુજબ પ્રક્રિયા થવા બાદ अनो દીર્ઘ થઈ **वेधिष्यावहि**, **वेधिष्यामहि** રૂપો બને છે.

**નોટ**—एध् ધાતુનાં રૂપો સિદ્ધ કરવા માટે भू ધાતુનાં કેટલાક સૂત્રો જરૂરનાં છે તે ત્યાં જોઈ લેવાં. જેમકે, સાર્વધાતુક સંજ્ઞા, ઇટ્‌નો આગમ, ગુણ, ગુણનો નિષેધ વગેરે, વળી एध् ના જેવા બીજા शुभ् राज् વગેર, ધાતુઓ આત્મનેપદના સિદ્ધ કરવા.

(१) ભ્વાદિ ગણ પૂરો થયો

## (२) હવે અદાદિ ગણ શરૂ થયો

(३६३) અર્થ—अद् વગેરે (બીજા ગણના) ધાતુથી शप् પ્રત્યયનો લોપ થાય. સ્ફૂલોમાં બીજા ગણની નિશાની નથી (शप् નો લોપ થવાર્થે ... છે

७२। लुक् स्यात्। अत्ति। अत्तः। अदन्ति। अत्सि। अत्थः। अत्थ। अद्मि। अद्वः। अद्मः। (३६४) लिट्यन्यतरस्याम् २।४।४०। अदो घस्लृ वा स्याल्लिटि। जघास। (३६५) गम-हन-जन-खन-घसां लोपः क्ङित्यनङि ६।४।८९। एषामुपधाया लोपोऽजादौ क्ङिति न तु अङि। (३६६) शासिवसि-घसीनां च ८।३।६०। इण्कुभ्यां परस्यैषां सस्य षः स्यात्। घस्य चर्त्वम्। क षः संयोगे क्षः। जक्षतुः। जक्षुः। जघसिथ। जक्षथुः। जक्ष। जघास, जघस। जक्षिव। जक्षिम। आद। आदतुः। आदुः। (३६७) इडत्त्यर्तिव्ययतीनाम् ७।२।६६। अद् ऋ व्येञ् एभ्य-

---

(૩૬૪) અર્થ—अद् નો घस्लृ આદેશ વિકલ્પે થાય, लिट् પરમાં હોય તો.

(૩૬૫) અર્થ—गम्, हन्, जन् खन्, અને घस् ની ઉપધાના अ નો લોપ થાય. अच् આદિ कित् ङित् પ્રત્યય પરમાં હોય તો; अङ् પરમાં હોય તો લોપ ન થાય.

(૩૬૭) અર્થ—इण् પ્રત્યાહારના અક્ષર અને क વર્ગના અક્ષરથી પર રહેલા घस् ધાતુના स् નો ष् થાય, कषः क् અને ष્ના સંયોગમાં क्ष થાય છે.

(૩૬૭) અર્થ—अद् ऋ, व्येञ् ધાતુથી પર રહેલા थल् ને નિત્ય इट्નો આગમ થાય. (अद् ધાતુ અનિટ્ છે.)

વ્યા૦—अद् ધાતુથી लट्, અનુબન્ધ લોપ, તેના સ્થાનમાં तिप्, प् નો લોપ, સાર્વધાતુક સંજ્ઞા शप् લાવી "अदिप्रभृति॰" સૂત્રથી शप् નો લોપ, "खरि च" સૂત્રથી द् નો त् કરી—अत्ति, तस् લાવી, ઉપર પ્રમાણે शप्નો લોપ द् નો त् થઈ—अत्तः, झि માં ઉપર પ્રમાણે કાર્ય થયા બાદ "झोऽन्तः" સૂત્રથી अन्त् આદેશ કરી—अदन्ति રૂપ અને

स्थलो नित्यमिट् स्यात् । आदिथ, आदथुः, आद । आद.

છે. अद्+सिप् प्નો લોપ, સાર્વધાતુક સંજ્ઞા, શપ્, તેનો લોપ, द्‌નો त् થઈ अत्सि, अद्+थस् ઉપર મુજબ કાર્ય કરી, स्‌ના રુત્વ વિસર્ગ થઈ अत्थः, अद्+थ ઉપર મુજબ अत्थ । अद्मि अद्वः अद्मः મા શપ્, અને તેનો લોપ, स् ના રુત્વ વિસર્ગ કરવા. અર્થ–તે ખાય છે.

નોટ—દરેક લકારોમા ट ष् ञ, ની ઇત્સંજ્ઞા લોપ કરીને જ પ્રત્યયો આવે છે તે ધ્યાન રાખવું. अद्–लिट्, તેના સ્થાનમા तिप्, તેના સ્થાનમા णल् અનુબંધ લોપ "लिट्यन्य" સૂત્રથી अद् નો વિકલ્પે घस्ऌ આદેશ અનુબંધ લોપ, घस्‌નું દ્વિત્વ, અભ્યાસ સંજ્ઞા કુત્વથી घ નો झ. अभ्यासे चर्च." સૂત્રથી झ નો ज થઈ जघस्+अ "अत उपधा" સૂત્રથી घना अનો દીર્ઘ થઈ जघास तस् झि નો अतुस् उस् આદેશ કરી, अद्‌ના घस्ऌ, દ્વિત્વ, અભ્યાસ સંજ્ઞા, કુત્વ, ચર્ત્વ ઉપર પ્રમાણે કરી जघस्+अतुस्+जघस्+उस् માં "असंयोगाल्लिट् कित् । (મૂળમા નથી) સૂત્રથી अतुस्, उस् નો કિત્ વદ્ભાવ "गमहनजन०" સૂત્રથી घना अ નો લોપ "शासिवसि०" સૂત્રથી स् નો ष् "खरि च" સૂત્રથી घ્નો क्, कषः संयोगे क्ष." નિયમથી क ને ष્નો क्ष, अतुस्, उस्‌ના सના રુત્વ, વિસર્ગ, કરી जक्षतुः जक्षुः,

अद्+लिट्, તેનો सिप् थस् थ, કરી, "परस्मै० સૂત્રથી અનુક્રમે थल् अतुस्, अ આદેશ કરી, આર્ધધાતુક સંજ્ઞા, थ ને इट्નો આગમ કરી ઉપર મુજબ क्ष રુત્વ વિસર્ગ કરી जघसिथ जक्षथुः, जक्ष मिप्, वस्, मस्, ની જગાએ અનુક્રમે णल्, व, म, આદેશ કરી અનુબંધ લોપ "णलुत्तमो वा" સૂત્રથી વિકલ્પે णिद्वद्भाव णल्‌નો કરી "अत उपधायाः" સૂત્રથી વૃદ્ધિ થઈ, બાકીનુ દ્વિત્વાદિ ઉપર પ્રમાણે કરીને जघास. णिद्वद्भाव ન થાય ત્યારે વૃદ્ધિ ન થતાં जघस व म ને इट् નો આગમ, ट નો લોપ થઈ जघसिव, जक्षिम રૂપો બને છે. અર્થ—તે ખાતા હતા, વગેરે કરવો જ્યારે પ્રત્ય

आदिव, आदिम । अत्ता, अत्तारौ, अत्तारः । अत्तासि, अत्तास्थः, अत्तास्थ । अत्तास्मि अत्तास्वः, अत्तास्मः । अत्स्यति, अत्स्यतः, अत्स्यन्ति । अत्स्यसि, अत्स्यथः, अत्स्यथ । अत्स्यामि, अत्स्यावः, अत्स्यामः । अत्तु, अत्तात्,

---

આદેશ ન થાય ત્યારે अद्+लिट्, તેનો तिप्, તેનો णल् અનુબંધ લોપ દ્વિત્વ, અભ્યાસ સંજ્ઞા, અભ્યાસાદિ કાર્ય કરી अ+अद्+अ થયા બાદ "अत आदे" (મૂળમાં નથી) સૂત્રથી અનો દીર્ઘ, પછી સવર્ણદીર્ઘ થઈને आद, अद्+लिट् તેનો तस्, झि ના સ્થાનમાં અનુક્રમે अतुस्, उस् આદેશ કરી આર્ધધાતુક સંજ્ઞા, દ્વિત્વ વગેરે ઉપર પ્રમાણે કાર્ય, स् ના રુત્વ વિસર્ગ आदतुः आदुः । अद्+लिट् તેનો सिप्, તેનો थल्, स् નો લોપ, દ્વિત્વ વગેરે કાર્ય કરી आद्+थ "इड्त्यर्ति" સૂત્રથી थल् ને इट् નો આગમ અનુબંધ ट् નો લોપ થઈ आदिथ, आथुस्, अ, લાવી, ઉપર પ્રમાણે પ્રક્રિયા કરી, स् ના રુત્વ વિસર્ગ કરી आदथुः आद, मिप्, वस्, मस्, ના સ્થાનમાં णल्, व, म, અનુક્રમે કરી अद-નું દ્વિત્વ વગેરે ઉપર મુજબ કરી आद, व, ને, म ને इट्નો આગમ ट् લોપ થઈ आदिव, आदिम । રૂપો બને છે અર્થ—તે ખાતો હતો. વગેરે કરવાં.

भू ધાતુની માફક સૂત્રો લગાડવાં. अद्+लुट् તેનો तिप् અનુબન્ધ લોપ. "स्यतासी॰" સૂત્રથી तास्, આર્ધધાતુક સંજ્ઞા, अद्+तास्+ति, ति નો डा, डित् હોવાથી तास् ના आस्નો લોપ, ધાતુના द् નો "खरि च" સૂત્રથી त् થઈ अत्ता, अद्+तस्, અને झि, નો અનુક્રમે रौ, અને रस् આદેશ કરી ઉપર મુજબ પ્રક્રિયા કરી अत्तारौ. रस् ના स् ના રુત્વ વિસર્ગ કરી अत्तारः अद्+सिप्, थस्, थ માં तास्, વગેરે ઉપરમુજબ કરી. "तासस्त्योः॰" સૂત્રથી स् નો લોપ, अत्तासि ઉપર મુજબ કર્યા બાદ थस् ના स् ના રુત્વ વિસર્ગ કરી अत्तास्थः । अद्+मिप्, वस्, मस्માં ઉપર પ્રમાણે કાર્ય

अत्ताम् , अदन्तु । (३६८) हुझल्भ्यो हेर्धिः ६ । ४ । १०१ होर्झलन्तेभ्यश्च हेर्धिः स्यात् । अद्धि, अत्तात् । अत्तम् । अत्त । अदानि । अदाव । अदाम । (३६९) अदः सर्वेषाम् ७ । ३ । १०० । अदः परस्यापृक्तसार्वधातुकस्य अट्

---

(३६८) અર્થ—हु ધાતુ અને झल પ્રત્યાહાર નો અક્ષર જેના અન્તમા છે તેવા ધાતુથી પર રહેલા हि નો धि આદેશ થાય.

(३६९) અર્થ—अद् થી પર અપૃક્ત સાર્વધાતુકને अट् નો આગમ થાય, દરેક વેયાકરણો ના મતથી

કરી, द् નો त् થઈ अत्तास्मि અને स् ના રુત્વ વિસર્ગ કરી अत्तास्वः, अत्तास्मः રૂપો બને છે અર્થ તે ખાશે વગેરે કરવાં.

अद्+ऌट्, તેના સ્થાનમા तिप् तस्, झि, વગેરે પ્રત્યયો લાવી "स्यतासी०" સૂત્રથી स्य દરેક પ્રત્યયોમાં કરી द्‌નો त् કરી, अत्स्यति स् ના રુત્વ વિસર્ગ કરી, अत्स्यतः, झि નો अन्ति થઈ, પરરૂપ કરી अत्स्यन्ति, વગેરે મૂળમાં બતાવેલા રૂપો भू ના ऌट्‌ની માફક કરવાં અર્થ–તે ખાશે, વગેરે.

વ્યા૦—अद्+लोट् તેના સ્થાનમા तिप्, તેની, સાર્વધાતુક સંજ્ઞા शप्, તેનો, લોપ, द् નો त् "एरु" સૂત્રથી इ નો उ, अत्तु, तु નો तातङ् વિકલ્પે થાય ત્યારે अत्तात्, तस्, મા ઉપર પ્રમાણે કર્યા બાદ "तस्थस्थ०" સૂત્રથી तस નો ताम् થઈ अत्ताम्, झिनो अन्ति થઈ, इ નો उ થઇ अदन्तु, अद्+सिप् प् નો અનુબંધલોપ થયૂ, તેનો લોપ सि નો हि, તેનો तातङ् થઇ अत्तात्, तातङ् न થાય ત્યારે "हुझल्भ्यो०" સૂત્રથી हि નો धि કરી, अद्धि, थस् નો तम्, अत्तम्, थ નો त થઇ अत्त । मिप्, वस्, मस् મા "आडुत्तमस्य" સૂત્રથી आट्, द નો લોપ થઇ मि નો नि કરી अदानि वस् मस् માં आट् કરી, બન્નેના स् નો લોપ "नित्यङित." સૂત્રથી કરી अदाव, अदाम । બને છે. અર્થ—તે ખાય, વગેરે.

स्यातसर्वमतेन । आदत्, आत्ताम्, आदन् । आदः, आत्तम् आत्त । आदम् आद्व, आद्म । अद्यात्, अद्याताम्, अद्युः । अद्याः, अद्यातम् अद्यात । अद्याम् अद्याव, अद्याम । अद्यात्

———વ્યા૦—અદ્+લઙ્, તેના સ્થાનમાં તિપ્, સાર્વધાતુક સંજ્ઞા, શપ્ નો લોપ "આડજાદી૰" સૂત્રથી ધાતુને આટ્નો આગમ, ટ્ નો લોપ, વૃદ્ધિ "इतश्च" સૂત્રથી ति ના ઇકારનો લોપ, "अपृक्त૰" સૂત્રથી त् ની અપૃક્ત સંજ્ઞા "अदः सर्वे૰" સૂત્રથી त् ને अट्નો આગમ, ट् લોપ થઇ आदत्, तस् પર રહેતા ઉપર મુજબ કાર્ય કરી, तस् નો ताम् કરી द् નો त थई आत्ताम्, झि નો अन्ति કરી, अनो લોપ त् નો સંયોગાન્ત લોપ કરી आदन् अद्+सिप् માં ઉપર મુજબ કાર્ય કરી इ નો લોપ, અપૃક્ત સંજ્ઞા, अट्नो આગમ થઇ स् ના રુત્વ વિસર્ગ કરી, आदः, थस्, ने थ ના સ્થાનમા અનુક્રમે तम्, ने त આદેશ કરી, आत्तम् आत्त । अद्+मिप् મા ઉપર મુજબ કાર્ય કરી मिप् નો अम् થઇ आदम्, वस्, मस् મા બન્ને स् નો લોપ કરી आद्व, आद्म, રૂપો બને છે અર્થ–તે ખાતો હતો. વગેરે કરવો

अद्+विधिलिङ्, તેના સ્થાનમાં तिप्, प् નો લોપ शप्, તેનો લોપ, यासुट् નો આગમ, અનુબંધલોપ, ति ના ઇકારનો લોપ, "लिङः सलोपो૰" સૂત્રથી यास् ના स નો લોપ થઇ अद्यात्, तस् પર રહેતા ઉપર પ્રમાણે કાર્ય કરી ताम् આદેશ अद्याताम् । झि નો जुस्, અનુબંધ લોપ, "उस्यपदा૰" સૂત્રથી પરરૂપ (મૂળમાં નથી) स् ના રુત્વ વિસર્ગ થઇ अद्युः । सिप् માં प् નો લોપ, यासुट् અનુબંધ લોપ सि ના ઇકારનો લોપ, स् ના, રુત્વ વિસર્ગ થઇ अद्याः । थस्, ने थ નો અનુક્રમે तम् અને त આદેશ થઇ अद्यातम् अद्यात । मिप् નો अम् થઇ, स् નો લોપ, પૂર્વરૂપ થઇ अद्याम्, वस्, मस् માં स् નો લોપ થઇ अद्याव, अद्याम રૂપો બને છે અર્થ–તે ખાય વગેરે–(મૂના વિધિલિંગનાં સૂત્રો રૂપ સિદ્ધ કરતી વખતે લગાવવાં.)

अद्यास्ताम् अद्यासुः । अद्याः, अद्यास्तम् अद्यास्त । अद्या-सम् अद्यास्व: अद्यास्म । (३७०) लुङ्सनोर्घस्लृ २ । ४ । ३७ । अदो घस्लृ स्याल्लुङि सनि च (३७१) पुषादिद्युता-द्य्लृदितः परस्मैपदेषु ३ । १ । ५५ । पुषादेर्द्युतादेर्लृदितश्च परस्य च्लेरङ् परस्मैपदेषु । अत्र लृदित्त्वादङ् । अघसत्

---

(૩૭૦) અર્થ—अद्नो घस्लृ આદેશ થાય. लुङ् અથવા सन् પરમાં હોય તો.

(૩૭૧) અર્થ—पुष् વગેરે ધાતુઓ, द्युत ધાતુ અને लृ ની ઇત્સંજ્ઞાવાળા ધાતુથી પર રહેલા च्लिના સ્થાનમાં अङ् થાય, પરસ્મૈપદમાં अत्र–અહીં लृ ઇત્સંજ્ઞક હોવાથી अङ् કરવો.

अद्+आशीर्लिङ्; અનુબંધ લોપ, तिप् , प्नो લોપ "लिङाशिषि" સૂત્રથી ति વગેરે નવ પ્રત્યયોની આર્ધધાતુક સંજ્ઞા तिने यासुट् , અનુબંધ લોપ ति ना इ નો લોપ "स्कोः सं०" સૂત્રથી स નો લોપ કરી, अद्यात् अद्+आताम् ઉપર મુજબ यास् કરીને अद्यास्ताम्, झिमां तेनो जुस्, यासुट्, અનુબંધ લોપ કરી अद्यासुः । अद्+सिप् , थस्, थ, मां यास् , इ લોપ, स् લોપ यास ना स् ना રુત્વવિસર્ગ થઈ अद्याः, थस् नो तम् થઈ अद्यास्तम् , थ नो त થઈ अद्यास्त । अद्+मिप्, वस् , मस् मां यास् , मिप् नो अम् , अद्यासम् , वस् , मस् ने यास् , બન્ને स नो લોપ થઈ अद्यास्व, अद्यास्म । અર્થ—તે ખાય વગેરે. अद्+लुङ् तेनो तिप् , प् नो લોપ "अदो घस्लृ०" સૂત્રથી अद् નો घस्लृ આદેશ, लृ નો અનુબંધલોપ, ધાતુને अट् નો આગમ.ट् લોપ च्लि, તેનો सिच् થતા આવ્યો તેનો બાધ કરી, "पुषाद्य०" સૂત્રથી च्लि નો अङ् આદેશ ट નો લોપ થઈ अघसत् , तस् मां ઉપર મુજબ પ્રક્રિયા કરી. तस् નો ताम् થઈ, अघसताम् , झि, પર રહેતા ઉપર મુજબ, કર્યા બાદ झि, નો अन्ति, इ નો લોપ त् નો

४

अघसताम् अघसन् । अघसः, अघसतम् अघसत । अघसम् अघसाव, अघसाम । आत्स्यत् आत्स्यताम् आत्स्यन् । आत्स्यः, आत्स्यतम् आत्स्यत । आत्स्यम् आत्स्याव, आत्स्याम । (३७२) सार्वधातुकमपित् १ । २ । ४ । अपित् सार्वधातुकं ङिद्वत् स्यात् । अस् भुवि । २ । अस्ति ।

(૩૭૨) અર્થ— पित् ભિન્ન જે સાર્વધાતુક તેનો ङिद्वद्‌ભાવ થાય. (ङित् પ્રત્યય પર રહેતાં જે કાર્ય થતું હોય તે થાય.)

અયોગાન્ત લોપ થઇ अघसन् । अट्+सिप् પર રહેતા ઉપર મુજબ પ્રક્રિયા કરી, सि ના ઇકારનો લોપ, स् ના રુત્વ વિસર્ગ થઈ अघसः थस् નો तम् થઈ अघसतम्, थ નો त थई अघसत, मिप् માં ઉપર મુજબ પ્રક્રિયા થયા બાદ, मिप् નો अम्, પરરૂપ એકાદેશ થઈ अघसम्, वस् मस् મા वस् ना नने। દીર્ઘ અને स् નો લોપ 'नित्यं ङित'' સૂત્રથી કરી अघसाव, अघसाम । અર્થ તેણે ખાધું વગેરે.

નોટ—બધા પ્રત્યયો પર રહેતાં घस्लृ આદેશ ङित्, ङित्नो અંગ કરી. भू-ધાતુ પ્રમાણે સૂત્ર લગાડીને રૂપો સિદ્ધ કરવા

अद्+लृङ् અનુબંધ લોપ, ऌ ની જગાએ तिप्, पू નો લોપ ધાતુને आट् નો આગમ, इ લોપ, વૃદ્ધિ ''स्यतासी'' સૂત્રથી स्य પ્રત્યય ''इतश्च'' સૂત્રથી तिना ઇકારનો લોપ द नो त थई-आत्स्यत् तस् માં ઉપર મુજબ પ્રક્રિયા કરી, तस् नो ताम् થઈ आत्स्यताम्, झि માં ઉપર મુજબ પ્રક્રિયા કરી, इ ને त् નો લોપકરી आत्स्यन्, सिप् માં आट्, વૃદ્ધિ स्य, इनो લોપ, स्ना રુત્વવિસર્ગ થઈ आत्स्यः । थस् मा ઉપર પ્રમાણે કરી, थस् नो तम् थई आत्स्यतम्, थ नो त आत्स्यत मिप्, वस्, मस्, માં ઉપર પ્રમાણે કાર્ય કરી मिप् नो अम्, પર રૂપ એકાદેશ થઈ- आत्स्यम्, वस्, मस् ना અન્તે स् नो લોપ, स्य ના અકારનો દીર્ઘ થઈ-आत्स्याव, आत्स्याम । અર્થ તે ખાશે વગેરે.

(२) अस् ધાતુ હોવું અર્થમા છે

(३७३) श्नसोरल्लोपः । ६ । ४ । १११ । श्नस्यास्तेश्चातो लोप सार्वधातुके क्ङिति । स्तः । सन्ति । असि । स्थः । स्थ । अस्मि । स्वः । स्मः । (३७४) अस्तेर्भूः २ । ४ । ५२ आर्धधातुके । बभूव । भविता । भविष्यति । अस्तु, स्यात् स्ताम् सन्तु । (३७५) ध्वसोरेद्धावभ्यासलोपश्च ६ । ४ । ११९ ।

---

(૩૭૩) અર્થ—શ્ના પ્રત્યયના આકારનો અને અસ્ ધાતુના અ-નો લોપ સાર્વધાતુક કિત્ ङित् પ્રયય પર રહેતા.

(૩૭૪) અર્થ—અસ્ ધાતુના સ્થાનમા ભૂ આદેશ થાય, આર્ધધાતુક પરમાં હોય તો.

(૩૭૫)અર્થ—ઘુસંજ્ઞક ધાતુ, અને અસ્ ધાતુને એકાર થાય હિ પરમા હોય તો. અને અભ્યાસનો લોપ થાય.

एत्व० एत्व કરનારુ સૂત્ર (असिद्धवदत्राभात्) સૂત્રથી અસિદ્ધ થતુ હોવાથી हि નો धि, श्नसो० સૂત્રથી અ નો લોપ तातङ् થાય ત્યારે एत्व થતુ નથી तातङ् કરનારુ સૂત્ર પર હોવાથી एत्वनो બાધ કરે છે

વ્યા૦—अस्+लट्, तिप्, शप्, शपनो લોપ-अस्ति, अस्+तस् માં "सार्वधातु०" સૂત્રથી तस् અપિત્ હોવાથી ङित्वद्भाव "श्नसोर०" अस्‌ના अ નો લોપ तस् ના स ના રુત્વવિસર્ગ થઈ-स्तः, अस्+झि, તેનો अन्ति, ઉપર પ્રમાણે ङित्वद्भाव, अलोप-सन्ति । अस्+सिप्, प् નો લોપ, शप्, તેનો લોપ "तासस्त्यो०" સૂત્રથી अस्‌ના स् નો લોપ असि, थस्, ने थ માં अ નો લોપ स् ના રુત્વવિસર્ગ-स्थः, स्थ । अस्+मिप् पनो લોપ अस्मि, अस्+वस् मस् માં अ લોપ, બન્ને स्‌ના રુત્વવિસર્ગ स्वः स्मः । અર્થ-તે છે, વગેરે

घोरस्तेश्च पत्वं स्यात् हौ परे अभ्यासलोपश्च । पत्वस्या सिद्धत्वाद्धेर्धिः । श्नसोरित्यल्लोपः । तातङ्पक्षे पत्वं न, परेण तातङा बाधात् एधि, स्तात् । स्तम् । स्त ।

---

(२) अस्+लिट्, तेना स्थानमां तिप् "लिट् च" सूत्रथी तिप् वगेरे नव प्रत्ययोनी आर्धधातुक संज्ञा "अस्तेर्भूः" सूत्रथी अस नो भू आदेश "परस्मैप०" सूत्रथी ति नो णल् आदेश. अनुबंध लोप भू ने वुकनो आगम, द्वित्व, अभ्यास संज्ञा, हलादिशेष, ह्रस्व, उ नो अ थई बभूव, बभूवतुः, बभूवुः वगेरे रूपो भू धातुनी माफक सिद्ध करी लेवा. अर्थ-ते हतो वगेरे.

नोट—लिट्, लुट्, लृट्, आशीर्लिङ्, लुङ्, लृङ्, आ छ लकारो आर्धधातुक छे. तेमां तिप् वगेरे प्रत्ययो लावी, अस् नो भू आदेश करी, भविता, भविष्यति, भूयात्, अभूत्, अभविष्यत् वगेरे त्रणेय पुरुषनां रूपो भू धातुनी माफक सिद्ध करी लेवां. लट्, लोट्, लङ्, विधिलिङ् आ लकारो सार्वधातुक छे. तेमां शप् थाय. अने अदादिमां शप् नो लोप करी. प्रायः भू धातुनां सूत्रो लागे छे. वधारानां सूत्रो लखीने साधनिका प्रक्रिया याद राखवी खूब ज जरूरी छे. अस्+लोट्. तिप्, शप्, तेनो लोप. ति ना इ नो "एरुः" सूत्रथी उ करी अस्तु, तु नो तातङ् थाय त्यारे अस् ना अ नो लोप करी-स्तात्, तस् नो ताम् करी, अ नो लोप स्ताम्, झिनो अन्ति अनो लोप, इ नो उ थई —सन्तु, अस्+सिप्, प् नो लोप सि नो हि, हि अपित् होवाथी "श्नसोर०" सूत्रथी अ नो लोप-स्+हि मां "हुझल्भ्यो० सूत्रथी हि नो धि "घ्वसोरेद्धा०" सूत्रथी स नो ए-एधि । हि नो तातङ् थाय त्यारे एकार थाय नहि-तातङ् करनारुं सूत्र पर होवाथी एत्वनो बाध करे छे. स्तात्, थस् नो तम्, थ नो त थई, अस् ना अ नो लोप थई-स्तम्, स्त ।

असानि । असाव । असाम । लङि–"आ+अस्+त्", इत्यत्र "अस्तिसिचोऽपृक्ते" इति ईट्, आसीत् आस्ताम् आसन् । आसीः, आस्तम् आस्त । आसम् आस्व, आस्म । स्यात्

---

શંકા—એમ અહીંયાં स्+हि માં પ્રથમ स् નો एકાર થશે તો हि નો धि થશે નહિ. झल થી પર હોય તો हि નો धि થાય છે જવાબ एકાર કરનારું સૂત્ર અસિદ્ધ હોવાથી स् झल મા આવે છે. માટે મૂળ માં एत्वस्या० એમ લખ્યું છે. તેમજ तातङ् થાય ત્યારે एत्व થશે નહિ. "परनित्यान्तरङ्गापवादानामुत्तरोत्तरं बलीयः" પરિભાષા લાગે તેથી तातङ् પર છે. अस्+मिप्, प् નો લોપ, मि નો नि, आट् આગમ ट् નો લોપ–असानि, वस्, मस्, मा आट् ट नो લોપ, અને स् નો લોપ असाव, असाम તે હો, તે થાવ વગેરે અર્થ–अस्+लङ्, तिप् ; અનુબંધ લોપ, शप्, તેનો લોપ "आडजादी०" સૂત્રથી ધાતુને आट् નો આગમ, ट् નો લોપ "आटश्च"થી વૃદ્ધિ. "इतश्च" સૂત્રથી ति ના ઇકારનો લોપ, અપૃક્ત સંજ્ઞા "अस्तिसिचो०" સૂત્રથી त् ને ईट् નો આગમ, ट नो લોપ आसीत्, तस् માં आट् अस् ના अ નું લોપ तस् નો ताम्=आस्ताम्, झि માં अन्ति, आट्. अ નો લોપ इ નો લોપ, त नो સંયોગાન્તલોપ–आसन्, सिप्-માં અનુબંધ લોપ आट्, वृद्धिः सि ના इ નો લોપ, स् ને ईट् નો આગમ, ट લોપ, स् ના રુત્વવિસર્ગ–आसीः, थस् માં अस् ના अ નો લોપ, आट्. थस् નો तम्–आस्तम्, थ માં ઉપર મુજબ કાર્ય કરી, थ નો त–आस्त मिप् નો अम् કરી ઉપર મુજબ–आसम् वस्, मस् માં બન્ને स् નો લો ઉપર મુજબ કાર્ય–आस्व, आस्म, અર્થ–તે હતો વગેરે.

નોટ—शप्नो દરેક પ્રત્યયો પર રહેતાં લોપ કરવો. अस्+विधिलिङ्, અનુબંધ લોપ, तिप् शप्, તેનો લોપ ति ના ઇકારનો લોપ यासुट् નો આગમ, અનુબંધ લોપ, यासुट् ङित् હોવાથી "श्नसोर०" સૂત્રથી अस् ના अ નો લોપ. यास् ના स् ના लिङ· सलोपो०

स्याताम् स्युः । स्या , स्यातम् , स्यात । स्याम्, स्याव, स्याम । भूयात् । अभूत् । अभविष्यत् । शीङ् स्वप्ने । २ ।
(३७६) शीङः सार्वधातुके गुणः ७ । ४ । २१ क्ङिति चेत्य-

(૩૭૬) અર્થ—શીઙ્ નો સાર્વધાતુક પ્રત્યયો પર રહેતાં ગુણ થાય આ સૂત્ર ક્ङિતિ ચ" સૂત્રનો બાધ કરે છે

સૂત્રથી લોપ-स्यात् तस् મા ઉપર મુજબ કાર્ય કરી, तस् નો નો ताम्-स्याताम्, झि મા મુજબ કાર્ય કરી झि નો जुस्, अ લોપ, પરરૂપ એકાદેશ, स् ના રુત્વ, વિસર્ગ થઈ स्युः । सिप् મા ઉપર મુજબ કાર્ય કરી, इ નો લોપ स् ના રુત્વવિસર્ગ स्या । थस् માં ઉપર મુજબ કરી थस् નો तम् स्यातम् थ, માં थ નો त स्यात् । मिप् નો अम् કરી, પૂર્વરૂપ થઈ-स्याम्, वस् मस् માં બન્ને स् નો લોપ-स्याव, स्याम, રૂપો બને છે અર્થ-તે થાય, વગેરે

નોટ—यासुट् ङित् હોવાથી દરેક પ્રત્યેક પર રહેતા ધાતુના અકારનો લોપ કરવો.

આશીર્લિઙ્માં अस् ધાતુના રૂપો भू ધાતુના भूयात्० પ્રમાણે લુઙ્ લકારમાં अस् ધાતુનાં રૂપો भू ધાતુના अभूत्० પ્રમાણે અને लृङ् લકારમાં अस् ધાતુનાં રૂપો भू ધાતુના अभविष्यत् વગેરે રૂપો પ્રમાણે સિદ્ધ કરવા

સૂચના—शीङ् ધાતુમાં ङकारની ઇત્સંજ્ઞા થાય "अनुदात्त०" સૂત્રથી દરેક લકારોના સ્થાને આત્મનેપદના પ્રત્યયો કરવા, અને માધ્યમિકા એદ્ ધાતુની માફક થાય છે તે ખાસ ધ્યાન રાખવું. દરેક લકારોમાં ट, ण, અને म ની ઇત્સંજ્ઞા, લોપ, કરવો, તેથી જ્યાં ઇત્સંજ્ઞાને લોપ થાય છે, ત્યાં અનુબંધ લોપ એમ લખેલું છે.

स्यापवादः । शेते । शयाते । (३७७) शीङो रुट् ७ । १ । ६ । शीङः परस्य झादेशस्यातो रुडागम स्यात् । शेरते । शेषे । शयाथे । शेध्वे । शये । शेवहे । शेमहे । (३७८) असंयोगात् लिट् कित् १ । २ । ५ । असंयोगात् परोऽपित् लिट् कित् स्यात् । शिश्ये । शिश्याते, शिश्यिरे । शिश्यिषे

---

(૩૭૭) અર્થ—શીઙ્ ધાતુથી પર ઝના સ્થાનમાં થયેલા અત આદેશને રુટનો આગમ થાય.

(૩૭૮) અર્થ—અસંયોગથી પર અપિત્–પકારની ઇત્સંજ્ઞા ન થઈ હોય તેવા લિટ્‌ને કિત્ માનવો.

નોટ—તિપ્ સિપ્ મિપ્ સિવાયના ૬ પ્રત્યયો પરસ્મૈપદના, અને લિટ્‌ના આત્મનેપદના પ્રત્યયોને આ સૂત્રથી કિત્ જાણવા, જેથી ગુણ, વૃદ્ધિ તે પ્રત્યયો પર રહેતાં થાય નહિ.

વ્યા૦—શીઙ્, ઙ્ ની ઇત્સંજ્ઞા, લોપ, લટ્. અનુબન્ધલોપ, લના સ્થાનમાં આત્મનેપદના त आताम् વગેરે પ્રત્યયો, તેમની સાર્વધાતુક સંજ્ઞા, શપ્, તેમનો લોપ, શીનો ગુણ થતા આવ્યો, "ક્ઙિતિ ચ" સૂત્રથી, ગુણનો નિષેધ "સાર્વધાતુક૦" સૂત્રથી त વગેરે બધા પ્રત્યયોને ઙિદ્વદ્ભાવ થયેલો છે તેથી ગુણનો નિષેધ થયો. પરંતુ નિષેધનો પણ નિષેધ કરનારું સૂત્ર "શીઙઃ સાર્વ૦" સૂત્ર છે. તેથી શીનો ગુણ, શે, થયા બાદ "ટિત આત્મને૦" સૂત્રથી तના अनो ए थई=शेते शी+आताम् ઉપર પ્રમાણે પ્રક્રિયા કરી, શીનો ગુણ, એનો અય્, टि भाम्‌नो ए शयाते, झनो अत, ગુણ, પછી "શીઙો રુટ્૦" સૂત્રથી અતને રુટનો આગમ, અનુબન્ધલોપ, ટિનો ए=शेरते । थासनो से, શીનો ગુણ, स નો ष=शेषे, आथाम्, માં आताम्‌ની માફક પ્રક્રિયા કરી, शयाथे, ध्वम्‌મા ગુણ, ટિનો ए=शेध्वे । इट्‌માં इनो ए, શીનો ગુણ, અય્ આદેશ=शये वहि, महि,માં ગુણ, બન્ને इनो ए शेवहे, शेमहे । અર્થ—તે સૂએ છે. વગેરે

शिश्याथे, शिश्यिध्वे, शिश्ये । शिश्यिवहे, शिश्यिमहे । शयिता । शयिष्यते । शेताम् शयाताम् शेरताम् । शेष्व, शयाथाम् शेध्वम् । शयै, शयावहै, शयामहै । अशेत, अशयाताम् अशेरत । अशेथाः अशयाथाम् अशेध्वम् । अशयि; अशेवहि, अशेमहि । शयीत, शयीयाताम् शयीरन् । शयीथाः शयीयाथाम् शयीध्वम् । शयीय, शयीवहि, शयीमहि । शयि-

[1] "असंयोगात्०" સૂત્રથી तन कित् તેથી ગુણ ન થયો. शीङ्+लिट्, અનુબન્ધલોપ, त, આર્ધધાતુક સંજ્ઞા "लिटिधातो०" સૂત્રથી शीङ् દ્વિત્વ, અભ્યાસ સંજ્ઞા, तनो 'लिटस्तझ०" સૂત્રથી एश्, शनो લોપ, "एरनेकाचो०" સૂત્રથી બીજા शीनो यण्, पछी બનતાં शिश्ये, आताम् મા ઉપર મુજબ બધું કાર્ય કરી, आम्नो ए करी=शिश्याते अनो इरेच् करी च्नो લોપ બાકી ઉપર મુજબ— शिश्यिरे. थासनो से, तेने इट्नो આગમ, બાદ यण्, स् नो ष्=शिश्यिषे, आथाम्, ध्वम्, इट्, वहि, महि, પ્રત્યયોમાં ઉપર મુજબ પ્રક્રિયા કરી, टिनो ए करी, वहि, महिमां इट्नो આગમ કરી મૂળમાં આપેલાં રૂપો સિદ્ધ કરવાં. અર્થ—તે સૂતો હતો. વગેરે शीङ्+लुट्, त, तास्, આર્ધધાતુક સંજ્ઞા, इट्नो આગમ, ગુણ, त, आताम्, झना સ્થાનમાં અનુક્રમે, डा, रौ, रसः આદેશ કરી, डा, डित् હોવાથી आस्नो લોપ शयिता, तास्ना स्नो લોપ કરી शयितारौ शयितारः વગેરે રૂપો एधिता વગેરેની માફક સિદ્ધ કરવાં.

[2] शी+लृट्, त, स्य, આર્ધધાતુકસંજ્ઞા, इट्नो આગમ, ગુણ, अय् આદેશ, स्नो ष थई=शयिष्यते—વગેરે રૂપો एधू ધાતુ પ્રમાણે કરવાં.

शीङ्+लोट्, त, शप्, અનુબન્ધ લોપ, शीनो ગુણ शे, तना टिनो ए "आमेतः" સૂત્રથી एनो आम्=शेताम्, आताम्, मां शप् तेनो લોપ, ગુણ, अय् આદેશ आम्=टिनो ए, तेनो ઉપર મુજબ आम्=शयाताम्, झनो अत, આદેશ. 'आत्मनेपदे०" સૂત્રથી કરી તેને "शीङोरुट्" સૂત્રથી रुट्नो આગમ, અનુબન્ધલોપ, टिनो एनो आम् थई=.

पीष्ट, शयिषीयास्ताम् शयिषीरन् । शयिषीष्ठाः, शयिषीया-स्थाम् शयिषीध्वम् । शयिषीय, शयिषीवहि, शयिषीमहि ।
अशयिष्ट, अशयिषाताम् अशयिषत । अशयिष्ठाः, अशयिषा-

---

शेरताम्.शी+ थास्, थासने से, शप्, तेनो लोप, गुण. "सवा-भ्याम्॰" सूत्रथी एनो व, स्नो ष् "शेष्व, शयाथाम्" आताम् प्रमाणे. शेध्वम्मा गुण शप्नो लोप, ए, तेनो 'सवाभ्यां॰' सूत्रथी अय् करवो. । शये मा इट, शीनो गुण, शप्, तेनो लोप, इनो ए "एत ऐ" थी एनो ऐ. तेने आट्नो आगम, वृद्धि, शेना एनो अय् थाय छे शयावहै. शयामहै वगेरे एम् लोट् प्रमाणे रूपो करवां.

शी+लङ्, तेनो त्, शप्, तेनो लोप धातुने अट्नो आगम, शीनो थई=अशेत, आताम्मां उपर प्रमाणे प्रक्रिया करी शेना एनो अय्=अशयाताम्, झमां उपर मुजब करी झनो अत, तेने रुट्नो आगम=, अशेरत. थास्मां उपर प्रमाणे करी. थास् ना सना रुत्व, विसर्ग थई=अशेथाः अशयाथाम्मां आताम्, मुजब, ध्वम्मां गुण, अट्नो आगम-अशेध्वम्, इटमां अट्नो आगम, गुण, अय् आदेश थई अशयि, वहि, महिमां, अट, गुण-अशेवहि, अशेमहि । ते सतो हतो वगेरे

शी+विधिलिङ् तेनो त, शप्, तेनो लोप, 'लिङ सीयुट्' सूत्रथी दरेक प्रत्ययोमां सीयुट्नो आगम, अनुबंधलोप, शीनो गुण, सीयुट्ना सना "लिङ सलोपो॰" सूत्रथी लोप, शे+ईय्+तमां एनो अय्-यनो लोप थई=शयीत. शी+आताम्मां शप्, तेनो लोप, गुण, सीयुट्, सनो लोप, एनो अय् आदेश, यूनो लोप,=शयीयाताम्, झमां शयीय् उपर मुजब बनावी, झनो रन्, यूनो लोप शयीरन्, थास् मां उपर मुजब बनावी, सनो रुत्व, विसर्ग, शयीथाः आताम्मां आताम्नी माफक कार्य, शयीय+ध्वम् मां य् नो लोप=शयीध्वम्,

थाम् अशयिढ्वम् । अशयिषि, अशयिष्वहि, अशयिष्महि । अशयिष्यत, अशयिष्येताम् अशयिष्यन्त । अशयिष्यथाः, अशयिष्येथाम् अशयिष्यध्वम् । अशयिष्ये, अशयिष्यावहि, अशयिष्यामहि । इति अदादयः ।

---

शायीय्+वह् मां "इटोऽत्" सूत्रथी इनो अ थई शयीय, वहि, महिमां मुजब, यूनो लोप=शयीवहि, शयीमहि । ते सर्व जाणवा, वगेरे

शी+आशीर्लिङ्, तेना स्थानमां त, वगेरे नव प्रत्ययो तेमनी आर्धधातुक संज्ञा, दरेक प्रत्ययोने सीयुट्नो आगम, तेमां त, थ ने सुटनो आगम, अन्त्यमां अनुबन्धलोप, शीप् ने इटनो आगम ट लोप "आदेशप्रत्य०" सूत्रथी बन्ने सनु षत्व, शी नो गुण, अयादेश–सीयूना यूनो लोप. तनु ष्टुत्व ट करी=शयिषीष्ट वगेरे मूळमां आपेला रूपो एधूना आशीर्लिंग प्रमाणे करवा.

शी+लुङ् तेनो त, आताम् वगेरे नव प्रत्ययोमां धातुने "लुङ्-लङ्" सूत्रथी अट्नो आगम, धातुथी च्लि प्रत्यय, तेनो सिच् आदेश, अनुबन्धलोप, सार्वधातुक संज्ञा, सिच्ने इटनो आगम, शीनो गुण, अय् आदेश, सनो ष् ष्टुत्वथी तनो ट थई=अशयिष्ट, वगेरे मूळमां लखेला रूपो, एध् धातुना लुङ् लकार मुजब करवा. शीना इनो गुण अने अय् आदेश थाय छे. एधूमा तेम थतुं नथी.

शी+लृङ्, तेमां त. आताम् वगेरे नव प्रत्ययो, धातुने उपर मुजब अट्नो आगम, "स्यतासी०" सूत्रथी दरेक प्रत्ययमां स्य प्रत्यय, "तेनी आर्धधातुक संज्ञा, आर्धधातुक०" सूत्रथी स्यने इट्नो आगम शीनो गुण, एनो अय्, सनो ष थई. अशयिष्यत । आताम्मानो इय्, यूनो लोप, वहि, महिमां अनो आ दीर्घ थई. मूळमां लखेलां रूपो बनाववा, एधूना लङ् प्रमाणे सूत्रो लागे छे.

એ પ્રમાણે (૨) અદાદિ ગુણ પૂરો થયો.

## ३ अथ जुहोत्यादयः

हु दानादनयोः ॥-१-॥ (३७९) जुहोत्यादिभ्यः श्लुः २ । ४ । ७५ । शपः श्लुः स्यात् । (३८०) श्लौ ६ । १ । १० । धातोर्द्वे स्तः । जुहोति । जुहुतः । (३८१) अदभ्यस्तात् ७ । १ । ४ । झस्यात्स्यात् । (३८२) हुश्नुवोः सार्वधातुके ६ । ४ । ८७ । हुश्नुवोरनेकाचोऽसंयोगपूर्वस्य यण् स्यादचि सार्वधातुके । जुह्वति । जुहोषि, जुहुथः जुहुथ । जुहोमि, जुहुवः जुहुमः । (३८३) भीह्रीभृहुवां श्लुवच्च ३ ।

---

(૩) હવે જુહોત્યાદિ ગણ શરૂ થયો.

(૩૭૯) અર્થ—જુહોત્યાદિ ગણમાં પઠિત ધાતુઓથી થયેલા શપ્નો શ્લુ આદેશ થાય છે.

(૩૮૦) અર્થ—ધાતુનું દ્વિત્વ થાય શ્લુ પર રહેતાં.

(૩૮૧) અર્થ—અભ્યસ્તસંજ્ઞાથી પર આવેલા ઝનો અત્ આદેશ થાય.

(૩૮૨) અર્થ—હુ ધાતુ અને શ્નુ પ્રત્યય જેના અન્તમાં છે તેવા તથા સંયોગ પૂર્વમાં નથી તેવા અનેક અચ્‌વાળા ધાતુના ઉકારનો યણ્ થાય. અચ્ પ્રત્યાહારનો અક્ષર આદિ છે તેવા સાર્વધાતુક પર રહેતા.

(૩૮૩) અર્થ—ભી, હ્રી, ભૃ અને હુ એ ધાતુથી વિકલ્પે આમ્ થાય, અને આમ્ પર રહેતાં શ્લુની માફક દ્વિત્વ વગેરે કાર્ય થાય.

હુ=ધાતુ દાન=શાસ્ત્ર પ્રમાણે અગ્નિમાં ઘી વગેરે હોમવું. અને આદાન=ગ્રહણ કરવું, એ બન્ને અર્થમાં વપરાય છે.

નોટ—જુહોત્યાદિ ગણમાં શપ્નો શ્લુ થાય છે. લુક્, શ્લુ, લુપ્ આ સંજ્ઞા છે. તેમનો અર્થ લોપ થાય છે. લટ્, લોટ્, લિઙ્, વિધિલિઙ્ આ ચાર લકારો સાર્વધાતુક છે. તેથી તેમાં શપનો શ્લુ

१ । ३९ । पभ्यो लिटि आम् षा स्यादामि दलाविव कार्यं च । जुहवाञ्चकार, जुहाव । जुहुवतुः जुहुवुः । जुहविथ, जुहोथ

થાય છે. તેથી ધાતુનું દ્વિત્વ (ધાતુ બેવડાય) છે. દરેક લકારોમાં द, ह्, अ, ની ઇત્સંજ્ઞા અને લોપ થાય છે ને લની જગાએ જ પરસ્મૈપદ તથા આત્મનેપદના પ્રત્યયો થાય છે

વ્યા૦—हु+लट्, તેનો तिप्, સાર્વધાતુક સંજ્ઞા, शप्, તેનો 'जुहोत्या०" સૂત્રથી શ્લુ આદેશ, "श्लौ" સૂત્રથી ધાતુનું દ્વિત્વ=हु, हु+ति, "पूर्वोऽभ्यासः" સૂત્રથી પૂર્વની અભ્યાસ સંજ્ઞા, "कुहोश्चुः" हुनो झ् "अभ्यासे चर्च" સૂત્રથી झुनो जु "सार्वधातुकार्ध०" સૂત્રથી हु નો ગુણ हो=जुहोति, तसमां દ્વિત્વ, અભ્યાસ સંજ્ઞા, કુત્વ, ચત્વ થયા બાદ, 'सार्वधातुकमपित्" સૂત્રથી तसनो ङिद्वद्भाव, ઉપર પ્રમાણે ગુણ થવા આવ્યો "क्ङिति च" સૂત્રથી ગુણનો નિષેધ, स ના રુત્વ-વિસર્ગ जुहुतः, झमां ઉપર પ્રમાણે પ્રક્રિયા કરી "उभे अभ्यस्तम्" સૂત્રથી અભ્યસ્તસંજ્ઞા "अदभ्यस्तात्" સૂત્રથી झनो अत् "हुश्नुवो" સૂત્રથી उनो यण्=व् થઈ 'जुह्वति'

નોટ-અહીં 'इकोयण्०" સૂત્રથી यण् થવો જોઈએ, પરન્તુ "अचिश्नु०" સૂત્રથી તેનો બાધ કરીને उनो उवङ् થવા આવે છે. "हुश्नुवो०" સૂત્ર उवङ्‌નો બાધ કરવા માટે બનાવેલ છે

सिप्, માં ઉપર પ્રમાણે, शप्, श्लु દ્વિત્વ, અભ્યાસ સંજ્ઞા, તેનું કાર્ય, उनो ગુણ, सनो षू=जुहोषि, थस्, थ માં ઉપર મુજબ થયા બાદ सनो રુત્વ, વિસર્ગ—जुहुथः, जुहुथ, मिप्‌માં ગુણ=जुहोमि, वस्, मस्, માં બન્ને सना રુત્વ, વિસર્ગ થઈ जुहुव, जुहुमः । અર્થ—તે હોમે છે, વગેરે

हु+लिट् "भीह्रीभृ०" સૂત્રથી आम्, અને आम् રહેતાં દ્વિત્વ=हु, हु, आम्, हु-પૂર્વની અભ્યાસ સંજ્ઞા, અભ્યાસનું કાર્ય ઉપર પ્રમાણે हुनो जुहु+आम् आम्‌ની આર્ધધાતુક સંજ્ઞા, उनो ગુણ, ओ, તેનો अव्, जुहवाम्+लिट्‌ના 'आमः" સૂત્રથી लिट्‌નો લોપ, "कृञ्चानु"

जुहुवथुः जुहुव । जुहाव, जुहव, जुहुविव, जुहुविम । होता । होष्यति । जुहोतु जुहुतात् जुहुताम् जुह्वतु । जुहुधि, जुहु-

---

સૂત્રથી લિટ્ પર કૃનો પ્રયોગ, લિટ્નો તિપ્ તસ્, વગેરે તેમનો ણલ્, અતુસ્, વગેરે આદેશ કરી, અનુબંધલોપ, કૃનું દ્વિત્વ, અભ્યાસ સંજ્ઞા, અભ્યાસનું કાર્ય, "ઉરત્" સૂત્રથી ઉનો અ, રપર કરી, રનો લોપ કનો "કુહોશ્ચુઃ" સૂત્રથી ચ, મનો અનુસ્વાર, પરસવર્ણ, "અચો-ઞ્ણિતિ" સૂત્રથી કૃની વૃદ્ધિ આર્-વર્ણ મળતાં **जुहवाञ्चकार.**

તસ્, झि, વગેરેમાં અતુસ્, તસ્, થલ્, અથુસ્, અ, ણલ્, વ, મ, આદેશ પર રહેતા ઉપર મુજબ પ્રક્રિયા કરી, અતુસ્ વગેરે સ્વરાદિ પ્રત્યયો પર રહેતાં કૃનો યણ્ ર્, થલ્, પર રહેતાં કૃનો ગુણ, અર્, ણલ્માં વિકલ્પે વૃદ્ધિ આર્, વૃદ્ધિ ન થાય ત્યારે ગુણ સનો રુત્વ વિસર્ગ કરી, **जुहवाञ्चक्रतुः जुहवाञ्चक्रुः** વગેરે રૂપો એધા-ઞ્ચકાર વગેરેની માફક કરવાં, ભૂના અનુપ્રયોગમાં **जुहवाम्बभूव**, **जुहवाम्बभूवतुः** વગેરે રૂપો૦ અસ્ના અનુપ્રયોગમાં **जुहवामास**, **जुहवामासतुः** વગેરે રૂપો એધના લિટ્ ઘ.ક.૨ પ્રમાણે સિદ્ધ કરવાં, જ્યારે આમ્ ન થાય ત્યારે હુ+લિટ્, ના સ્થાનમાં તિપ્, તસ્, વગેરે નવ પ્રત્યયો, તેમના સ્થાનમાં "પરસ્મૈપદા૦" સૂત્રથી ણલ્, અતુસ્, ઉસ્ વગેરે નવ આદેશો, "લિટિધાતો૦" સૂત્રથી દ્વિત્વ, અભ્યાસસંજ્ઞા, અભ્યાસનું કાર્ય, દ્વિત્વવગેરેકરી=જુહુ+અમાં "લિટ્ ચ" સૂત્રથી દરેક પ્રત્યયો-ની આર્ધધાતુક સંજ્ઞા, "અચોઞ્ણિતિ" સૂત્રથી ઉની વૃદ્ધિ-ઔ, ઔનો આવ્ આદેશ–जुहाव, તિપ્, સિપ્, મિપ્, સિવાયના ૬ પ્રત્યયો "અસં-યોગાત્૦" સૂત્રથી કિત્ કરવા, તેથી તે પ્રત્યય પર રહેતાં ગુણવૃદ્ધિ થતાં નથી. તેથી "અચિશ્નુ૦" સૂત્રથી અજાદિ પ્રત્યય પર રહેતાં ઉવઙ્,

तात् जुहुतम् जुहुत । जुहवानि जुहवाव जुहवाम । अजुहोत्

કરી, સ્ના રુત્વવિસર્ગ જુહુવતુઃ, જુહુવુઃ. થલને વિકલ્પે इट्નો આગમ ભારદ્વાજના મત પ્રમાણે કરી, उनो ગુણ, अव् આદેશ થઈ जुहविथ, इट् ન થાય ત્યારે (जुहोथ) जुहुवथुः जुहुव, અન્નેમાં उवङ्, व, म, ને इट्નો આગમ, પછી, उवङ् થઈ जुहुविव, जुहुविम । તે હોમ કરતો હતો વગેરે અર્થ થાય છે.

हु+लुट्, तिप्, અનુબંધ લોપ, "स्यतासी०" સૂત્રથી तास् પ્રત્યય, "आर्ध०" સૂત્રથી આર્ધધાતુક સંજ્ઞા, "सार्वधातु०" સૂત્રથી हु નો ગુણ, "लुटः प्रथम०" સૂત્રથી तिનો डा અનુબંધ લોપ डित्वात् टि-आम्‌નો લોપ-होता, तस्, झिनो रौ, रस्, કરી, तास्‌ના स्‌નો લોપ-होतारौ, स्‌ना रुत्व, વિસર્ગ,-होतारः વગેરે રૂપો મૂના लुट् પ્રમાણે કરવા. हुने इट्‌નો આગમ થતો નથી તે હોમશે, વગેરે અર્થ જાણવો.

हु+लृट्, तिप्, "स्यतासी०" સૂત્રથી स्य, તેની ઉપર મુજબ આર્ધધાતુક સંજ્ઞા, ગુણ, स्यના स्‌નો ष् होष्यति, तस्‌ના स्‌નો રુત્વ-વિસર્ગ होष्यतः, झिनो अन्ति પર રૂપ થઈ=होष्यन्ति, વગેરે રૂપો મૂના लृट् મુજબ પણ અહીં इट् થતો નથી. અર્થ—તે હોમશે, વગેરે

हु+लोट्, शप्, તેનો श्लु, "श्लौ"થી हुનું દ્વિત્વ, અભ્યાસ સંજ્ઞા (लट्‌ની માફક) कुत्व हुनो ગુણ-इनो "एरु"થી उ થઈ जुहोतु, तुनो વિકલ્પે तातङ्-जुहुतात्, तस्‌नो ताम्, जुहुताम्, झिनो अत થઇ, "हुश्नुवो०"સૂત્રથી यण्, इनो उ થઇ जुह्वतु जु+सिमां सि नो हि, "हुझल्भ्यो०" સૂત્રથી हिनो धि-जुहुधि, हिनो વિકલ્પે तातङ्-जुहुतात्, थस्‌ने प, नो तम्, ने त, थई जुहुतम् जुहुत. जुहु+मिप् नो नि, आट्,नो આગમ हुनो ગુણ, ओनो अव् जुहवानि, वस्, मस्, मां स्‌नो લોપ-जुहवाव, जुहवाम । અર્થ તે હોમશે વગેરે.

अजुहुताम् । झेर्जुस् । (३८४) जुसि च ७ । ३ । ८६ । इग-न्ताङ्गस्य गुणोऽजादौ जुसि । अजुहवुः । अजुहोः, अजुहुतम् अजुहुत । अजुहवम् अजुहुव अजुहुम । जुहुयात् जुहुयाताम् जुहुयुः । जुहुयाः जुहुयातम् जुहुयात । जुहुयाम् जुहुयाव जुहु-याम (३८५) अकृत्सार्वधातुकयोर्दीर्घः ७ । ४ । २५ । अज-न्ताङ्गस्य दीर्घो यादौ प्रत्यये न तु कृत-सार्वधातुकयोः ।

---

(३८४) અર્થ—इक् પ્રત્યાહારનો અક્ષર અન્તે છે તેવા અંગનો ગુણ, अच् આદિ जुस् પરમાં હોય તો

((૩૮૫) અર્થ—અજંત અંગને દીર્ઘ થાય યકારાદિ પ્રત્યય પરમાં હોય તો, પરન્તુ યકાદિ પ્રત્યય કૃદતનો તથા સાર્વધાતુકનો હોય તો દીર્ઘ થાય નહિ

हु+लङ्, तिप्, शप्, लङ्‌ની માફક દ્વિત્વાદિ अट्, ગુણ, तिના ઇકારનો લોપ-अजुहोत् ઉપર મુજબ કરી तस्‌નો ताम्-अजुहुताम्, अजुहु+झि "सिजभ्यस्त०" સૂત્રથી झिનો जुस्, અનુબંધ લોપ "जुसि च" સૂત્રથી हुનો ગુણ, ओનો अव्, स्‌ના રુત્વ, વિસર્ગ-अजुहवुः, अजुहो+सिप्‌માં ઉપર મુજબ इનો લોપ, स्‌ના રુત્વ વિસર્ગ, अजुहोः, थस्‌નો थ तम्, नो त थई अजुहुतम्, अजुहुत । अजुहो+मिप्, वस्, मस्,મા मिप्‌નો अम्. ओनो अव्-अजुहवम्. અને स्‌નો લોપ, अजुहुव, अजुहुम । તે હોમતો હતો, વગેરે

हु+विधिलिङ्, तिप्, शप्, श्लु लिट् મુજબ કાર્ય-जुहु+ति ને यासुट्‌નો આગમ, અનુબંધ લોપ, તે ङित् હોવાથી ગુણ થાય નહિ, इનો લોપ, सुનો "स्कोः संयो०" સૂત્રથી લોપ-जुहुयात् ઉપર મુજબ પ્રક્રિયા કરી, तस्‌નો ताम्-जुहुयाताम्, झिनो जुस्, અનુબંધલોપ, स्‌નો લોપ, પરરૂપ,, स्‌ના રુત્વ, વિસર્ગ जुहुयुः, जुहुयास्+सिप्‌માં इનો લોપ, स्‌નો લોપ, स्‌ના રુત્વ વિસર્ગ-जुहुयाः, थस्‌નો ताम्, जुहुयाताम्, थनो त-जुहुयात, मिप्‌નો अम् પરરૂપ जुहुयाम्, वस्, मस्‌ના सुનો લોપ जुहुयाव, जुहुयाम । અર્થ તે હોમે-વગેરે

हु+आशीर्लिङ्, तिप्, તેની આર્ધધાતુક સંજ્ઞા, यासुट्‌નો આગમ.

हूयात् हूयास्ताम् । हूयासु । हूयाः, हूयास्तम् हूयास्त । हूयासम् हूयास्व हूयास्म । अह्वौषीत् अह्वौष्टाम् अह्वौषुः । अह्वौषीः अह्वौष्टम् अह्वौष्ट । अह्वौषम् अह्वौष्व अह्वौष्म । अह्वोष्यत् अह्वोष्यताम् अह्वोष्यन् । अह्वोष्यः अह्वोष्यतम् अह्वोष्यत । अह्वोष्यम् अह्वोष्याव, अह्वोष्याम । इति जुहोत्यादयः

---

અનુબંધલોપ, "अकृतसार्वधा०" સૂત્રથી हुનો દીર્ઘ, तिना इनो લોપ, સ્નો 'स्को सयो०" સૂત્રથી સ્નો લોપ– हूयात्, ઉપર મુજબ हूयास्+तस्માં तस्नो ताम्, झि,નો जुस्, અનુબંધલોપ, સ્ના રુત્વવિસર્ગ हूयासुः, हूयास्+सिप्, અનુબંધ લોપ, इनो લોપ, સ્નો લોપ, સ્ના રુત્વ, વિસર્ગ हूया. थस्, थ, માં तम्, ને त-हूयास्तम्, हूयास्त । हूयास्+मिप्, वस्, मस्માં मिप्नो अम्, અને સ્નો લોપ हूयासम्, हूयास्व, हूयास्म । અર્થ તે હોમે વગેરે

हु+लुङ्, तिप्, ધાતુને अट्નો આગમ, च्लि, તેનો सिच्, આર્ધધાતુક સંજ્ઞા, तिना इनो લોપ "सिचिवृद्धि०" સૂત્રથી हुनी વૃદ્ધિ "अस्तिसिचो०" સૂત્રથી तने ईट्नो આગમ, अह्वौषीत्, ઉપર પ્રમાણે अह्वौस्+तस्નો ताम् स्नो ष् ष्टुत्वथी तनो ट अह्वौष्टाम्, ઉપર પ્રમાણે કાર્ય કરી, झिनो 'सिजभ्यस्त०" સૂત્રથી जुस्, અનુબંધલોપ, સ્ના રુત્વ વિસર્ગ–अह्वौषुः । सिप्માં ઉપર મુજબ. સ્નો અપૃક્ત સંજ્ઞા, ईट्नो આગમ, સ્ના રુત્વ વિસર્ગ–अह्वौषीः, थस्नो तम् આદેશ સ્નો ष्, तनो ट–अह्वौष्टम्, मिप्नो अम्, अह्वौषम् वस्, मस्, મા ઉપર મુજબ કરી. અને સ્નો લોપ अह्वौष्व, अह्वौष्म । અર્થ—તેણે હોમ કર્યો–વગેરે

हु+लृङ् तिप्, ધાતુને अट्નો આગમ, स्य, ગુણ, સ્ના ष नो ष्, तिना इनो લોપ થઈ अह्वोष्यत्, तस्नो ताम्, झिनो अन्-ત. પરરૂપ, तिना इकारनो લોપ, સ્ના રુત્વ વિસર્ગ, थस्नो तम्, थनो त, मिप्नो अम्, वस्, मस्ना स्नो લોપ, व, म, પર રહેતાં स्यना अनो દીર્ઘ થઈ મૂળમાં આપેલાં રૂપો સિદ્ધ કરવાં. અર્થ—તે હોમશે–વગેરે.

આ પ્રમાણે જુહોત્યાદિ ગણ પૂરો થયો.

## ४ अथ दिवादयः

दिवु क्रीडा-विजिगीषा-व्यवहार-द्युति-स्तुति-मोद-मद-स्वप्न-कान्ति-गतिषु ॥१॥

(३८६) दिवादिभ्यः श्यन् ३ । १ । ६९ । शपोऽपवादः ।
(३८७) हलि च ८ ।२। ७७ । रेफ-वान्तस्य धातोरुपधाया

---

હવે દિવાદિ ગણ શરૂ થાય છે

(૩૮૬) અર્થ—દિવાદિ ગણપઠિત ધાતુઓથી श्यन् પ્રત્યય થાય.

(૩૮૭) અર્થ—રેફ-રકારાંત, અને વકારાન્ત ધાતુઓની ઉપધાનો જે इक्-इ, उ, ऋ लृ, તેનો દીર્ઘ થાય. હલ્ પરમાં હોય તો.

(૧) दिवु—ધાતુ क्रीडा—રમત विजिगीषा—જીતવાની ઇચ્છા, વ્યવહાર, द्युति—પ્રકાશ, स्तुति—પ્રાર્થના, मोद—હર્ષ, मद—ગર્વ, અભિમાન, स्वप्न—સુવું, कान्ति—ઇચ્છા અને गति—ગમન જવું,—એટલા અર્થમાં વપરાય છે.

સૂચના—દિવાદિ ગણમાં લટ્, લોટ્, લઙ્, વિધિલિઙ્ આ સાર્વધાતુક લકારોમાં तिप् વગેરે પ્રત્યયો પર રહેતાં शप् નો બાધ કરી श्यन् પ્રત્યય થાય છે, તેમાં श—न् ની ઇત્સંજ્ઞા થાય છે ને य કેવલ બચે છે. તેનો "अपित् सा०" સૂત્રથી ङिद्वद्भाव કરવો જેથી ગુણ, વૃદ્ધિ થાય નહી. બાકીના છ લકારો આર્ધધાતુક છે બધા રૂપો સિદ્ધ કરવામાં भू ધાતુમાં લાગેલાં અને આત્મનેપદમાં एध ધાતુને લાગેલાં સૂત્રો જ લાગે છે. વિશેષ સૂત્રો પ્રક્રિયામાં બતાવાશે, સાર્વધાતુક લકારોમાં દીર્ઘ, અને આર્ધધાતુક લકારોમા લઘૂપધ ગુણ થાય છે.

વ્યા૦—दिव्+लट्, तिप्, સાર્વધાતુક સંજ્ઞા श्यन्, અનુબન્ધ લોપ, "अलोऽन्त्यात्०" સૂત્રથી दिव्‌ના इकारनी ઉપધા સંજ્ઞા, "हलि च" સૂત્રથી दिव्‌ના इ નો દીર્ઘ—दीव्यति, तस વગેરેમા श्यन् કરી મૂળની માફક કાર્ય કરી મૂળમા આપેલાં રૂપો સિદ્ધ કરવા. અર્થ—તે રમે છે. વગેરે.

इको दीर्घो हलि । दीव्यति । दिदेव । दिदिवतु. दिदिवुः । दिदेविथ, दिदिवथुः, दिदिव । दिदेव, दिदिविव, दिदिविम । देविता । देविष्यति । दीव्यतु ॥ अदीव्यत् । दीव्येत् ।

दिव+लिट्, तिप् આર્ધધાતુક સંજ્ઞા 'परस्मै०' સૂત્રથી णल्, અનુબંધ લોપ । દ્વિત્વ, અભ્યાસ સંજ્ઞા, હલાદિશેષ, "पुगन्तलघू०" સૂત્રથી ગુણ; दिदेव । તે રીતે सिप् અને मिप्, આ ગુણ, अतुस् વગેરેમાં કિત્વદ્ભાવ થાય છે તેથી ગુણ થતો નથી; थ, व, म, ને ઇટ્ નો આગમ કરી મૂળમાં આપેલાં રૂપો भू ના लिट् પ્રમાણે સિદ્ધ કરવા અર્થ—તે રમતો હતો વગેરે ( )

दिव्+लुट्, तिप्, शप् નો બાધ કરી "स्यतासी" સૂત્રથી तास्, તેની આર્ધધાતુક સંજ્ઞા, इट् નો આગમ, दिव्ના इનો લઘૂપધ ગુણ, तिनो डा डित् હોવાથી तास् ના आस् નો લોપ–देविता. तस् વગેરે પ્રત્યયો પર રહેતાં ઉપર મુજબ પ્રક્રિયા, तस्नो रौ, झि નો रस सिप् मा स् નો લોપ थस्, वस्, मस्, ના स् ના રુત્વવિસર્ગ થઈ देवितारौ देवितार વગેરે भू ના लुट् પ્રમાણે રૂપો સિદ્ધ કરવાં અર્થ તે રમશે–વગેરે दिव+लृट्, तिप् शप् નો બાધ કરી स्य, આર્ધધાતુક સંજ્ઞા, ઇટ્નો આગમ લઘૂપધ ગુણ, स् નો ष् देविष्यति तस् थस् वस्, मस् ના स् ના રુત્વવિસર્ગ देविष्यतः, देविष्यन्ति, અહીં झिनो अन्ति થઈ પરરૂપ કરવુ देविष्यसि देविष्यथः, देविष्यथ । मिप्, वस्, मस्, મા ઉપર મુજબ થયા બાદ स्य ના अ નો દીર્ઘ देविष्यामि देविष्यावः. देविष्यामः । અર્થ–તે રમશે વગેરે दिव्+लोट्, मिप् સાર્વધાતુક સંજ્ઞા श्यन्, અનુબંધ લોપ 'हलि च'' સૂત્રથી દીર્ઘ 'एरु'' સૂત્રથી इ નો उ दीव्यतु, વિકલ્પે उ નો तातङ् दीव्यतात्, तस् ના ताम्–दिव्यताम्, झिनो अन्ति, પરરૂપ, इ નો उ दिव्यन्तु । सिप् નો हि તેનો तातङ् વિકલ્પે दीव्यतात्, तातङ् न थाय त्यारे हि લોપ दीव्य, थस् नो तम् दीव्यतम्

दीव्यात् । अदेवीत्, अदेविष्टाम्, अदेविषुः । अदेवीः, अदेविष्टम्, अदेविष्ट । अदेविषम्, अदेविष्व, अदेविष्म ।

---

थ नो त–दीव्यत । मिप् नो नि, आट् नो આગમ, સવર્ણદીર્ઘ दीव्यानि, वस्, मस्‌માં સનો લોપ-दीव्याव, दीव्याम અર્થ–તે રમો વગેરે. दिव्+लङ्, तिप्, शप्‌નો બાધ કરી श्यन्, અનુબન્ધ લોપ ધાતુને अट्‌નો આગમ, "हलि च" સૂત્રથી દીર્ઘ, "इतश्च" સૂત્રથી इनो લોપ अदीव्यत्, तस्‌ના ઉપર મુજબ પ્રક્રિયા બાદ. तस् નો ताम्–अदीव्यताम्, झिनो अन्ति, પરરૂપ, इ નો લોપ, त् નો લોપ, अदीव्यन् । सिप् ના स् નો વિસર્ગ, थस् નો तम्, थनो त–अदीव्यः अदीव्यतम्, अदीव्यत । मिप्‌નો अम्–अदीव्यम्, वस् मस्‌માં अनो દીર્ઘ, બન્ને स नो લોપ–अदीव्याव, अदीव्याम, અર્થ–તે હતો. વગેરે.

दिव्+विधिलिङ्, तिप्, श्यन्, અનુબન્ધલોપ, દીર્ઘ, લિઙ્‌ને यासुट्, અનુબન્ધલોપ, यास्‌નો इय्, ગુણ, यनो લોપ तिना इनो લોપ दीव्येत्, तस्, વગેરે બધાય પ્રત્યયો પર રહેતા ताम्, झिनो जुस् અનુબન્ધલોપ, थस् નો तम्, थनो तम्, मिप्‌નો अम्, यनो લોપ વગેરે दीव्य રૂપ બનાવ્યા બાદ भू ની માફક કાર્ય કરી, दीव्येताम्, दीव्येयुः दीव्येः, दीव्येतम्, दीव्येत । दीव्येयम्, दीव्येव, दीव्येम ।

दिव्+आशीर्लिङ्, तिप्, આર્ધધાતુક સંજ્ઞા, यासुट्, દીર્ઘ, इ–नो લોપ स्‌नो સંયોગાદિલોપ-दीव्यात्, तस् नो ताम् વગેરે भू ની માફક કરી दीव्यास्ताम्, दीव्यासुः । दीव्याः, दीव्यास्तम् दीव्यास्त । दीव्यासम्, दीव्यास्व, दीव्यास्म ।

दिव्+लुङ्, तिप्, ધાતુને अट् નો આગમ च्लि, તેનો सिच् અનુબન્ધ લોપ, આર્ધધાતુકસંજ્ઞા, લઘૂપધગુણ, तिना इनो લોપ "अस्तिसिचो०" સૂત્રથી ईट्‌નો આગમ "इट ईटि" સૂત્રથી स्‌નો લોપ, સવર્ણદીર્ઘ– अदेवीत्, तस्‌માં ઉપર મુજબ પ્રક્રિયા બાદ. तस्‌નો

अदेविष्यत् । जनी प्रादुर्भावे ॥२॥ ई इत् । (२८८) ज्ञा-जनोर्जा ७।२।७९। अनयोर्जादेशः स्यात् शिति । जायते ।

(338) અર્થ—જ્ઞા અને જન્ ધાતુના સ્થાનમાં જા આદેશ થાય, શિત્=શકારની ઇત્સંજ્ઞાવાળો પ્રત્યય પરમાં હોય તો.

(૨) जनी=ઉત્પન્ન થવું.

---

તામ્, સ્ નો ષ્ તામ નો તનો ષ્ટુત્વથી ટ अदेविष्टाम्, झिनो જુસ્, અનુબંધ લોપ, સ્ના રુત્વ વિસર્ગ, अदेविषुः । સિપ્માં તિપ્-ની માફક. થસ્ને થમાં તસ્ના માફક અટ્, ચ્લિ, સિચ્, इट् નો આગમ, સ્ નો ષ્, ષ્ટુત્વ, મિપ્માં ઉપર મુજબ કર્યા બાદ, અમ્, ઉપર પ્રમાણે કરી વસ્, મસ્ના બન્ને સ્નો લોપ થઈ મૂળમાં આપેલાં રૂપો સિદ્ધ કરવાં. અર્થ—તે રમતો હતો વગેરે.

दिव्+लृङ्, तिप्, ધાતુને અટ્નો આગમ તસ્, વગેરે દરેક પ્રત્યયોમાં, સ્ય, આર્ધધાતુક સંજ્ઞા, લઘૂપધગુણ इट् નો આગમ, સ્યનો ષ, તિના ઇકારનો લોપ अदेविष्यत् । તસ્નો તામ્, ઝિનો અન્તિ, પરરૂપ ઇકારનો લોપ, ત્ નો લોપ, સિપ્માં ઇનો લોપ, સના રુત્વવિસર્ગ, થસ્નો તમ્, થ નો ત, મિપ્નો અમ્, પરરૂપ, વસ્, મસ્માં અનો દીર્ઘ, અને બન્ને સ્ નો લોપ થઈ अदेविष्यताम्, अदेविष्यन्, अदेविष्यः अदेविष्यतम् अदेविष्यत । अदेविष्यम्, अदेविष्याव, अदेविष्याम । અર્થ–તે રમશે વગેરે.

નોટ—ઈની ઇત્સંજ્ઞા થાય છે. આ ધાતુ આત્મનેપદી છે. તેથી આત્મનેપદી-त, आताम्, વગેરે પ્રત્યયો લાગશે. एध् ધાતુની માફક પ્રક્રિયા સાર્વધાતુકમાં શ્યન્ પ્રત્યય કર્યા પછી કરવી.

जन्+लट्, त आताम् झ, વગેરે સાર્વધાતુક સંજ્ઞા, શ્યન્, અનુબંધ લોપ, "ज्ञाजनोर्जा" સૂત્રથી જા આદેશ, તના ટિ=અનો "टित आत्मने०" સૂત્રથી ए=जायते, आताम्માં આનો ઇય, ગુણ, य् લોપ आम्=ટિનો ए=जायेते झनो अन्त પરરૂપ, ટિનો ए=जायन्ते, थास्

द्वित्वे, हलादिशेषे जजन् (त) प, इत्यत्र "गम-हन-जन .." इति उपधालोपे, श्चुत्वेन नस्य ञत्वे, जज्ञोर्ज्ञः । जज्ञे, जज्ञाते, जज्ञिरे । जज्ञिषे, जज्ञाथे, जज्ञिध्वे । जज्ञे, जज्ञिवहे, जज्ञिमहे ।

---

नो जायसे आथाम्‌मां आताम् मुજब जायेथे, ध्वम्‌मां अम्‌नो ए= जायध्वे । इद्‌मां इनो ए "अतोगुणे०"थी पररूप= जाये, वहि, महिमां इनो ए अने दीर्घ=जायावहे, जायामहे, । अर्थ-ते जन्मे छे.

जन्+लिट्, त, (असंयोगाल्लिट्०) सूत्रथी किन्वद्‌भाव. द्वित्व, अभ्यास संज्ञा, हलादिशेष, तनो "लिटस्तझ०" सूत्रथी एश्, शनो लोप, जजन्+ए, गमहनजन०" सूत्रथी बीजा जना अनो लोप, "स्तोः श्चुनाश्चुः" सूत्रथी न्‌नो ञ्, जज्ञोर्ज्ञः" नियमथी ज्ञ=रूप संमेलन जज्ञे । आताम्‌मां उपर मुજब प्रक्रिया करी आम् टिनो ए=जज्ञाते, झमां उपर प्रमाणे थया बाद झनो इरेच्=जज्ञिरे । थासनो से, इट्‌नो आगम, स्‌नो ष्=जज्ञिषे. आथाम्‌मां आताम्‌ना माफक=जज्ञाथे, ध्वम्‌मां अम्=टिनो ए=जज्ञिध्वे, इड्‌मां इनो ए=जज्ञे, वहि, महिमां इट्, इकारनो ए=जज्ञिवहे. जज्ञिमहे । अर्थ-ते उत्पन्न थयो हतो, वगेरे.

जन्+लुट्, त, तास् प्रत्यय, आर्धधातुक संज्ञा, इट्‌नो आगम, तनो डा, डित् होवाथी टि=आस्‌नो लोप, जनिता, तस्‌मां, ताम्, इट्, करी, तास्‌नो रो "रि च" सूत्रथी स्‌नो लोप=जनितारौ झिमां उपर मुજब थया बाद, झिनो रस्, स्‌ना रुत्वविसर्ग=जनितारः थास्‌मां तेनो से, तास्, इट्, स्‌नो लोप,=जनितासे, जनितासाथे मां आम्‌नो ए ध्वम्‌मां स्‌नो लोप अम्‌नो ए=जनिताध्वे । जनितास्+ इमां इने ए, "ह एति" सूत्रथी स्‌नो ह=जनिताहे, जनितास्वहे, जनितास्महे एम्=लुट् प्रमाणे. ते उत्पन्न थशे. वगेरे अर्थ करवो.

जन्+लृट्, तिप्, तस् वगेरे प्रत्ययोमां स्य, आर्धधातुक संज्ञा, इट्‌नो आगम. स्यना स्‌नो ष, अने टिनो ए=जनिष्यते आताम्

जनिता । जनिष्यते । जायताम् । अजायत । जायेत । जनिषीष्ट ।(३८९) दीपजन-बुध-पूरि-तायि-प्यायिभ्योऽन्यतरस्याम् ३ । १ । ६१ । एभ्यश्च्लेश्चिण् वा स्यात् एकवचने तशब्दे परे । (३९०) चिणो लुक् ६ । ४ । १०४ ।

---

(૩૮૯) અર્થ—દીપ્, જન્, બુધ્, પૂરિ, તાયિ, અને પ્યાયિ ધાતુથી પર ચ્લિનો ચિણ્ થાય એકવચન ત પરમા હોય તો.

(૩૯૦) અર્થ—ચિણ્થી પર ત શબ્દનો લોપ થાય.

---

મા સ્ય, इट्, सनो ष्=मानो इय्, गुण्यत्नो લોપ, आम्नो ए=जनिष्यन्ते । झ नो अन्त આદેશ, પરરૂપ ટિનો ए–थई–जनिष्यन्ते थास्नो से = जनिष्यसे आथाम्मा आताम् प्रमाणे=जनिष्येथे, ध्वम्मा अम्नो ए=जनिष्यध्वे इट्मा इनो ए પરરૂપ=जनिष्ये, वहि, महिमा अनो દીર્ઘ, टि नो ए जनिष्यावहे, जनिष्यामहे । ते ઉત્પન્ન થશે, વગેરે અર્થ

जन्+लोट्, त श्यन्, નનુબન્ધલોપ, जा આદેશ ટિનો ए, "आमेत" સૂત્રથા एनो आम्= जायताम् जायेताम्, जायताम् जायस्व, जायेथाम् जायध्वम् । जायै, जायावहै, जायामहै રૂપો एधना लोट्नी માફક કરવા.

વ્યા૦ जन्+लङ् તેના સ્થાનમા त, आताम्, झ વગેરે દરેક પ્રત્યયો પર રહેતા 'लुङ् लङ्०" સૂત્રથી ધાતુને अट्नो આગમ, ट्नो લોપ ત વગેરે [illegible] સ[illegible] श्यन्, श्, न्नो અનુ-

चिण परस्य तशब्दस्य लुक् स्यात् । (३९१) जनि-वध्यो-श्च ७ । ३ । ३५ । अनयोरुपधाया वृद्धिर्न स्याच्चिणि ञ्णिति कृति च । अजनि, अजनिष्ट । अजनिषाताम्, अजनिषत । अजनिष्ठाः, अजनिषाथाम्, अजनिढ्वम् । अजनिषि,

(૩૯૧) અર્થ—जन् અથવા वध् ધાતુના ઉપધાના अની વૃદ્ધિ થતી નથી, चिण् અથવા ञित् કે णित् પરમાં હોય તો

વ્યા૦ जन्+विधिलिङ् તેના સ્થાનમાં त, आताम् વગેરે પ્રત્યયો તેમની સાર્વધાતુક સંજ્ઞા, श्यन्, અનુબંધ લોપ, जन्નો जा આદેશ, जाय+त થયા બાદ त વગેરે નવ પ્રત્યયોને सीयुट्નો આગમ, અનુબંધલોપ टित् હોવાથી આદિમાં મૂકી, जाय+सीय्+त થયા બાદ 'लिङ स लोपो०'' સૂત્રથી स્નો લોપ, ગુણ, य્નો લોપ, કરી जायेत, आताम् માં य્નો લોપ સિવાય ઉપર મુજબ કાર્ય કરી जायेयाताम्, झनो रन्, य् લોપ થઈ= जायेरन् । थास्માં य् લોપ=जायेथाः, जायेयाथाम् ઉપર પ્રમાણે, ध्वम् પર રહેતા य્નો લોપ जायेध्वम् । ''इटोऽत्'' સૂત્રથી इनो अ કરી जायेय । वहि, महि, બન્ને પ્રત્યયો પર રહેતા य्નો લોપ કરી जायेवहि, जायेमहि । રૂપો બને છે.

जन्+आशीर्लिङના સ્થાનમાં त, વગેરે પ્રત્યયો, તેમની આર્ધધાતુક સંજ્ઞા, દરેક પ્રત્યયો પર રહેતા सीयुट्, અને त,ને અને सुट्નો આગમ. અનુબંધ લોપ, इट्નો આગમ, બન્ને स્નો ष ક્યાંબાદ तनो ट કરી जनिषीष्ट વગેરે રૂપો पचिषीष्ट વગેરે રૂપો પ્રમાણે સિદ્ધ કરવા.

વ્યા૦——जन्+लुङ् त, आताम्, झ વગેરે નવ પ્રત્યયો ધાતુને अट् નો આગમ, અનુબંધલોપ, च्लि પ્રત્યય તેની આર્ધધાતુક સંજ્ઞા, अजन्+च्लि+त, થયા બાદ ''दीपजनबुध'' સૂત્રથી च्लि નો વિકલ્પે चिण् આદેશ, च् ण् નો અનુબંધ લોપ, 'चिणोलुक्'' સૂત્રથી त નો લોપ, ''अत उपधायाः'' સૂત્રથી ઉપધાવૃદ્ધિ થતા આવી'' ''ज-[illegible] [illegible] નિષેધ થઈ=अजनि, જ્યારે चिण् -

**अजनिष्वहि, अजनिष्महि. । पद गतौ ॥३॥ पद्यते । पेदे । पत्ता । पत्सीष्ट । (३९२) चिण् ते पदः ३ । १ । ६० ।**

---

(૩૯૨) અર્થ—પદ્ ધાતુથી પર રહેલા ચ્લિનો ચિણ્ થાય.

ત્યારે ચ્લિ નો સિચ્ આદેશ, અનુબંધ લોપ, इट નો આગમ, स् નો ष स નો ષ્ટુત્વથી ट કરી=**अजनिष्ट अजनिषाताम्, अजनीषत । अजनीष्टाः, अजनिषाथाम् अजनिध्वम् । अजनिषि अजनिष्वहि अजनिष्महि ।** રૂપો एध् ધાતુના लुङ् ની માફક, સિદ્ધ કરવા, અર્થ–તે જન્મો વગેરે. जन्+लृङ् તેની જગાએ त आताम्, વગેરે નવ પ્રત્યયો ધાતુને अट નો આગમ, અનુબંધલોપ स्य, પ્રત્યય તેની આર્ધધાતુક સંજ્ઞા, स्य ને इट નો આગમ, स् નો ष् કરી= **अजनिष्यत अजनिष्येताम्, अजनिष्यन्त । अजनिष्यथाः, अजनिष्येथाम् अजनिष्यध्वम् । अजनिष्ये, अजनिष्यावहि, अजनिष्यामहि** રૂપો एध् ના लृङ् પ્રમાણે બનાવવા. અર્થ—તે જન્મ ધારણ કરશે.

વ્યા૦ (૩) पद=જવુ पद्+लट, અનુબંધલોપ, त, आताम्, झ. વગેરે પ્રત્યયો લાવી, તેમની સાર્વધાતુક સંજ્ઞા, श्यन्, અનુબંધલોપ, टि નો ए=**पद्यते पद्येते पद्यन्ते । पद्यसे, पद्येथे पद्यध्वे । पद्ये, पद्यावहे पद्यामहे ।** રૂપો एध् ના लट् પ્રમાણે સિદ્ધ કરવાં.

पद्+लिट्, તેના સ્થાનમાં त, आताम्, વગેરે, તેમની આર્ધધાતુક સંજ્ઞા, ધાતુનું દ્વિત્વ, અભ્યાસ સંજ્ઞા, અભ્યાસના हल નો લોપ प पद्+त બન્યા બાદ "अत एकहल्मध्येऽनादेशादेर्लिटि" મૂળમાં સૂત્ર નથી) પહેલા અભ્યાસના प નો લોપ, અને બીજા प ના अ નો ए કરી पेद्+त થયા બાદ "लिटस्तझ." સૂત્રથી त નો एश्, श् નો લોપ કરી: **पेदे,** आताम् વગેરે દરેક પ્રત્યયો પર રહેતા पेद् રૂપ ઉપર મુજબ બનાવી, બાકીના રૂપો एध् ધાતુના लिट લકાર પ્રમાણે સૂત્રો લગાડીને સિદ્ધ કરવા **पेदाते, पेदिरे । पेदिषे, पेदाथे, पेदिध्वे । पेदे, पेदिवहे. पेदिमहे ।** અર્થ—તે ગયો હતો.

पदेश्च्लेक्षिणु स्यात्तशब्दे परे । अपादि । अपत्सातम् ।

વ્યા૦ पद्+लुट् અનુબંધલોપ लु ની જગાએ त, आताम् झ, વગેરે નવ પ્રત્યયો, તે પ્રત્યયો પર રહેતા ધાતુથી तास् પ્રત્યય, તેની આર્ધધાતુક સંજ્ઞા, त નો डा, इ નો અનુબંધ લોપ, पद्+तास् મા आस् નો લોપ ધાતુના द् નો त् થઈ=पत्ता, आताम् અને झ, અને અનુક્રમે रौ, रस्, આદેશ કરી, रकारादि અને स કારાદિ પ્રત્યયો પરમા હોય ત્યારે तास् ના स् નો લોપ પદના છેડે રહેલા स् ના રુત્વ-વિસર્ગ કરવા, ધાતુના द् નો 'खरि च' સૂત્રથી त् કરી पत्तारौ, पत्तारः । पत्तासे पत्तासाथे, पत्ताध्वे । पतास्+इ મા स् નો ह કરી इ નો ए=पत्ताहे, पत्तास्वहे, पत्तास्महे। રૂપો एध् ના लुट् પ્રમાણે સિદ્ધ કરવા. पद्+लृट्, અનુબંધ લોપ, त आताम् વગેરે નવ પ્રત્યયો, તે પર રહેતાં स्य, પ્રત્યય, અર્ધધાતુક સંજ્ઞા, टि નો ए, द નો त કરી= पत्स्यते, पत्स्येते, पत्स्यन्ते । पत्स्यसे, पत्स्येथे, पत्स्यध्वे । पत्स्ये, पत्स्यावहे पत्स्यामहे, રૂપો एध् ના लृट् પ્રમાણે સિદ્ધ કરવા.

पद्+लोट् તેની જગાએ, त आताम्, વગેરે નવ પ્રત્યયો તેમની સાર્વધાતુક સંજ્ઞા, श्यन्, અનુબંધલોપ टि નો ए, ए નો आम् થઈ पद्यताम्, पद्येताम्, पद्यन्ताम् । पद्यस्व, पद्येथाम्, पद्यध्वम् । पद्ये, पद्यावहै, पद्यामहै । રૂપો एध् ના लोट् ની માફક સૂત્રો લગાડીને સિદ્ધ કરવાં. पद्+लङ्, त आताम् વગેરે પ્રત્યયો તેમની સાર્વધાતુક સંજ્ઞા ધાતુને अट् નો આગમ, श्यन् પ્રત્યય, અનુબંધ લોપ કરી अपद्यत अपद्येताम् अपद्यन्त । अपद्यथाः, अपद्येथाम् अपद्यध्वम् । अपद्ये, अपद्यावहि अपद्यामहि । રૂપો एध् ના लङ् પ્રમાણે સૂત્રો લગાડીને સિદ્ધ કરવાં.

अपत्सत । अपत्थाः, अपत्साथाम् , अपद्ध्वम् । अपत्सि, अपत्स्वहि, अपत्स्महि । इति दिवादयः ।

---

पद्+विधिलिङ्, तेनी जगाએ त, वगेरे नव प्रत्ययो, तेमनी सार्वधातुक संज्ञा, श्यन् अनुबंध लोप करी=पद्य+त बन्या बाद सीयुट् अनुबंधलोप, स् नो लोप, गुण, य् लोप थई= पद्येत, पद्येयाताम् , पद्येरन् । पद्येथाः, पद्येयाथाम्, पद्येध्वम् । पद्येय, पद्येवहि, पद्येमहि । रूपो बधा एध् ना विधिलिंग प्रमाणे सूत्रो लगाडीने सिद्ध करवा।

पद्+आशीर्लिङ्, त वगेरे प्रत्ययो तेमनी आर्धधातुक संज्ञा, सीयुट्, त, थ ने सुट् नो आगम, अनुबंध लोप धातुना द् नो त् सुटना स् नो ष, ष्टुत्व थी तनो ट थई पत्सीष्ट, पत्सीयास्ताम् । पत्सीरन् । पत्सीष्ठाः पत्सीयास्थाम् , पत्सीध्वम् । पत्सीय, पत्सीवहि पत्सीमहि । रूपो एध् ना आशीर्लिंग प्रमाणे सूत्रो लगावीने सिद्ध करवा.

पद्+लुङ्, अनुबंध लोप, त वगेरे नव प्रत्ययो, धातुने अट् नो आगम, च्लि प्रत्यय, तेनी आर्धधातुक संज्ञा "चिण् ते पद" सूत्रथी च्लिनो चिण्, च् ण् नो अनुबंध लोप, "चिणो लुक्" सूत्रथी त नो लोप "अत उपधा॰" सूत्रथी पना अनी उपधावृद्धि थई= अपादि. अपत्साताम् मां च्लि नो सिच् अनुबंधलोप द् नो त् करवो झ नो अत आदेश करी=अपत्सत । थास् अने ध्वम् प्रत्यय पर रहेतां "झलो झलि" सूत्रथी सिच् ना स् नो लोप, द् नो त्, स् ना रुत्व विसर्ग करी अपत्थाः, अपत्साथाम् , अपद्ध्वम् । अपत्सि, अपत्स्वहि अपत्स्महि । रूपो एध् ना लुङ् प्रमाणे जःसूत्रो लगावीने सिद्ध करवां

नोट—लुङ् लकारना ज त प्रत्यय पर पहेलां च्लि नो चिण् थाय बाकीना आठ प्रत्ययो पर रहेतां च्लि नो सिच् आदेश थाय छे.

## ५ अथ स्वादयः

पुञ्‌ अभिषवे ॥१॥ (३९३) स्वादिभ्यः श्नुः ३ । १ । ७३ ।
शपोऽपवादः । सुनोति । सुनुतः । हुश्नुवोरिति यण् ।

---

પદ-લુઙ્, તેની જગાએ ત આતામ્ વગેરે પ્રત્યયો પર રહેલા ધાતુથી
સ્ય પ્રત્યય, તેની આર્ધધાતુક સંજ્ઞા, ધાતુને અટ્ નો આગમ, ધાતુના
દ્‌ના ત્ કરી=અપત્સ્યત્ત, અપત્સ્યેતામ્ અપત્સ્યન્ત । અપત્સ્યથાઃ,
અપત્સ્યેથામ્, અપત્સ્યધ્વમ્ । અપત્સ્યે અપત્સ્યાવહિ,
અપત્સ્યામહિ । રૂપો एघ् ના लङ् પ્રમાણે સૂત્રો લગાડીને સિદ્ધ કરવાં.

(૪) એ પ્રમાણે દિવાદિગણ પૂરો થયો.

---

(૫) સ્વાદિ ગણ શરૂ થયો.

(૩૯૩) અર્થ—સ્વાદિગણમાં પઠિત ધાતુઓથી શ્નુ પ્રત્યય
થાય. शपो० આ સૂત્ર शप् નો બાધ કરે છે "हुश्नुवोः०" સૂત્રથી यण्
થાય. पुञ्=સ્નાન કરવું, દેવને સ્નપન કરાવવું, દારૂ બનાવવો.
**સૂચના**— पुञ्-ધાતુના ञ् ની ઇત્સંજ્ઞા થાય છે. તેથી स्वरित
ञित०" સૂત્રથી આત્મનેપદ થાય. જ્યારે ક્રિયાનું ફળ કર્તાને ન મળે
ત્યારે પરસ્મૈપદ થાય છે. તેથી આ ધાતુ ઉભયપદી=આત્મનેપદી અને
પરસ્મૈપદી છે. તેથી આ ધાતુના રૂપો સિદ્ધ કરવા માટે પરસ્મૈપદમાં
भू અને આત્મનેપદમાં एध् ધાતુની સાધનિકા ધ્યાનમાં રાખવી.
ધાતુથી શ્નુ પ્રત્યય शप् નો બાધ કરીને થાય છે. श् ની ઇત્સંજ્ઞા,
લોપ થાય છે. "सार्वधातुकमपित्" સૂત્રથી શ્નુ નો ઙિદ્વદ્ભાવ છે
તેથી ધાતુનો ગુણ થતો નથી. पु=ધાતુના ष् નો "धात्वादेः" સૂત્રથી
स થઈ सु રૂપ બનાવી लट्, વગેરે લકારોના સ્થાનમાં तिप्० અને
त० વગેરે પ્રત્યયો કરી, પછી श्नु પ્રત્યય લાવી सुनु અંગ બને છે.

વ્યા० पुञो सु+लिट्, તેના સ્થાનમાં तिप् વગેરે પરસ્મૈપદન
નવ પ્રત્યયો, તેમની સાર્વધાતુકસંજ્ઞા, शप् નો બાધ કરી "स्वादिभ्य"

सुन्वन्ति । सुनुवः । सुनुते । सुन्वाते । सुन्वते । सुनुवहे ।

સૂત્રથી શ્નુ પ્રત્યય, અનુબંધલોપ, નુ ની સાર્વધાતુક સંજ્ઞા, સુ નો ગુણ થતાં આવ્યો. પરન્તુ "સાર્વધાતુક૦" સૂત્રથી નુ નો ઙિદ્વદ્ભાવ "ક્ઙિતિ ચ" સૂત્રથી ગુણનો નિષેધ સુનુ+તિ, અહીં તિને માનીને "સાર્વધાતુક૦" સૂત્રથી ઉ નો ગુણ ઓ થઈ સુનોતિ સુનુ+તસ્ પર રહેતાં ઉપર પ્રમાણે કાર્ય કરી, તસ્ નો પણ ઙિદ્વદ્ભાવ ઉપર મુજબ થવાથી નુ ના ઉકારનો ગુણ ન થવાથી, સ્ ના રુત્વ વિસર્ગ થઈ સુનુતઃ, સુનુ+ઝિ અહીં ઝિનો અન્તિ કરી પછી "હુશ્નુવોઃ સૂત્રથી ઉનો યણ્=વ્ થઈ સુન્વન્તિ । સુનુ+સિપ્, પ નો લોપ, ઉનો ગુણ, સ્ નો ષ્ થઈ સુનોષિ, થસ્ થ તસ્ પ્રમાણે કરી સુનુતઃ, સુનુત । સુનુ+મિપ્, પ્નો લોપ, ગુણ થઈ સુનોમિ, સુનુ+વસ્, મસ્માં "લોપશ્ચાસ્યાન્યતરસ્યામ્૦" સૂત્રથી નુના ઉકારનો વિકલ્પે લોપ, બન્ને સના રુત્વ-વિસર્ગ કરી સુન્વઃ, સુન્મઃ, લોપ ન થાય ત્યારે સુનુવઃ, સુનુમઃ ।

સુ+લિટ્, તેની જગ્યાએ ત, આતામ્, વગેરે પ્રત્યયો, તેમની સાર્વધાતુકસંજ્ઞા, શ્નુ, શ્ નો લોપ, ત વગેરે પ્રત્યયો અપિત્ હોવાથી તેમનો ઙિદ્વદ્ભાવ થાય છે, તેથી ગુણ થતો નથી., ત વગેરેના ટિનો એકાર થઈને સુનુતે. સુનુ+આતામ્ માં "હુશ્નુવો૦" સૂત્રથી યણ્, ટિ નો એ થઈ સુન્વાતે. સુનુ+ઝ, ઝનો અત આદેશ, યણ્, ટિનો એ= સુન્વતે । થાસ્ ને સે, સનો ષ્ થઈ=સુનુષે. આથામ્ પર રહેતાં આતામ્ પ્રમાણે કાર્ય કરી સુન્વાથે, ધ્વમ્ માં ટિ નો એ થઈ સુનુધ્વે । ઇટ્ માં ટિનો એકાર સુનુ+એ થતાં યણ્ કરી સુન્વે. વહિ, મહિ પર રહેતાં વિકલ્પે ઉનો લોપ, બન્નેની ટિનો એ થઈ સુન્વહે, સુન્મહે. ઉનો લોપ ન થાય ત્યારે સુનુવહે, સુનુમહે અર્થ—તે સ્નાન કરે છે વગેરે કરવો.

સુ+લિટ્, તેની જગ્યાએ તિપ્ વગેરે નવ પ્રત્યયો, તેમની આર્ધ-

पूर्वास्य ६ । ४ । १०६ । असंयोगपूर्वात् प्रत्ययाद् उतो हे र्लुक् ।

અર્થ--(૩૯૪)=સંયોગ પૂર્વમાં ન હોય એવો જે પ્રત્યયનો ઉકાર તે જેના અન્તમાં છે.' એવું જે અંગ તેથી પર રહેલા हि નો લોપ થાય.

અભ્યાસ સંજ્ઞા કરી सुसु+अ થયા બાદ "अचोञ्णिति" સૂત્રથી બીજા सु ના ઉકારની વૃદ્ધિ થઇ सुसौ+अ થયા બાદ औ નો आव् આદેશ, બીજા सનો ष् કરી सुषाव, सु+लिट् તેનો तस्=सु+तस्मां तस्नो अतुस् દ્વિત્વ, "अचिश्नु" સૂત્રથી उवङ्, અનુબંધલોપ, सના રુત્વવિસર્ગ, सनो ष् सुषुवतुः झिनो उस्, દ્વિત્વ વગેરે ઉપર મુજબ થઇ=सुषुवुः, सुसु+थल् ,મા "अजन्तोकारवान् वा यस्तास्यनिट् थलि वेडयम्" (મૂળમાં નથી) આ કારિકાથી વિકલ્પે-इट्નો આગમ, टનો લોપ,, उનો ગુણ ओ, તેનો अव् આદેશ=सुषविथ, इट् ન થાય ત્યારે सुषोथ. थस्मां तस्नी માફક=सुषुवथुः, थमां थનો अ થઇ ઉપર મુજબ सुषुव । सुषु+इट्, ट्નો લોપ, વિકલ્પે વૃદ્ધિ, અને ગુણ થઇ=सुषाव, सुषवतुः । वस्, मस् , માં व, म, આદેશ, તેમને इट् નો આગમ, उवङ्=सुषुविव, सुषुविम० । આત્મનેપદમાં દ્વિત્વાદિ કરી सुषु त, માં त નો ए. उवङ्, सुषुवे आताम् મા દ્વિત્વાદિ કરી, आम्-टिनो ए=सुषुवाते. झ નો इरेच्, અનુબંધ લોપ દ્વિત્વાદિ ઉપર મુજબ सुषुविरे । सुषु+थास् માં थास् નો से, टेનો ष,=इट् નો આગમ उवङ्=सुषुविषे आथाम् માં आताम् પ્રમાણે सुषुवाथे, सुषुविध्वे. सुषुवे, सुषुविवहे, सुषुविमहे ।

सु+लुट्, ति વગેરે तास् , આર્ધધાતુક સંજ્ઞા,, ગુણ, तिनो डा, डित् હોવાથી टि=आस् નો લોપ, सोता, तास् નો रौ स्नो લોપ=सोतारौ झिनो रस्, तास्ना स्नो લોપ रस् ना स् नाः રુત્વવિસર્ગ=सोतारः લોપ-सोतासि. सोतास्थः, सोतास्थ । सोतास्मि, सोतास्वः सोतास्मः વગેરે રૂપો भू ना लुट् પ્રમાણે આત્મનેપદમાં, त, आताम् , झिमां ઉપર મુજબ सोता વગેરે બાકીના પ્રત્યયો પર રહેતા एधूना लुट्

सुषाव । सुषुवे । सोता (२९७) उतश्च प्रत्ययादसंयोग-

પ્રમાણે રૂપો=सोतासे, सोतासाथे, सोताध्वे । सोताहे सोतास्वहे, सोतास्महे । सु+लृट्, तिप्, વગેરે, स्य પ્રત્યય, આર્ધધાતુક સંજ્ઞા, ગુણ स ને ष=सोष्यति, सोष्यतः सोष्यन्ति । सोष्यसि सोष्यथ: सोष्यथ । सोष्यामि, सोष्यावः, सोष्यामः । બધાં રૂપો भू ના लट् પ્રમાણે સિદ્ધ કરવા. આત્મનેપદમા—सु+ते आताम् વગેરે, स्य પ્રત્યય, આર્ધધાતુક સંજ્ઞા, ગુણ ષત્વ, टि નો ए सोष्यते सोष्येते, सोष्यन्ते, सोष्यसे, सोष्येथे, सोष्यध्वे । सोष्ये, सोष्यावहे, सोष्यामहे । વગેરે રૂપો एध् પ્રમાણે કરવાં.

નોટ—भू ને एध् બન્ને ધાતુઓને इट् નો આગમ થાય છે, सु=ધાતુને इट् નો આગમ થતો નથી सु+लोट्, તેની જગાએ, तिप् तस्-વગેરે, સાર્વધાતુ સંજ્ઞા, श्नु, અનુબંધલોપ, सुनु+ति, नु નો ગુણ ति ના इकार, નો ઉકાર-सुनोतु, तु નો વિકલ્પે तातङ् અનુબંધલોપ, सुनुतात् तस् નો ताम् सुनुताम् झि નો अन्ति, यण् इ નો उ सुवन्तु ।

सुनु+सिप्, प् નો લોપ, सिनो हि, તેના વિકલ્પે तातङ्, ङित् હોવાથી ગુણ ન થતા सुनुतात् तातङ् ન થાય ત્યારે 'उतश्च प्रत्यया०" સૂત્રથી हिनो લોપ सुनु । सुनु+थस् थस् નો तम् सुनुतम् , थनो त=सुनुत । सुनु+मि, मि નો नि, તેને आट् નો આગમ, नुનો ગુણ નો ओ નો अव् , सुनवानि, सुनु+वस् मस् મા ઉપર પ્રમાણે કરી, બન્ને નો લોપ=सुनवाव, सुनवाम, भूना लोट्नी માફક રૂપો સિદ્ધ કરવાં, આત્મનેપદમાં सुनु=त, आताम् झ, વગેરેમાં टि નો ए एनो आम् सुनुताम् आताम् મા પણ आम् નો ए, તેનો आम्=सुन्वाताम् झ नो अत, यण्, ए, તેનો आम्=सुन्वताम् । थास् નો से, ए નો व, सनो प सुनुष्व, आथाम् માં आताम् પ્રમાણે=सुन्वाथाम्, ध्वम् માં ए, તેનો अम्="सवाभ्यां" સૂત્રથી કરી सुनुध्वम् , इट् માં ए, નો

सुनु । सुनवानि । सुनवै । सुनुयात् । सूयात् (३९५) स्तु सु-धूञ्भ्यः परस्मैपदेषु । ७ । २ । ७२ । एभ्यः सिच इट् स्यात् परस्मैपदेषु । असावीत् । असोष्ट । इति स्वादय ।

---

(૩૯૫) અર્થ—સ્તુ, સુ, ધૂઞ્, ધાતુથી પર રહેલા સિચ્ ને પરસ્મૈપદમાં इट्‌નો આગમ થાય.

---

ऐ आट् નો આગમ, વૃદ્ધિ. सुनु+ए મા ગુણ, अव् આદેશ=सुनवै वहि महि મા ઉપર મુજબ, બન્ને ईનો ए, તેનો ऐ=सुनवावहै, सुनवामहै । રૂપો एध् ના લોટ પ્રમાણે સૂત્રો લગાડી બનાવવાં.

सु=लङ, તેનો तिप्, સાર્વધાતુકસંજ્ઞ ધાતુને अट् નો આગમ, श्नु, श्‌ નો લોપ नु નો ગુણ, तिना इनो લોપ=असुनोत्, असुनु દરેક પ્રત્યયોમાં કરવું, तस् નો ताम्=असुनुताम्, झिनो अन्ति, यण् इलोप, त् લોપ=असुन्वन् । सिप् માં इनो લોપ, नु નો ગુણ स् ના રુત્વ વિસર્ગ=असुनोः, थस्, નો तम्, थनो त=असुनुतम्, असुनुत । मिप् નો अम् ગુણ, अव् આદેશ=असुनवम् वस्, मस् માં उनो વિકલ્પે લોપ स् લોપ=असुन्व, असुनुव, असुन्म, असुनुम । આત્મનેપદમાં सु+लङ्, તેની જગાએ त, आताम्, વગેરે પ્રત્યયો કરી ધાતુને अट्‌નો આગમ, श्नु, इ ને श्‌ બન્નેનો અનુબંધ લોપ, કરી असुनुत, आताम्, झनो अत કર્યા પછી, आथाम्, અને इट् આટલો પ્રત્યયો પર રહેતાં यण् કરી असुन्वाताम्, असुन्वत । असुनुथाः असुन्वाथाम्, असुनुध्वम् । असुन्वि असुन्वहि असुन्महि । રૂપો एध्‌ના લઙ્‌ની માફક કરવાં.

सु+विधि लिङ्, तिप् श्नु, श् લોપ, સાર્વધાતુકસંજ્ઞા=सुनु દરેક પ્રત્યયોમાં બનાવી तिप् વગેરે પ્રત્યયો यासुट् નો આગમ અનુબંધલોપ, स्‌નો લોપ તેના इनो લોપ=सुनुयात् । तस्‌नो ताम्+सुनुयाताम्, झिनो जुस् અનુબંધલોપ પરરૂપ, स् ના રુત્વ, વિસર્ગ=सुनुयुः सिप् માં इनो લોપ स् ના રુત્વવિસર્ગ =सुनुयाः । थस नो तम् थनो

त=सुनुयातम्। सुनुयात । मिप् नो अम्, पररूप=सुनुयाम्, सुनुयाव, सुनुयाम=અહીં બન્ને स् નો લોપ કરવો.

આત્મનેપદમાં सु+लिङ् । त વગેરે, સાર્વધાતુકસંજ્ઞા सीयुट्, અનુબંધલોપ, स् નો લોપ, सुनु+ईय्+त, આ वण् य નો લોપ सुन्वीत, सुन्वीयाताम्, सुन्वीरन् । सुन्वीथाः, सुन्वीयाथाम् सुन्वीध्वम । सुन्वीय, सुन्वीवहि, सुन्वीमहि રૂપો एध् ના વિધિલિંગ પ્રમાણે કરવા. ।

વ્યા૦—सु+आशीर्लिङ् તેની જગાયે तिप्, तस् વગેરે પ્રત્યયો, તેમની આર્ધધાતુકસંજ્ઞા, यासुट्‌ના, આગમ અનુબંધલોપ सु+यास्+ति, इ નો લોપ, स् નો સંયોગાદિનો લોપ, "अकृतसार्व०" સૂત્રથી सु નો દીર્ઘ=सूयात्, सूयास्ताम् सूयासुः । सूयाः सूयास्तम्, सूयास्त । सूयासम्, सूयास्व सूयास्म । રૂપો भू ના આશીર્લિંગની માફક સિદ્ધ કરવાં, આત્મને પદમાં–सु+लिङ्‌ના સ્થાનમાં त, વગેરે પ્રત્યયો આર્ધધાતુક સંજ્ઞા सीयुट्, त, અને सुट्, અનુબંધલોપ. सु નો ગુણ બન્ને स् લોપ, ष्टुत्व થી त નો ट, सोषीष्ट, सोषीयास्ताम्, सोषीरन् । सोषीष्ठाः, सोषीयास्थाम् सोषीध्वम् । सोषीय सोषीवहि सोषीमहि । રૂપો एध् પ્રમાણે કરવાં. નોટ—एध्‌ને આર્ધધાતુકમાં इट् નો આગમ થાય છે, सु ને થતો નથી. सु+लुङ् તેનો तिप्, तस् વગેરે, ધાતુને अट्‌નો આગમ, च्लि, તેનો सिच्, અનુબંધલોપ આર્ધધાતુકસંજ્ઞા- असु+स्+ति, "स्तुसु०" સૂત્રથી सिच्‌ને इट्‌નો આગમ "सिचिवृद्धिः०" સૂત્રથી सु ની વૃદ્ધિ औ, તેનો आव् तिना इ નો લોપ, "अस्तिसिचो०" સૂત્રથી त्‌ને ईट् નો આગમ, "इट ईटि", સૂત્રથી स् નો લોપ, સવર્ણદીર્ઘ असावीत्, तस्, નો ताम् सिच्‌ના स् નો ष्, त નો ट असाविष्टाम्, झि નો जुस्, અનુબંધલોપ બીજું ઉપર પ્રમાણે=असाविषुः सिप्‌ના इ નો લોપ. ईट्‌નો આગમ सिच्‌નો લોપ સવર્ણદીર્ઘ, स् ના રુત્વ, વિસર્ગ= असावीः तस्‌નો तम्, त નો ट=असाविष्टम्, थ ના त,

## ६ अथ तुदादयः

तुद व्यथने ॥१॥ (३९६) तुदादिभ्यः शः १। ३।

(૬) તુદાદિગણ શરૂ થયો.

(૩૯૬) અર્થ—તુદાદિ ગણમાં પઠિત ધાતુઓથી श પ્રત્યય થાય, शपो० આ સૂત્ર शप्‌નો બાધ કરે છે.

असाविष्ट । मिप्‌નો अम्=असाविषम्, असाविष्व, असाविष्म । આત્મનેપદમાં सु+त-आताम्, વગેરે પ્રત્યયો, ધાતુને अट्‌નો આગમ, च्लि, તેનો सिच्, અનુબંધલોપ, सुનો ગુણ, स्‌નો ष्, त નો ष्टुत्वથી ट=असोष्ट, असोषाताम्, असोषत । असोष्ठाः. असोषाथाम्, असोढ्वम् । असोषि, असोष्वहि, असोष्महि एध्‌ના लुङ् પ્રમાણે રૂપો સિદ્ધ કરવા.

सु+लृङ् । तिप्, तस्, વગેરે પ્રત્યયો પર રહેલા ધાતુને अट्‌નો આગમ, स्य પ્રત્યય આર્ધધાતુસંજ્ઞા, ગુણ. स्‌નો ष्. तिना इનો લોપ =असोष्यत्, तस्‌નો ताम् असोष्यताम्, झिનો अन्ति, पररूप, इकारनो લોપ, त्‌નો લોપ=असोष्यन् । सिप् मा इनो લોપ, स् ના रुत्व विसर्ग=असोष्यः । थस्, ने थ, नो तम्, ने थ=असोष्यतम्, असोष्यत । मिप्‌નો अम्, वस्, मस्‌ना स्‌નો લોપ, બન્ને પર રહેતા स्यना अनो દીર્ઘ=असोष्यम्, असोष्याव, असोष्याम. રૂપો भूना लृङ् પ્રમાણે સિદ્ધ કરવા.

નોટ. भू, एध्, બન્ને सेट्=ધાતુ છે सु, अनिट छे, અર્થાત્ इट्‌નો આગમ થતો નથી.

આત્મનેપદમાં सु+लृङ्, त, आताम् વગેરે પ્રત્યયો, આર્ધધાતુક સંજ્ઞા सुનો ગુણ, स्यना स्‌નો ष् ધાતુને अट्‌નો આગમ असोष्यत, असोष्येताम् असोष्यन्त । असोष्यथाः, असोष्येथाम्, असोष्यध्वम् । असोष्ये, असोष्यावहि, असोष्यामहि । રૂપો एध्‌નો लृङ् પ્રમાણે સિદ્ધ કરવા.

એ પ્રમાણે સ્વાદિગણ પૂરો થયો.

૭૭ । शपोऽपवादः (३९७) पुगन्तलघूपधस्य च ७ । ३ । ८६ । पुगन्तस्य- लघूपधस्य च अङ्गस्येको गुणः स्यात् । इति प्राप्ते । "सार्वधातुकमपित्" इति ङिद्वद्भावः "क्ङिति"

(૩૯૭) અર્થ—પુક્ પ્રત્યય અન્તમાં હોય એવા, અને લઘુ ઉપધામાં હોય તેવા અંગના इक् (इ, उ, ऋ, ऌ) નો ગુણ થાય.

**નોટ**—शप् પિત્ હોવાથી शप्‌માં ધાતુનો ગુણ થાય, श પ્રત્યય અપિત્ હોવાથી "सार्वधातुकमपित्" સૂત્રથી ङिद्वद्भाव થાય, અને "क्ङिति च" સૂત્રથી ગુણનો નિષેધ થાય છે. शप्‌ની સાર્વધાતુક સંજ્ઞા શિત્ હોવાથી થાય છે.

વ્યા૦ तुद्=પીડવું, કનડવું, દુઃખ દેવું, આ ધાતુ ઉભયપદી છે. વ્યા૦ तुद् लिट्, તેના સ્થાનમાં तिप्, વગેરે પ્રત્યયો તેમની સાર્વધાતુક સંજ્ઞા, शप्‌નો બાધ કરી "तुदादि०" સૂત્રથી श, અનુબન્ધ લોપ, "पुगन्त०" સૂત્રથી तुद्‌ના ઉકારનો ગુણ થવા લાગ્યો, પરન્તુ श **નોટ**–માં બતાવ્યા પ્રમાણે ङित् હોવાથી ગુણનો નિષેધ કરી **तुदति**, तस्‌માં स્‌ના રુત્વ વિસર્ગ, **तुदतः**, झिनो अन्ति, પરરૂપ=**तुदन्ति** । सिप्‌માં प् નો લોપ=**तुदसि**. थस् માં स् ના રુત્વ વિસર્ગ=**तुदथः** **तुदथ** मिप्, वस्, मस्, માં अतोदीर्घो० સૂત્રથી દીર્ઘ બન્ને स नो રુત્વ વિસર્ગ = **तुदामि तुदावः तुदामः** । આત્મનેપદમાં तुद्+लट्, त आताम्, झ વગેરે. श, અનુબન્ધલોપ, ગુણનો નિષેધ, टि નો ए–**तुदते**, आताम्–માં आ નો इय् ગુણ, य् લોપ, आम्–टि નો ए–**तुदेते**, झ નો अन्त, પરરૂપ, टिनो ए–**तुदन्ते**, थास् નો से–**तुदसे**, **तुदेथे** आताम् ની માફક, **तुदध्वे** । **तुदे, तुदावहे तुदामहे**, एध् ના लट् પ્રમાણે રૂપો સિદ્ધ કરવાં

तुद्+लिट्, तिप्, अस० વગેરે, તેમની આર્ધધાતુક સંજ્ઞા. तिप् નો णल् અનુબન્ધલોપ, દ્વિત્વ, અભ્યાસ સંજ્ઞા, અભ્યાસનું કાર્ય द् લોપ લઘૂપધ ગુણ–**तुतोद**, तस् ને झि, નો અનુક્રમે अतुस्, उस् બન્ને स નો રુત્વ વિસર્ગ ગુણનો નિષેધ **तुतुदतुः**, **तुतुदुः** । सिप् થલ, અનુબન્ધ લોપ, थ ને इट् નો આગમ, ગુણ–**तुतोदिथ**, तुतु-

इति गुणनिषेधः। तुदति, तुदते, तुतोद। तुतोदिथ तुतुदे। तोत्ता।

दथुः, अतुस् પ્રમાણે, अ ને अ–तुतुद. मिप् ના णल् અનુબંધલોપ, લઘૂપધગુણ– तुतोद, वस् मस् ને व, म, તેમને इट्નો આગમ, ગુણનો નિષેધ, तुतुदिव, तुतुदिम । આત્મનેપદમાં तुद्+लिट् તેના त आताम् झ વગેરે, આર્ધધાતુક સંજ્ઞા દ્વિત્વ અભ્યાસ સંજ્ઞા, અભ્યાસ– નું કાર્ય, त ને एश्, झ, લોપ લઘૂપધ ગુણ પ્રાપ્ત થયો, त વગેરે कित् હોવાથી ગુણનો નિષેધ तुतुदे, तुतुदाते માં आम् ને ए॰ झ નો इरेच्– तुतुदिरे । थास् ને से इट्, स् ને ष् तुतुदिषे, तुतुदाथे, तुतुदिध्वे, तुतुदे, तुतुदिवहे, तुतुदिमहे । तुद्+लुट्, તેના तिप्, तस्, વગેરે, तास् પ્રત્યય તેની આર્ધધાતુક સંજ્ઞા લઘૂપધગુણ. ति ના डा, डित्वात् टि–आस् ને લોપ द् ને त्–तोत्ता तोत्तारौ तोत्तारः। तोत्तासि, तोतास्थः तोत्तास्थ। तोत्तास्मि तोत्तास्वः तोत्तास्मः રૂપો भू ના लुट् પ્રમાણે સિદ્ધ કરવાં.

વ્યા॰ આત્મનેપદમાં तुद्–लुट्, તેના त, आताम्, વગેરે. तास् તેની આર્ધધાતુક સંજ્ઞા, લઘૂપધગુણ द् ને त्, तने डा, डित् હોવાથી टि आस् નો લોપ तोत्ता, तोत्तारौ, तोत्तारः। तोत्तासे, तोत्तासाथे तोत्ताध्वे । तोत्ताहे, तोत्तास्वहे, तोत्तास्महे । રૂપો एध् ના लुट् પ્રમાણે સિદ્ધ કરવા.

तुद्+लृट्, તેના तिप्, तस् झि॰ વગેરે स्य પ્રત્યય, આર્ધધાતુક સંજ્ઞા, લઘૂપધ ગુણ, द्ને त् तोत्स्यति, तोत्स्यतः। तोत्स्यन्ति तोत्स्यसि, तोत्स्यथः तोत्स्यथ । तोत्स्यामि, तोत्स्यावः तोत्स्यामः । રૂપો भू ના लृट् પ્રમાણે બનાવવાં. આત્મનેપદમાં तुद्+लृट् त आताम् વગેરે स्य આર્ધધાતુક સંજ્ઞા લઘૂપધ ગુણ, द् ને त् કર્યા બાદ, तोत्स्यते, तोत्स्येते, तोत्स्यन्ते । तोत्स्यसे, तोत्स्येथे, तोत्स्यध्वे । तोत्स्ये तोत्स्यावहे, तोत्स्यामहे । રૂપો एध् ના लृट् પ્રમાણે બનાવવાં. નોટ—ધાતુ અનિટ્ હોવાથી આર્ધધાતુક લકારોમાં इट्નો આગમ થતો નથી.

तुद्+लोट्, तिप्, तस्, વગેરે સાર્વધાતુક સંજ્ઞા, शप्, श, ને લોપ, ગુણનો નિષેધ ति ના इ ને उ–तुदतु, तु ને વિકલ્પે तात्

अतौत्सीत्। अतौत्ताम्, अतौत्सुः। अतौत्सीः अतौत्तम्, अतौत्त। अतौत्सम्, अतौत्स्व, अतौत्स्म। (३९८) झलो झलि ८।२।२६। झलः परस्य सस्य लोपो झलि। अतुत्त।

(३९८) અર્થ–झल થી પર રહેલા સ્નો લોપ થાય, झल પર રહેતાં.

---

तुदतात्, तप् नो ताम् झि નો अन्ति, इ નો उ– तुदताम्, तुदन्तु, । तुद, तुदतात् तुदतम्, तुदत, । तुदानि, तुदाव, तुदाम। રૂપો भू ના લોટ્ પ્રમાણે બનાવવા. આત્મનેપદમાં, तुद्+ लोट्, त, आताम् झ, વગેરે, श, અનુબંધલોપ, ટિનો ए, તેનો आम्–तुदताम्, तुदेताम् तुदन्ताम्। तुदस्व, तुदेथाम्, तुदध्वम्। तुदै, तुदावहै,तुदामहै। રૂપો एध्ના લોટ્ પ્રમાણે બનાવવા.

तुद्+लङ्, તેનો तिप्, तस्, झि० વગેરે श, ધાતુને अट् નો આગમ, ति ના इ કારનો લોપ–अतुदत्, अतुदताम्, अतुदन्। अतुदः, अतुदतम्, अतुदत। अतुदम्, अतुदाव, अतुदाम। રૂપો भू ના लङ् પ્રમાણે બનાવવા.

આત્મનેપદમા तुद्+लङ्, તેનો त आताम्, झ વગેરે श, ધાતુને अट् નો આગમ–अतुदत, अतुदेताम्, अतुदन्त। अतुदथा अतुदेथाम् अतुदध्वम्। अतुदे, अतुदावहि, अतुदामहि। રૂપો एध् ના लङ् પ્રમાણે બનાવવાં.

तुद्+विधि लिङ् તેનો तिप्. વગેરે श, यासुट्નો આગમ, તેનો इय् આદેશ, ગુણ यूનો લોપ तिना ઇકારનો લોપ तुदेत्, तुदेताम् तुदेयुः। तुदेः तुदेतम् तुदेत। तुदेयम्, तुदेव, तुदेम। રૂપો भू ના વિધિલિઙ્ પ્રમાણે બનાવવા.

આત્મનેપદમાં तुद्+लिङ्, તેનો त વગેરે, श, सीयुट्, અનુબંધ લોપ, स् નો લોપ. ગુણ यूનો લોપ–तुदेत, तुदेयाताम् तुदेरन्। तुदेथाः तुदेयाथाम्। तुदेध्वम् तुदेय, तुदेवहि, तुदेमहि। રૂપો एध् ના વિધિલિઙ્ પ્રમાણે બનાવવાં.

આત્મનેપ,માં तुद्+लिङ्, તેના त, आताम् झ, વગેરે, તેમની આર્ધધાતુકસંજ્ઞા सीयुट्नो આગમ, त थ, ને सुट्નો આગમ,

**अतुत्साताम्, अतुत्सत । अतुत्थाः, अतुत्साथाम्, अतुद्ध्वम् अतुत्सि, अतुत्स्वहि, अतुत्स्महि, । इति तुदादयः ।**

વ્યા० तुद्+આશીર્લિङ्, તેનો तिप्, तस् વગેરે, તેમનો આર્ધધાતુક સંજ્ઞા, यासुट्, અનુબન્ધલોપ, तिना इनो લોપ, स्नो સયોગાદિલોપ= **तुद्यात्, तुद्यास्ताम्, तुद्यासुः। तुद्याः तुद्यास्तम, तुद्यास्त। तुद्यासम् तुद्यास्व तुद्यास्म।** રૂપો મૂના આશીર્લિङ्ग પ્રમાણે બનાવવા. આત્મનેપદમાં तुद्+त तेने सीयुट् "लिङ्सिचावात्मनेपदेषु" "સૂત્રથી सीयुट्नो કિત્વદ્ભાવ, તેથી "क्ङिति च" સૂત્રથી લઘૂપધગુણનો નિષેધ, दनो तने सुट्=सुट् ના सनो ष् तनो=ष्टुत्वथी **टतुत्सीष्ट, तुत्सीयास्ताम् तुत्सीरन्। तुत्सीष्ठाः तुत्सीयास्थाम् तुत्सीध्वम्। तुत्सीय, तुत्सीवहि, तुत्सीमहि।** રૂપો एधना આશીર્લિङ् પ્રમાણે કરવા.

तुद्+लुङ् तेनो तिप्, तस् झि, વગેરે ધાતુને अट्नो આગમ, टनो લોપ, अतुद्+ति, च्लि, तेनो सिच् અનુબન્ધલોપ, तिना इ नो લોપ "अस्तिसिचो०" સૂત્રથી અપ્રકૃતસ ज्ञा त् ने ईट्नो આગમ 'वदव्रजहल०' (મૂળમાં નથી) સૂત્રથી तु ના ઉકારની વૃદ્ધિ=तौ, दनो त= **अतौत्सीत्**, तस्नो ताम्, अतौत्+स, ताम्‌માં 'झलो झलि' સૂત્રથી सनो લોપ=**अतौत्ताम्, अतौत्सुः** મા झिनो जुस् )વગેરે રૂપો મૂળમાં આપેલાં સિદ્ધ કરવાં.

આત્મનેપદમાં तुद्+लुङ्, तेनो त, आताम् झ, વગેરે ધાતુને अट्नो આગમ, च्लि, तेनो सिच्, आर्धधातुक સંજ્ઞા, લઘૂપધ ગુણ થવા આવ્યો, सिच्नो "लिङ्सिचा०" સૂત્રથી कित्वद्भाव તેથી ગુણનો નિષેધ, अतुद्+स+ति, इ લોપ, "झलो झलि" સૂત્રથી स् नो લોપ ધાતુના द् नो त्=अतुत्त, अतुत्साताम्, વગેરે રૂપો મૂળમાં આપેલા છે. તે સિદ્ધ કરવા

तुद्+लृङ्, तेनो तिप्, तस्, વગેરે ધાતુને अट्नो આગમ, स्य પ્રત્યય આર્ધધાતુકસંજ્ઞા, લઘૂપધગુણ तिना इनो લોપ=दनो त= **अतोत्स्यत् अतोत्स्यताम्, अतोत्स्यन्। अतोत्स्यः, अतोत्स्यतम अतोत्स्यत। अतोत्स्यम. अतोत्स्याव. अतोत्स्याम।**

## ७ अथ रुधादयः ।

रुधिर् आवरणे ॥ १ ॥ ( ३९९ ) रुधादिभ्यः श्नम् ३ । १ । ७८ । शपोऽपवादः । (४००) झषस्तथोर्धोऽधः ७ । २ । ४० । झषः परयोः तथोर्धः स्यात् न तु दधातेः । रुणद्धि । श्नसोरल्लोपः । (४०१) झरो झरि सवर्णे ८ । ४ ।

---

(७) રુધાદિગણ શરૂ થયો.

(૩૯૯) અર્થ=રુધાદિ ગણ પઠિત ધાતુઓથી શ્નમ્ પ્રત્યય થાય. शपो० આ સૂત્ર शप् નો બાધ કરે છે.

(૪૦૦) અર્થ=झष् થી પર त, ને ध નો ध થાય, પરન્તુ धा ધાતુ (ત્રીજા ગણુનો) તેમાં ध થતો નથી.

(૪૦૧) અર્થ=हल् થી પર झर् નો વિકલ્પે લોપ થાય, સવર્ણ झर् પરમાં હોય તો.

---

રૂપો મૂના લૃઙ્ પ્રમાણે બનાવવા.

આત્મનેપદમાં तृद्+लङ्, તેનો त, आताम् झ, વગેરે, ધાતુને अट् નો આગમ, स्य પ્રત્યય, આર્ધધાતુકસંજ્ઞા, લઘૂપધગુણ=दृનો द =अतोत्स्यत, अतोत्स्येताम्, अतोत्स्यन्त । अतोत्स्यथाः, अतोत्स्येथाम्, अतोत्स्यध्वम् । अतोत्स्ये, अतोत्स्यावहि, अतोत्स्यामहि । રૂપો एधना लृङ् પ્રમાણે સિદ્ધ કરવાં.

(૬) એ પ્રમાણે તુદાદિ ગણ પૂરો થયો.

---

(૧) रुधिर्=ઢાંકવું, રોકવું–ઘેરો ઘાલવો, નોટ–આ ધાતુ ઉભય પદી છે. इर् ની ઇત્સંજ્ઞા, થઈ લોપ થાય છે. श्नम्, માં श् , ને म् બન્ને ઇત્સંજ્ઞક છે તેથી લોપ થાય છે. मित् હોવાથી અન્ત્ય अच्-થી પર श्नम् થાય. तिप्, सिप् , मिप्, આ પ્રત્યયો पित् છે. તેથી श्न ના અકારનો લોપ થતો નથી. બાકીના अपित् પ્રત્યયોમાં "श्नसोरल्लोपः" સૂત્રથી न ના અકારનો લોપ થાય છે. સાર્વધાતુક પ્રત્યયામાં श्नम्=रु+न+ध्+ति, तस् વગેરેમાં अ નો લોપ=रु न्+ध् तस्-વગેરે

**३५। हलः परस्य झरो लोपो वा सवर्णे झरि। रुन्धः। रुन्धन्ति। रुणत्सि, रुन्धः, रुन्ध। रुणध्मि, रुन्ध्वः, रुन्ध्मः।**

---

વ્યા૦ रुध्+लट्, તેના तिप् વગેરે. તેમની સાર્વધાતુકસંજ્ઞા, शप् ના બાધ કરી "रुधादिभ्यः०" સૂત્રથી, श्नम्, श, म् ની ઇત્સંજ્ઞા, લોપ, મિત્ હોવાથી અન્ત્ય અચ્ रु માં उ, પછી મૂકવો रु+न+ध्+ति, "झषस्तथो०" સૂત્રથી ति ના त् નો ध्, "अट्कुप्वाङ्०" સૂત્રથી श्नम् ના न નો ण "झलां जश् झशि" સૂત્રથી ધાતુના ध् નો द्=रुणद्धि, तस् માં ઉપર મુજબ કર્યા બાદ "श्नसो०" સૂત્રથી श्नम् ના अ નો લોપ, "झषस्तथोः" સૂત્રથી त નો ध, ધાતુના ध् નો "झरो झरि०" સૂત્રથી વિકલ્પે લોપ; स् નો રુત્વ વિસર્ગ=रुन्धः, લોપ ન થાય ત્યારે ध् નો द्=रुन्द्धः, झि નો अन्ति०બાકીની પ્રક્રિયા ઉપર મુજબ= रुन्धन्ति। सिप् માં ઉપર મુજબ પ્રક્રિયા श्नम्, સાર્વધાતુકસંજ્ઞા, અનુબંધલોપ, न નો ण કર્યા બાદ "खरि च" સૂત્રથી ધાતુના ध् નો त्=रुणत्सि, थस्, थ માં तस् મુજબ પ્રક્રિયા=रुन्द्धः रुन्धः। मिप् માં श्नम्, न નો ण વગેરે ઉપર મુજબ, रुणध्मि, वस्, मस् મા श्नम् ના अ નો લોપ બન્ને स् ના રુત્વ વિસર્ગ रुन्ध्वः रुन्ध्मः।

આત્મનેપદમાં–रुध्+लट्, તેના, त, आताम्, झ વગેરે, સાર્વધાતુક સંજ્ઞા श्नम्, અનુબંધ લોપ, अ નો લોપ त નો ध, टि નો एं ધાતુના ध् નો વિકલ્પે લોપ=रुन्धे, रु न ध् आताम् માં आम्=टि નો ए रुन्धाते, झ નો अत, टि નો ए=रुन्धते थास् નો से, ध् નો त =रुन्त्से रुन्धाथे, रुन्ध्वे। रुन्धे, रुन्ध्वहे रुन्ध्महे. આત્મનેપદમાં સાર્વધાતુકના બધા પ્રત્યયો પર રહેતા श्नम् ના अ નો લોપ કરવો.

વ્યા૦ रुध्+लिट्, તેના तिप्, तस्. झि, વગેરે તેમની આર્ધધાતુકસંજ્ઞા, "परस्मैपदा०" સૂત્રથી णल्, अतुस्, उस्, વગેરે આદેશો, અનુબંધલોપ, ધાતુનું દ્વિત્વ,અભ્યાસસંજ્ઞા. અભ્યાસનું કાર્ય લોપ, रुरुध् અ, લઘૂપધગુણ=रुरोध, अतुस् उस् વગેરે કિત્ હોવાથી લઘૂપધ ગુણનો નિષેધ स ના રુત્વ, વિસર્ગ=रुरुधतुः, रुरुधुः। सिप् નો थल् અનુ-

અ'ધલોપ, લઘૂપધગુણ, ધાતુ અનિટ હોવાથી क्रादिनियमात् थ, व. म, ત્રણેય ને इट् નો આગમ=रुरुधिथ रुरुधथुः रुरुध । रुरोध रुरुधिव, रुरुधिम.

૦૫૧૦ આત્મનેપદમાં रुध्+लिट्, તેનો त, आताम्, વગેરે, આર્ધ'-ધાતુકસંજ્ઞા ક્િત્વ, અભ્યાસ સંજ્ઞા, અભ્યાસકાર્ય', त ને। ए रुरुधे, आताम् માં आम्=टि નો ए=रुरुधाते, झ નો इरेच् च् નો લોપ=**रुरुधिरे** थास् નો से, इट् નો આગમ, स् નો ष=रुरुधिषे, आथाम् માં आम्= टि નો ए, ध्वम् મા टि નો ए=रुरुधाथे, रुरुधिध्वे। इ, वहि, महि મા टि નો ए, व, म ને इट् નો આગમ—रुरुधे, रुरुधिवहे, **रुरुधिमहे** ।

रुध्+लुट्, તેનો तिप् तस्, सि, વગેરે तास्, તેની આર્ધધાતુક-સંજ્ઞા, લઘૂપધગુણ. तिप् વગેરેનો અનુક્રમે, डा, रौ, रस्, इ ની ઘસંજ્ઞા, લોપ, डित्वात् तास् ના आस्=टि નો લોપ, त નો ध् ધાતુના ધ્નો द्=रोद्धा, रोद्धारौ, रोद्धारः અહીં तास्ना स् ને લોપ सिप्मा स् નો લોપ=रोद्धासि, रोद्धास्थ, रोद्धास्थ। रोद्धास्मि, रोद्धास्वः, रोद्धास्मः ।

આત્મનેપદમાં रुध्+लुट्, તેનો त, आताम्। વગેરે तास् આર્ધ-ધાતુકસંજ્ઞા લઘુપધગુણ ઉપર મુજબ=**रोद्धा, रोद्धारौ. रोद्धारः । रोद्धासे, रोद्धासाथे, रोद्धाध्वे । रोद्धाहे, रोद्धास्वहे, रोद्धास्महे** રૂપો एधुના लुट् પ્રમાણે સિદ્ધ કરવા.

रुध्+लृट्, તેનો, तिप्, तस् सि વગેરે स्य પ્રત્યય તેની આર્ધ-ધાતુકસંજ્ઞા, લઘુપધગુણ ધાતુના ધ્નો द. તેનો "खरि च" સૂત્રથી द्=रोत्स्यति, तस्, ના सના રુત્વ વિસર્ગ, **रोत्स्यतः**, झि નો अन्ति, પરરૂપ **रोत्स्यन्ति । रोत्स्यसि रोत्स्यथः, रोत्स्यथ । रोत्स्यामि रोत्स्यामः** આદીનાં રૂપો भू ના लट् પ્રમાણે બનાવવા.

रुन्धात्, रुन्धाम्, रुन्धन्तु । रुन्धि । रुणधानि, रुणधाव, रुणधाम् । रुन्धाम्, रुन्धाताम्, रुन्धताम् । रुन्त्स्व, रुणधै रुणधावहै, रुणधामहै । अरुणत्, अरुणद् अरुन्धाम्, अरुन्धन् । अरुणः, अरुणत्, अरुन्ध अरुन्धाताम्, अरुन्धत

---

વ્યા૦ આત્મનેપદમા રુધ્+લ્રુટ, તેના त आताम्, વગેરે स्य, આર્ધધાતુકસંજ્ઞા, લઘૂપધગુણ ઉપર પ્રમાણે કરી अ ટિનો ए=रोत्स्यते, रोत्स्येते, रोत्स्यन्ते । रोत्स्यसे, रोत्स्येथे, रोत्स्यध्वे । रोत्स्ये, रोत्स्यावहे, रोत्स्यामहे રૂપો एधના लृट પ્રમાણે બનાવવા

રુધ+લોટ્, તેનો, तिप्, तस વગેરે, श्नम् સાર્વધાતુકસંજ્ઞા, અનુબંધ લોપ, न નો ण, ति ના त् નો धू, ધાતુના धू ના द्,-ઇકારનો उ, तु નો વિકલ્પે तातङ्,=रुणद्धु, तातङ्, ङित् હોવાથી न ના અનો લોપ=रुन्धात्, तस् નો ताम्, झिनो अन्ति, इनो उ, अ-ના અનો લોપ, रुन्धाम्, रुन्धन्तु । रुन्धू सि, ને सि તેનો पि धू નો નો લોપ, रुन्धाम्, रुन्धन्तु । ... વિકલ્પે લોપ, रुन्धि, रुन्धात्, रुन्धम्, रुन्ध । रुणधानि, रुणधाव, रुणधाम, । રૂપો भूના लोट् પ્રમાણે બનાવવા

આત્મનેપદમા रुध्+लोट तेनो त, आताम् झ, વગેરે श्नम्, અનુબંધલોપ, સાર્વધાતુકસંજ્ઞા, न ના અનો લોપ, तिनो ए, तेनो आम्, तनो ध=रुन्धाम, रुन्धाताम्, रुन्धताम् । रुन्त्स्व, रुन्धाथाम्, रुन्ध्वम् । रुणधै, रुणधावहै, रुणधामहै । રૂપો श्नम् કર્યા બાદ एध् પ્રમાણે બનાવવા.

रुध्+लङ् । તેનો तिप्, तस् વગેરે, સાર્વધાતુકસંજ્ઞા, श्नम्, અનુબંધલોપ ધાતુને अट्નો આગમ, न નો ण, तिना ઇકારનો લોપ "हल्ङ्या०" સૂત્રથી त् નો લોપ, "झलां जशोऽन्ते" સૂત્રથી धूનો द्, "वावसाने" સૂત્રથી द् નો વિકલ્પે त=अरुणत्, अरुणद्, तस् નો ताम्, तनो ध्, न ના અનો લોપ. धूનો द्=अरुन्द्धाम्, झि નો अन्ति, इनो લોપ, त् નો લોપ अरुन्धन्, । अरुधूण+सिप् માં

અપધલોપ, લઘૂપધગુણ, ધાતુ અનિટ હોવાથી क्रादिनियमात् थ, व, म, ત્રણેય ને इट् નો આગમ=**रुरुधिथ रुरुधथुः रुरुध । रुरोध रुरुधिव, रुरुधिम.**

વ્યા૦ આત્મનેપદમાં रुध्+लिट्, તેનો त, आताम्, વગેરે, આર્ધધાતુકસંજ્ઞા દ્વિત્વ, અભ્યાસ સંજ્ઞા, અભ્યાસકાર્ય, त નો ए रुरुधे, आताम् મા आम्=टि નો ए=**रुरुधाते**, झ નો इरेच् च् નો લોપ=**रुरुधिरे** थास् નો से, इट् નો આગમ, स् નો ष्=**रुरुधिषे**, आथाम् મા आम्=टि નો ए, ध्वम् મા टि નો ए=**रुरुधाथे, रुरुधिध्वे।** इ, वहि, महि મા टि નો ए, व, म ને इट् નો આગમ—**रुरुधे, रुरुधिवहे, रुरुधिमहे ।**

रुध्+लुट्, તેનો तिप् तस्, झि, વગેરે तास्, તેની આર્ધધાતુકસંજ્ઞા, લઘૂપધગુણ. तिप् વગેરેનો અનુક્રમે, डा, रौ, रस्, इ ની ઈત્સંજ્ઞા, લોપ, डित्वात् तास् ના आस=टि નો લોપ, त् નો ध् ધાતુના ધ્નો द्=**रोद्धा, रोद्धारौ, रोद्धारः.** અહીં तासના स् નો લોપ सिप्‌મા स् નો લોપ=**रोद्धासि, रोद्धास्थ, रोद्धास्थ। रोद्धास्मि, रोद्धास्वः, रोद्धास्मः ।**

આત્મનેપદમાં रुध्+लुट्, તેનો त, आताम्। વગેરે तास् આર્ધધાતુકસંજ્ઞા લઘુપધગુણ ઉપર મુજબ=**रोद्धा, रोद्धारौ, रोद्धारः। रोद्धासे, रोद्धासाथे, रोद्धाध्वे । रोद्धाहे, रोद्धास्वहे, रोद्धास्महे** રૂપો एधના लुट् પ્રમાણે સિદ્ધ કરવા.

रुध्+लृट्, તેના, तिप्, तस् झि વગેરે स्य પ્રત્યય તેની આર્ધધાતુકસંજ્ઞા, લઘુપધગુણ ધાતુના ध् નો द्. તેનો "खरि च" સૂત્રથી त्=**रोत्स्यति**, तस् ના सના રુત્વ વિસર્ગ, **रोत्स्यतः**, झि નો अन्ति, પરરૂપ **रोत्स्यन्ति। रोत्स्यसि रोत्स्यथः, रोत्स्यथ। रोत्स्यामि रोत्स्यामः.** બાકીના રૂપો भू ના लृट् પ્રમાણે બનાવવા.

रुन्धात्, रुन्धाम्, रुन्धन्तु । रुन्धि । रुणधानि, रुणधाव, रुणधाम् । रुन्धाम्, रुन्धाताम्, रुन्धताम् । रुन्त्स्व, रुणधै रुणधावहै, रुणधामहै । अरुणत्, अरुणद् अरुन्धाम्, अरुन्धन् । अरुणः, अरुणत्, अरुन्ध अरुन्धाताम्, अरुन्धत

---

व्या० આત્મનેપદમાં રુધ્+લ્રુટ, તેના त आताम्, વગેરે स्य, આર્ધધાતુકસંજ્ઞા, લઘૂપધગુણ ઉપર પ્રમાણે કરી अ ટિનો ए=रोत्स्यते, रोत्स्येते, रोत्स्यन्ते । रोत्स्यसे, रोत्स्येथे, रोत्स्यध्वे । रोत्स्ये, रोत्स्यावहे, रोत्स्यामहे રૂપો એધના લ્રુટ પ્રમાણે બનાવવા.

રુધ+लोट्, તેનો, तिप्, तस् વગેરે, श्नम् સાર્વધાતુકસંજ્ઞા, અનુબંધ લોપ, न નો ण, ति ના त् નો ध्, ધાતુના ध् ના द्, ઇકારનો उ, तु નો વિકલ્પે तातङ्,=रुणद्धु, तातङ्, ङित् હોવાથી न ના अनो લોપ=रुन्द्धात्, तस् નો ताम्, झिनो अन्ति, इनो उ, अना अनो લોપ, रुन्धाम्, रुन्धन्तु । रुन्ध् सि, અસિ તેનો धि. ध् નો વિકલ્પે લોપ, रुन्धि, रुन्धात्, रुन्धम्, रुन्ध । रुणधानि, रुणधाव, रुणधाम. । રૂપો ભૂના લોટ પ્રમાણે બનાવવા

આત્મનેપદમાં રુધ્+लोट તેનો त, आताम् झ, વગેરે श्नम्, અનુબંધલોપ, સાર્વધાતુકસંજ્ઞા, न ના अनो લોપ, तिनो ए, તેનો आम्, तनो ध=रुन्धाम, रुन्धाताम्, रुन्धताम् । रुन्त्स्व, रुन्धाथाम्, रुन्ध्वम् । रुणधै, रुणधावहै, रुणधामहै । રૂપો श्नम् કર્યા બાદ એધ્ પ્રમાણે બનાવવા.

રુધ્+लङ् । તેનો तिप्, तस् વગેરે, સાર્વધાતુકસંજ્ઞા, श्नम्, અનુબંધલોપ ધાતુને अट्नो આગમ, न નો ण, तिना ઇકારનો લોપ "हलङ्या०" સૂત્રથી त् નો લોપ, "झलां जशोऽन्ते" સૂત્રથી ध्नो द्, "वावसाने" સૂત્રથી द् નો વિકલ્પે त्=अरुणत्, अरुणद्, तस् नो ताम्, तनो ध्, न ના अनो લોપ. ध्नो द्=अरुन्द्धाम्, झि नो अन्ति, इनो લોપ. त् નો લોપ अरुन्धन्, । अरुध्ण+सिप् માં

अरुन्धाः । रुन्ध्यात्, रुन्धीत । (४०२) लिङ् । सिचावात्मनेपदेषु १ । २ । ११ । इकुसमीपाद् हलः परौ लिङ्-सिचौ कितौ स्तः तङि । रुत्सीष्ट । अरुधत् । (४०३) वद-व्रज-हलन्तस्याचः ७ । २ । ३ । एषामचो वृद्धिः सिचि परस्मैपदेषु

---

(४०२) અર્થ–इक् ની પાસે રહેલા हल्થી પર लिङ् અને सिच् , બન્ને ને कित થાય, આત્મનેપદના પ્રત્યય પરમાં હોય તો.

(४०३) અર્થ–वद् , व्रज , અને हल् પ્રત્યાહારના અક્ષર અન્તમાં છે એવા अच् ની વૃદ્ધિ થાય, પરસ્મૈપદ सिच् પરમાં હોય તો.

---

इनो લોપ, " हलङ्याभ्यो- " સૂત્રથી स् નો લોપ, ध् નો જશ્ત્વથી द् " दश्च " (મૂળમાં નથી) સૂત્રથી પદાન્ત द् નો વિકલ્પે रु, रुकारनो लोप, રેફનો વિસર્ગ=अरुणः, अरुणत्, अरुणद्, थस् નો तम्, અને थ નો त, બન્ને तनो ध, भनो લોપ, धूनो द्=अरुन्धम्, अरुन्ध । मिप् નો अम्=अरुणधम्, अरुन्ध्व, अरुन्ध्म ।

આત્મનેપદમાં रुध्+लङ् , तेनो त, आताम्= વગેરે, श्नम्, અનુબંધલોપ भनो લોપ, ધાતુને अट्नो આગમ, तनो ध, ધાતુના धूनो विकल्पे लोप=अरुन्ध, अरुन्धाताम्, अरुन्धत, । अरुन्धाः अरुन्धाथाम्, अरुन्ध्वम् । अरुन्धि, अरुन्ध्वहि, अरुन्ध्महि । રૂપો एधना लङ् પ્રમાણે બનાવવા.

रुध्+विधिलिङ्, तेनो तिप्, तस्, વગેરે, અનુબંધલોપ, यासुद नो આગમ, તે ङित होवाथी श्नम् ना અકારનો લોપ, स् नो लोप तिना धकारनो लोप=रुन्ध्यात्, रुन्ध्याताम्, रुन्ध्युः । रुन्ध्याः रुन्ध्यातम् , रुन्ध्यात । रुन्ध्याम् रुन्ध्याव, रुन्ध्याम, રૂપો श्न कर्म पछी भूना विधिलिङ् પ્રમાણે બનાવવાં.

વ્યા० આત્મનેપદમાં નો रुध्+विधिलिङ्, तेनो, त, आताम् , झ, વગેરે, श्नम्, અનુબંધલોપ, સાર્વધાતુક સંજ્ઞા, सीयुट नो આગમ અનુબંધલોપ, न ना भनो લોપ, स् नो લોપ यूनो લોપ=रुन्धीत रुन्धीयाताम्, रुन्धीरन् । रुन्धीथाः रुन्धीयाथाम् , रुन्धीध्वम् ।

रुन्धीवहि, रुन्धीमहि । રૂપો एधू ના વિધિલિ_ માફક બનાવવાં.

अरौत्सीत् अरौद्धाम्, अरौत्सुः । अरौत्सी, अरौद्धम्, अरौद्ध । अरौत्सम् । अरौत्स्व, अरौत्स्म । अरुद्ध । अरुत्साताम् । अरुत्सत । अरोत्स्यत्, अरोत्स्यत । इति रुधादयः ।

---

रुध्+आशीर्लिङ्, तेनो तिप्, तस् वगेरे यासुट् नो आगम आर्धधातुकसंज्ञा इ नो लोप स् नो संयोगादि लोप=रुध्यात्, रुध्यास्ताम्, रुध्यासुः । रुध्याः रुध्यास्तम् रुध्यास्त । रुध्यासम्, रुध्यास्व, रुध्यास्म । रूपो भू ना आ० लि० प्रमाणे बनाववा,

रुध्+लिङ्, तेनो त, आताम् झ, आर्धधातुकसंज्ञा सीयुट्, त, ष ने सुट्, बन्नेमा अनुबन्धलोप स नो ष्, धातुना ध् नो त्, त नो ष्टुत्वथी ट=रुध् नो लघूपधगुण थवा आव्यो "लिङ् सिचावा०" सूत्रथी सीयुटनो क्ति, तेथी 'क्ङिति'' सूत्रथी गुणनो निषेध= रुत्सीष्ट, रुत्सीयास्ताम्, रुत्सीरन् । रुत्सीष्ठाः । रुत्सीयास्थाम् . रुत्सीध्वम् । रुत्सीय; रुत्सीवहि रुत्सीमहि । रूपो एध् ना आशीर्लिङ्० प्रमाणे बनाववा

रुध्+लुङ्, तेनो तिप्, तस्, सि० वगेरे, धातुने अट् नो आगम, च्लि, तेनी आर्धधातुक संज्ञा 'इरितो वा'' (मूलमा नथी) सूत्रथी च्लि नो अङ् आदेश ङित होवाथी लघूपधगुण नो निषेध ति ना इनो लोप=अरुधत्, अरुधताम् अरुधन्, अरुधः अरुधतम्, अरुधत । अरुधम्, अरुधाव अरुधाम । रूपो च्लि नो अङ् आदेश कर्यो बाद भूना लुङ् प्रमाणे बनाववा अङ् आदेश न थयो त्यारे, च्लिनो सिच्, अनुबन्ध लोप अरु ध्+स् ति ना इकारनो लोप 'अस्तिसिचो०' सूत्रथी त् ने ईट् नो आगम, 'वदव्रज०' सूत्रथी रु ना उकारनी वृद्धि. ध् नो त्, अरौत्सीत्. तस्नो ताम्, तनो ध् सि नो 'झलो झलि' सूत्रथी लोप बाकी उपर मुजब=अरौद्धाम्, अरौत्सुः मा सिनो जुस् अनो लोप करवो अरौत्सी थस्नो तम्ने थने त, ते बन्नेनो ध=अरौद्धम्, अरौद्ध. वगेरे मूळनां रूपो सिद्ध करवा अही' 'झलो झलि' थी सनो लोप

मिप् नो अम्-अरौत्सम्, अरौत्स्व, अरौत्स्म, सिद्ध करवां

६५१०—આત્મનેપદમાં रुधू+लुङ्, तेनो त आताम् झ, वगेरे च्लि, तेने। सिच्, अनुबन्धलोप, आर्धधातुक संज्ञा, धातुने अट्नो आगम, "लिङ्सिचावा०" सूत्रथी सिच् ने कित्, लघूपध गुणनो निषेध "झलो झलि" थी स् नो त नो लोप ध धातुना धू नो द्+अरुद्ध, आताम् मां धू नो त् अरुत्साताम्, अरुत्सत। अरुद्धाः अरुत्साथाम्, अरुद्ध्वम्। अरुत्सि, अरुत्स्वहि अरुत्स्महि।

रुधू+लृङ्, तेनो तिप्, तस् झि, वगेरे धातुने अट् आगम स्य प्रत्यय, आर्धधातुक संज्ञा, लघूपध गुण, धूनो त्—अरोत्स्यत्, तस्, वगेरे प्रत्ययोमां अरोत्स्य बनावी तस् नो ताम्-अरोत्स्यताम् झि नो अन्ति, पररूप, इ नो लोप, त् नो लोप अरोत्स्यन्. सिप मां इ नो लोप स् ना रुत्व विसर्ग, अरोत्स्यः, थस् नो तम् अरोत्स्यतम्-थनो त=अरोत्स्यत। मिप् नो अम्, पूर्वरूप अरोत्स्यतम् वस्, मस्, मां अनो दीर्घ बन्ने सना रुत्व विसर्ग=अरोत्स्यावः। अरोत्स्यामः।

આત્મનેપદમાં પણ ઉપર પ્રમાણે त, आताम्-झ वगेरे प्रत्ययो पर रहेता अरोत्स्य+त= अरोत्स्यत, अरोत्स्येताम्, अरोत्स्यन्त। आरोत्स्यथा, अरोत्स्येथाम्। अरोत्स्यध्वम्। अरोत्स्ये. अरोत्स्यावहि, अरोत्स्यामहि। रूपो दुधू ना लुङ् प्रमाणे सिद्ध करवां.

(७) એ પ્રમાણે રુધાદિ ગુણ પૂરો થયો.

## ८ अथ तनादयः

तनु विस्तारे ॥१॥ (४०४) तनादिकृञ्भ्य उः ३ । १ । ७९ ।
शपोऽपवादः । तनोति, तनुते । ततान, तेने । तनितासि.

(૮) હવે તનાદિ ગણ શરૂ થયો.

(૪૦૪) અર્થ—તનાદિ ગણ પઠિત ધાતુથી અને કૃઞ ધાતુથી
ઉ પ્રત્યય થાય. શપો૦ આ સૂત્ર શપ્ નો બાધ કરે છે.
(૧) તનુ–વિસ્તાર કરવો. ઉકાર ની ઇત્સંજ્ઞા, તેનો લોપ કરવો
વ્યા૦ તન્+લટ્, તેના તિપ્, તસ્, झि વગેરે. સાર્વધાતુક સંજ્ઞા
શપ્, થવા આવ્યો. બાધ કરી "तनादिकृञ्०" સૂત્રથી उ પ્રત્યય, તેની
આર્ધધાતુક સંજ્ઞા, तन्+उ+ति, "सार्वधातु०" સૂત્રથી उનો ગુણ–
तनोति. तिप्, सिप्, मिप्, સિવાયના પ્રત્યયો અપિત્ છે. તેથી તેમાં
ગુણ થતો નથી. तस् ના स् ના રુત્વ વિસર્ગ–तनुतः, झिः નો અન્તિ
"इकोयणचि" સૂત્રથી उ નો યણ્ व् तन्वन्ति, सिप्, માં सि નો षू
तनोषि तनुथः, तनुथ, तनोमि, तनु+वस्, मस् માં "लोपश्चास्या-
न्यतरस्याम्" સૂત્રથી उ નો વિકલ્પે લોપ–तन्वः લોપ ન થાય ત્યારે
तनुवः, तन्मः, तनुमः ।
આત્મનેપદમાં तनु+ठ=तनु+त, आताम् વગેરે પ્રત્યયો,
લાવવાં त નો टि ए–तनुते, आताम् માં પણ टि ના ए तन्वाते झ
નો अत, टि નો ए યણ્–तन्वते, थास् નો से, તેનો ष् तनुषे, तन्वाथे
आताम् ની માફક, तनुध्वे. इ નો ए यण्, तन्वे, तन्वहे. મા ઉકાર
નો લોપ तनुवहे, तन्महे–ઉકાર લોપ तनुमहे तन्+लिट्, તેનો
तिप्, तस् વગેરે. તેમના સ્થાનમાં णल्. अतुस् વગેરે આર્ધધાતુક
સંજ્ઞા, દ્વિત્વ, અભ્યાસ સંજ્ઞા, અભ્યાસાદિ કાર્ય, ઉપધા વૃદ્ધિ–
ततान, 'अतुस्, उस् थल्, अथुस्, अ, वस्, मस्, માં ઉપર
મુજબ દ્વિત્વાદિ કરી "अत एक०" સૂત્રથી બીજા त ના अ નો एकार
અભ્યાસ ના त નો લોપ तेनतुः, तेनुः । तेनिथ, तेनथुः तेन
ततान, ततन માં ઉપધા વૃદ્ધિ વિકલ્પે કરવી, अ, म, ને બને પક્ષો
આગમ तेनिव, तेनिम ।

तनितासे । तनिष्यति, तनिष्यते । तनोतु, तनुतात् तनुताम् तन्वन्तु । सिपि—तनु-तनुतात्, तनुतम् तनुत । तनवानि

આત્મનેપદમાં त વગેરે પ્રત્યયો લાવી દ્વિત્વ, અભ્યાસ સંજ્ઞા એત્વાભ્યાસ લોપ त નો ए तेने, तेनाते तेनिरे, तेनिषे, तेनाथे तेनिध्वे । तेने तेनिवहे तेनिमहे । એધના લિટ્ પ્રમાણે રૂપો બનાવવાં.

નોટ— આ ધાતુ સેટ્ છે. તેથી वलादि આર્ધધાતુક ને इट्નો આગમ પરસ્મૈપદમાં थ, व, म, આત્મનેપદમાં से, ध्वम्, वहि, महि तास्, स्य, सिच् ને કરવો.

तन्+लुट्, તેનો तिप्, तास् આર્ધધાતુકસંજ્ઞા, तास्ને इट् નો આગમ, तिनो डा, डित् હોવાથી तास् નો आस्+टिनो લોપ तनिता, तनितास्+तस् तेनो रौ, स्नोलोप, झिनो रस्, तास्ना स् नोलोप, स्ना रुत्व विसर्ग, तनितारौ, तनितारः । सिप् માંના प् અને આ રીતે तास्ना स् નો લોપ=तनितासि, तनितास्थः, तनितास्थ । तनितास्मि, तनितास्वः, तनितास्मः । आत्मने०–तनिता, तनितारौ, तनितारः । तनितासे, तनितासाथे. तनिताध्वे । तनिताहे तनितास्वहे, तनितास्महे । રૂપો એધના लुट् પ્રમાણે સિદ્ધ કરવા.

तन्+लृट्, તેનો तिप्, तस्, વગેરે, स्य, આર્ધધાતુકસંજ્ઞા, इट् નો આગમ, स्यना स् નો ष्, तनिष्यति, तनिष्यतः, झि નો अन्ति, પરરૂપ=तनिष्यन्ति, । तनिष्यसि, तनिष्यथः तनिष्यथ । तनिष्यामि, तनिष्यावः तनिष्यामः ।

આત્મનેપદમાં तन्+लृट्, તેનો त, आताम्, વગેરે, स्य, આર્ધધાતુકસંજ્ઞા, इट् નો આગમ, स् નો ष्, टि નો ए=तनिष्यते, तनिष्येते, तनिष्यन्ते । तनिष्यसे, तनिष्येथे, तनिष्यध्वे । तनिष्ये, तनिष्यावहे, तनिष्यामहे । રૂપો એધના लृट् પ્રમાણે બનાવવાં.

तन्+लोट्, તેનો तिप्, तस्, झि, વગેરે, સાર્વધાતુકસંજ્ઞા उ તેનો ગુણ, तिना इनो उ = तनोतु, तु નો વિકલ્પે तातङ्

तनवाव, तनवाम । अतनोत्, अतनुत । तनुयात्, तन्वीत तन्यात् । तनिषीष्ट । "अतो हलादेः–" इति वा वृद्धिः ।

---

અનુબન્ધલોપ तनुतात्, तस् નો ताम्, तनुताम्, झि નો अन्ति, उ નો यण्=व्, इ નો लोप=तन्वन्तु, । सिप्, તેનો हि, તેનો વિકલ્પે तातङ्, અનુબન્ધલોપ तनुतात्, तातङ् ન થાય ત્યારે, 'उतश्च प्रत्ययाद०' સૂત્રથી हिनो લોપ तनु, थस्नो तम्=तनुतम्, थ नो त=तनुत । मिप् નો नि તેને आट् નો આગમ, उ નો ગુણ, ओ; તેનો अव् આદેશ=तनवानि, वस्, मस् ને आट् નો આગમ, બન્ને स् નો લોપ उ નો ગુણ, अव् આદેશ=तनवाव, तनवाम ।

આત્મનેપદમાં तन्+लोट्, તેનો त, आताम्, झ વગેરે, उ પ્રત્યય टिनो ए, તેનો आम्=तनुताम्, तन्वाताम्, तन्वताम् । तनुष्व, तन्वाथाम्, तनुध्वम् । तनवै, तनवावहै, तनवामहै । રૂપો एध् ના લોટ પ્રમાણે બનાવવા.

तन्+लङ्, તેનો तिप्, तस्, વગેરે, उ પ્રત્યય, ધાતુને अट् નો આગમ, उ નો ગુણ, ति ના इकारनो લોપ=अतनोत्, तस् नो ताम्=अतनुताम्, झि, नो अन्ति, उ नो यण्, इ नो લોપ, त् नो લોપ=अतन्वन् । सिप् માં उ નો ગુણ इ નો લોપ स् ના રુત્વ વિસર્ગ, अतनोः थस् नो तम्=अतनुतम्, थ नो त=अतनुत । मिप् નો तम् उ નો ગુણ अव् આદેશ=अतनवम् । वस्, मस् મા ઉકારનો વિકલ્પે લોપ स्નો લોપ, अतन्व, अतनुव, अतन्म, अतनुम ।

આત્મનેપદમા तन्+लङ्, તેનો त, आताम्, झ વગેરે उ પ્રત્યય ધાતુને अट् નો આગમ, अतनुत, आताम मा यण्= अतन्वाताम् झ नो अत, यण्=अतन्वत । अतनुथाः आथाम् मा यण्=अतन्वाथाम्, अतनुध्वम्, । इ मा यण्=अतन्वि, वहि, महि मा ઉકારનો વિકલ્પે લોપ, अतन्वहि, अतनुवहि, अतन्महि अतनुमहि । રૂપો एध् ના લङ् પ્રમાણે બનાવવાં.

तन्+विधिलिङ्, તેનો तिप्, तस्, झि, उ પ્રત્યય, यासुट्, અનુબન્ધલોપ, इ નો લોપ, स् નો લોપ=तनुयात्, तनुयाताम्,

अतनीत्, अतानीत् । (४०५) तनादिभ्यस्तथासोः २ । ४ । ७९ । तनादेः सिचो वा लुक् स्यात् तथासोः । इति सिचो लुकि(४०६) अनुदात्तोपदेश-वनति-तनोत्यादीनामनुनासिकलोपो झलि क्ङिति ६ । ४ । ३७ । अनुनासिकान्तानामेषां वनतेश्च लोपः स्याद् झलादौ किति ङिति परे। अतत, अतनि अतथाः, अतनिष्ठाः । अतनिष्यत् । अतनिष्यत । इति तनादयः

(४०५) અર્થ તન્ વગેરે ધાતુથી પર આવેલા સિચ્ નો વિકલ્પે લોપ થાય, त. અથવા थास् પરમાં હોય તો.

(४०६) અર્થ– અનુનાસિક અંતમાં છે એવા (यम् , रम्, नम्, गम्, हन् , मन्) ધાતુના અને तन् આદિ નવ ધાતુના અનુનાસિકનો લોપ થાય. झलादि=झल् પ્રત્યાહારનો અક્ષર આદિમા છે તેવા કિત્ અથવા ङित् પ્રત્યય પરમાં હોય તો.

---

तनुयुः । तनुयाः तनुयातम् , तनुयात । तनुयाम् तनुयाव तनुयाम् રૂપો भू ના વિધિલિઙ્ પ્રમાણે બનાવવા.

આત્મનેપદમાં तन्+विधिलिङ , તેના त, आताम् , झ, વગેરે, झ, सीयुट् અનુબંધલોપ ह નો લોપ, य् નો લોપ, यण्=तन्वीत, तन्वीयाताम्, तन्वीरन्। तन्वीथाः, तन्वीयाथाम्, तन्वीध्वम्। तन्वीय, तन्वीवहि, तन्वीमहि, રૂપો एध् ના વિધિલિઙ્ પ્રમાણે બનાવવ

तन+आशीर्लिङ् , તેનો तिप् , तस् , झि, વગેરે તેમની આર્ધધાતુકસંજ્ઞા यासुट् , અનુબંધલોપ, ति ના इकारનો લોપ स् નો स યોગાદિ લોપ, तन्यात् , तन्यास्ताम् , तन्यासुः । तन्याः, तन्यास्तम् , तन्यास्त । तन्यासम् , तन्यास्व. तन्यास्म । રૂપો भू ના આશીર્લિંઙ્ પ્રમાણે બનાવવા.

तन्+आशीर्लिङ् , તેનો त, आताम् , झ, વગેરે, सीयुट् , त–थ ને सुट्. બન્નેમા અનુબંધલોપ, આર્ધધાતુકસંજ્ઞા. इट् નો આગમ બન્ને स् નો ष, त નો ષ્ટુત્વથી ट=तनिषीष्ट, तनिषीयास्ताम् तनिषीरन् । तनिषीष्ठाः, तनिषीयास्थाम् तनिषीध्वम् । तनिषीय, तनिषीवहि, तनिषीमहि, રૂપો एध ના આશીર્લિંઙ્ પ્રમાણે બનાવવા.

વ્યા૦—तन्+लुङ् , તેનો तिप्, तस्० વગેરે, ધાતુને अट् નો આગમ च्लि, તેનો सिच्, આર્ધધાતુકસંજ્ઞા, अट् નો આગમ, ति ના इ નો લોપ, "अस्तिसिचो०" સૂત્રથી तिप् અને सिप् ને ईट् નો આગમ, स् નો લોપ, સવર્ણદીર્ઘ, 'अतोहला०" સૂત્રથી વિકલ્પે ઉપધા अની વૃદ્ધિ=आ. अतानीत्, तस्नो ताम्, स् नो ष्, त नो ट=अतानिष्टाम्, झिनो "सिजभ्यस्त०" સૂત્રથી जुस् अट्ना अ આગમ અનુબંધલોપ स नो ष्=अतानिषुः। अतानीः अतानिष्टम् अतानिष्ट। अतानिषम् अतानिष्व, अतानिष्म। વૃદ્ધિ ન થાય ત્યારે ઉપર મુજબ કાર્ય કરી अतनीत्. अतनिष्टाम्, अतनिषुः। अतनीः अतनिष्टम् अतनिष्ट। अतनिषम्, अतनिष्व, अतनिष्म

આત્મનેપદમાં—तन्+लुङ् त आताम् झ, વગેરે, अट् નો આગમ च्लि, તેનો सिच्, આર્ધધાતુકસંજ્ઞા અનુબંધલોપ 'तनादिभ्य." સૂત્રથી सिच् નો લોપ "अनुदात्तोपदेश०" સૂત્રથી तन् ના न् નો લોપ अतत, थास् માં પણ ઉપર મુજબ. अतथाः सिच्નો લોપ ન થાય ત્યારે, તેને इट् નો આગમ, स નો ष ष्टुत्वથી तनो ट=अतनिष्ट, थास् માં स् ના સ્થાને વિસર્ગ,=अतनिष्ठाः, अतनिषाताम् , अतनिषत। अतनिषाथाम्, अतनिध्वम्। अतनिषि, अतनिष्वहि, अतनिष्महि-રૂપો भू અને एध् ના લુઙ્ પ્રમાણે કરવા.

तन्+लृङ् તેનો तिप्, तस् વગેરે, ધાતુને अट्, स्य, तिना इनो લોપ अतनिष्यत् अतनिष्यताम् આ तस् નો ताम् । झिनो अन्ति, પરરૂપ इनो લોપ न् નો લોપ=अतनिष्यन् । अतनिष्यः अतनिष्यतम्, अतनिष्यत.। अतनिष्यम्, अतनिष्याव, अतनिष्याम.

આત્મનેપદમાં ઉપર પ્રમાણે लट्, स्य, स् નો ष, इट् નો આગમ વગેરે કાર્ય કરી अतनिष्यत. अतनिष्येताम्. अतनिष्यन्त। अतनिष्यथाः अतनिष्येथाम् अतनिष्यध्वम्। अतनिष्ये अतनिष्यावहि अतनिष्यामहि=રૂપો भू અને एध्ના लङ् પ્રમાણે બનાવવાં.

૮ तनादि ગણ પૂરો થયો.

## ९ क्रयादयः ।

डुक्रीञ् द्रव्यविनिमये ॥१। (४०७) क्रयादिभ्यः श्ना ३।१।८१। शपोऽपवादः। क्रीणाति। (४०८) ई हल्यघोः ६।४।११३। श्नाऽभ्यस्तयोरात ईत् स्यात् सार्वधातुके

---

(૯) હવે ક્યાદિ ગણ શરૂ થયો,

(૪૦૭) અર્થ—ક્યાદિ ગણમાં પઠિત ધાતુઓથી શ્ના પ્રત્યય થાય શપો૦ આ સૂત્ર શપ્‌નો બાધ કરે છે

(૪૦૮) અર્થ—શ્ના, અને અભ્યસ્ત સંજ્ઞકના આનો દીર્ઘ =ઈ થાય સાર્વધાતુક ક્ઙિત્, ઙિત્ હલ્ આદિ પ્રત્યય પરમાં હોય તો પરન્તુ ઘુ સંજ્ઞાવાળો ધાતુ હોય તો તેના આનો ઈ થતો નથી

(૧) ડુક્રીઞ્=ધનની લેવડદેવડ કરવી, વેચવું, ખરીદવું, ડુ અને ઞ્ બન્નેની ઇત્સંજ્ઞા લોપ કરી क्री બચે છે.

નોટ—શ્ના પણ શ, શ્નમ્‌ની માફક શિત છે તેથી સાર્વધાતુક સંજ્ઞા થાય, અને અપિત્ હોવાથી "सार्वधा०" સૂત્રથી તેનો ઙિદ્વદ્‌ભાવ પણ થાય, ઞ્‌ની ઇત્સંજ્ઞા લોપ થવાથી આ ધાતુ ઉભયપદી છે તિપ્, સિપ્, મિપ્ આ ત્રણ પ્રત્યયો પર રહેતાં શ્નાનો આગમ કાયમ રહે છે બાકીના પરસ્મૈપદ અને આત્મનેપદના પ્રત્યયોમાથી વ્યંજનથી શરૂ થતા સાર્વધાતુક પ્રત્યયો પર રહેતા શ્ના આકારનો દીર્ઘ ઈ થાય છે. ને સ્વરથી શરૂ થતાં પ્રત્યયો પર રહેતા શ્નાના આકારનો લોપ થાય છે. તે અવશ્ય ધ્યાનમાં રાખવું. વળી શ્ન પ્રત્યય ક્યાં બાદ વિશેષ સૂત્રો બતાવીશું. ને બાકીના भू અને एध् પ્રમાણે સૂત્રો લગાડવા

વ્યા૦—क्री+लट्, तिप् સાર્વધાતુક સંજ્ઞા, प्‌નો લોપ "क्र्यादिभ्य" સૂત્રથી શ્ના પ્રત્યય, શનો લોપ, સાર્વધાતુક સંજ્ઞા ના અપિત્ હોવાથી ઙિદ્વદ્‌ભાવ, તેથી ગુણ ન થયો. નનો ण=क्रीणाति, क्रीणा+तस्‌માં આનો "ई हल्य०" સૂત્રથી દીર્ઘ ઈકાર, सना રુત્વ વિસર્ગ क्रीणीतः, झिनो अन्ति, "श्नाभ्यस्त०" સૂત્રથી આનો લોપ= क्रीणन्ति, । क्रीणासि थस्‌માં આનો ई, क्रीणीथः, थमां क्रीणीथ क्रीणामि, वस्, मस्‌માં આનો ई, બન્ને सना રુત્વ વિસર્ગ=क्रीणीवः। क्रीणीमः ।

क्ङिति हलि न तु घोः । क्रीणीतः । (४०९) श्नाभ्यस्तयोरातः ६।४।११२। अनयोरातो लोपः क्ङिति सार्वधातुके । क्रीणन्ति । क्रीणासि । क्रीणीथः । क्रीणीथ । क्रीणामि । क्रीणीवः । क्रीणीमः । क्रीणीते । क्रीणाते । क्रीणते । क्रीणीषे । क्रीणाथे । क्रीणीध्वे । क्रीणे । क्रीणीवहे क्रीणीमहे । चिक्राय । (४१०) अचि श्नु-धातु-भ्रुवां य्वोरियङुवङौ ६।४।७७। श्नु-प्रत्ययान्तस्य इवर्णोवर्णान्तस्य धातोर्भ्रू इत्यस्य चाङ्गस्य इयङ्-उवङौ स्तोऽजादौ प्रत्यये

---

(४०९) અર્થ—શ્ના અને અભ્યસ્ત સંજ્ઞકધાતુઓના આનો લોપ થાય, કિત્ ઙિત્ સાર્વધાતુક પ્રત્યય પરમાં હોય તો.

(૪૧૦) અર્થ—શ્નુ પ્રત્યયાન્ત, इ વર્ણાન્ત, उ વર્ણાન્ત ધાતુને અને भ्रू, અંગને इयङ્ને उवङ् આદેશ થાય, અજાદિ પ્રત્યય પરમાં હોય તો. (इनो इयङ् અને उनो उवङ् થાય.)

વ્યા૦ આત્મનેપદમાં क्री+लट्, त, आताम्, વગેરે, श्ना, સાર્વધાતુક સંજ્ઞા, आनो ई, न्‌नो ण्, टिनो ए क्रीणीते, आताम मां आनो लोप-आम् टिनो ए, क्रीणाते, झनो अत, आनो लोप, टिनो ए=क्रीणते, थासनो से, सनो ष, आनो ई=क्रीणीषे, क्रीणाथे= आतामूनी माफक ध्वम्‌मां आ नो ई=क्रीणीध्वे, इट्‌मां आनो लोप, टिनो ए=क्रीणे, वहि, महिमां आनो ई, टिनो ए=क्रीणीवहे, क्रीणीमहे રૂપો एध् પ્રમાણે કરવાં;

क्री+लिट्, तेनां तिप्-तस् વગેરે. તેમનો णल्, अतुस् વગેરે, તેમની આર્ધધાતુકસંજ્ઞા, क्री नुं દ્વિત્વ, અભ્યાસ સંજ્ઞા, અભ્યાસાદિકાર્ય લોપ હ્રસ્વ કુત્વ=चिक्री+अ, "अचोञ्णिति०" સૂત્રથી ईनी वृद्धि ऐ, आय् આદેશ=चिक्राय દ્વિત્વ. અભ્યાસકાર્ય કર્યાબાદ अतुस्, उस् વગેરે कित् હોવાથી ગુણવૃદ્ધિ ન થતાં "अचिश्नुधातु०" સૂત્રથી इनो इयङ्० અનુબન્ધ લોપ સ્નો રુત્વ વિસર્ગ=चिक्रियतुः । चिक्रियुः, चिक्री थमां "अजन्तोऽकारवान्०" આ કારિકાથી વિકલ્પે

**परे । चिक्रियतुः, चिक्रियुः । चिक्रेथ, चिक्रयिथ । चिक्रिये क्रेता । क्रेष्यति, क्रेष्यते । क्रीणातु क्रीणीतात् । क्रीणीताम् । अक्रीणात्. अक्रीणीताम् ,अक्रीणन्। अक्रीणाः, अक्रीणीतम् , अक्रीणीत । अक्रीणाम् , अक्रीणीव. अक्रीणीम । अक्रीणीत,**

---

इट्नो આગમ, इनो લોપ, ગુણ, अय् આદેશ **चिक्रयिथ**. इट् ન થાય ત્યારે **चिक्रेथ** એ રૂપો બને, **चिक्रियथुः चिक्रिय** બન્ને જગાએ इयङ् । **चिक्राय, चिक्रय, चिक्रियिव चिक्रियिम**

આત્મનેપદમા, દ્વિત્વ, અભ્યાસ સંજ્ઞા. અભ્યાસકાર્ય, હલાદિ- લોપ, કુત્વ, तनो एश् झनो इरेच्, અનુબંધલોપ "अचिश्नुधातु०" સૂત્રથી इयङ् થઈ—**चिक्रिये, चिक्रियाते, चिक्रियिरे । चिक्रियिषे, चिक्रियाथे. चिक्रियिध्वे । चिक्रिये, चिक्रियिवहे, चिक्रियिमहे।**

क्री+लुट्, तनो तिप् , तस्, झि, तास् પ્રત્યય આર્ધધાતુકસંજ્ઞા तिप् વગેરેના સ્થાનમાં અનુક્રમે डा रौ रस् , ગુણ डित्वात्–टि=आस् નો લોપ-**क्रेता, क्रेतारौ, क्रेतारः । क्रेतासि, क्रेतास्थः क्रेतास्थ । क्रेतास्मि, क्रेतास्वः, क्रेतास्मः ।** રૂપો भूना लुट् પ્રમાણે બનાવવાં. આત્મનેપદમાં, **क्रेता. क्रेतारौ, क्रेतारः । क्रेतासे, क्रेतासाथे, क्रेताध्वे । क्रेताहे, क्रेतास्वहे, क्रेतास्महे,** રૂપો एध् ના लुट् પ્રમાણે બનાવવા. क्री+लृट्, तिप् , तस् વગેરે, स्य, આર્ધધાતુકસંજ્ઞા ગુણ, स् નો ष् **क्रेष्यति, क्रेष्यतः, क्रेष्यन्ति । क्रेष्यसि, क्रेष्यथः, क्रेष्यथ । क्रेष्यामि, क्रेष्यावः, क्रेष्यामः ।** રૂપો भू ના लट् પ્રમાણે બનાવવા. આત્મનેપદમાં त आताम् વગેરે स्य, आनो ए ગુણ ટિનો ए=**क्रेष्यते, क्रेष्येते क्रेष्यन्ते । क्रेष्यसे, क्रेष्येथे, क्रेष्यध्वे । क्रेष्ये, क्रेष्यावहे. क्रेष्यामहे,** રૂપો एध् ના लृट् પ્રમાણે બનાવવાં.

क्री+लोट् । तिप् , तस्, વગેરે–સાર્વધાતુકસંજ્ઞા, श्ना અનુબંધ લોપ–इकारनो ઉકાર, न નો ण=क्रीणातु, तु નો तातङ् વિકલ્પે થાય ત્યારે क्रीणीतात्, आताम् માં आ નો ई, तस् નો ताम्, –क्रीणीताम् क्रीणन्तु માં आ નો લોપ. सिप् નો हि. आ નો

**अक्रीणाताम्, अक्रीणत । अक्रीणीथाः अक्रीणाथाम् अक्रीणीध्वम्**
**अक्रीणि, अक्रीणीवहि, अक्रीणीमहि । क्रीणीयात्, क्रीणीत ।**

ई=क्रीणीहि । तातङ् પક્ષે क्रीणीतात् થસ્ ને तम्, આ ને इ=क्रीणीतम्, य ने तम्, आ ने ई=क्रीणीत । क्रीणानि, क्रीणावः क्रीणाम मा मि ने नि, आट्, ट् ने લોપ, सનો લોપ કરવાં,

આત્મનેપદમાં, श्ना आ ने ई. टिने ए, ए ने आम्, વગેરે કાર્ય કરવાં-**क्रीणीताम्, क्रीणाताम्, क्रीणताम् । क्रीणीष्व, क्रीणाथाम्, क्रीणीध्वम् । क्रीणै, क्रीणावहै, क्रीणामहै ।** રૂપો भू અને एध् ના લોટ્ પ્રમાણે બનાવવા.

क्री+लङ् તેનો तिप्, तम्० વગેરે, ધાતુને अट् નો આગમ-श्ना પ્રત્યય અનુબંધલોપ,, इ નો લોપ, न નો ण=**अक्रीणात्** तस् नो ताम्, ताम् માં ના ના आ નો ई, ङि નો ञित, आ નો લોપ. इ નો લોપ, त् નો લોપ. सिप् ના सના રુત્વ विसर्ग, थस् नो तम्, थनो त, પછી, आ નો ई मिप् નો अम्, પૂર્વરૂપ, वस्, मस् ના स् નો લોપ થઈ મૂળમાં બતાવેલા રૂપો બનાવવા.

આત્મનેપદમાં **अक्रीणीत** लङ તેના, त, आताम् વગેરે अट् નો આગમ, न નો ण, -यास् વગેરે વ્યંજનાદિ પ્રત્યયો પર રહતો आ નો ई, ને સ્વરાદિ પ્રત્યયો=आताम्, अत, વગેરે માં आ નો લોપ કરી મૂળમા બતાવેલા રૂપો બનાવવા क्री+विधिलिङ्, તેનો तिप् तस्० વગેરે, श्ना, અનુબંધલોપ, यासुट् નો આગમ, અનુબંધ લોપ, श्ना ના આકાર નો ई यास् ના स् નો લોપ, सि ના ઇકારનો લોપ, न् નો ण=**क्रीणीयात् । क्रीणीयाताम् । क्रीणीयुः । क्रीणीयाः । क्रीणीयातम्, क्रीणीयात । क्रीणीयाम् क्रीणीयाव, क्रीणीयाम ।**

આત્મનેપદમાં, वि० लिं० त, आताम्० વગેરે सीयुट् અનુબંધ લોપ. स નો લોપ આકારનો લોપ, यू નો લોપ, न नो ण-

क्रीयात् , क्रेपीष्ट । (४११) सिचि वृद्धिः परस्मैपदेषु ७ । २ । १ । इगन्ताङ्गस्य वृद्धिः स्यात् परस्मैपदे सिचि । अक्रैषीत् , अक्रैष्ट । अक्रैष्यत्, अक्रेष्यत । इति क्यादयः ।

(४११) અર્થ—इक् પ્રત્યાહાર ને અક્ષર અન્તમાં છે એવા અંગની વૃદ્ધિ થાય, પરસ્મૈપદ વિષયક સિચ્ પરમાં હોય તો.

क्रीणीत क्रीणीयाताम् , क्रीणीरन् , क्रीणीथाः क्रीणीयाथाम् , क्रीणीध्वम् । क्रीणीय क्रीणीवहि, क्रीणीमहि રૂપો एध् ના વિધિ લિઙ્ગ પ્રમાણે બનાવવા.

---

क्री+આશીર્લિઙ્ તેનો तिप् तस् વગેરે આર્ધધાતુક સંજ્ઞા यासुट् નો આગમ, અનુબન્ધલોપ कित् वद् ભાવ ગુણનો નિષેધ ति ના इ નો લોપ, स् નો स લોપાદિલોપ=क्रीयात् क्रीयास्ताम् क्रीयासुः । क्रीयाः क्रीयास्तम् क्रीयास्त । क्रीयासम् क्रीयास्व, क्रीयास्म

આત્મનેપદમાં क्री+लिङ्, તેનો त; आताम् झ० વગેરે, આર્ધધાતુક સંજ્ઞા सीयुट्, त અને थ ને सुट् બન્નેમાં અનુબન્ધ લોપ, ગુણ, બન્ને स् નો ष्, त નો ट=क्रेषीष्ट क्रेषीयास्ताम् , क्रेषीरन् । क्रेषीष्ठाः, क्रेषीयास्थाम्, क्रेषीध्वम् । क्रेषीय क्रेषीवहि, क्रेषीमहि. રૂપો भू અને एध् આશીર્લિઙ પ્રમાણે બનાવવા.

વ્યા०—क्री लुङ्, તેનો तिप् , तस्, વગેરે, ધાતુને अट् નો આગમ, च्लि, તેનો सिच्, અનુબન્ધલોપ, આર્ધધાતુકસંજ્ઞા "सिचि-वृद्धि०" સૂત્રથી ધાતુ ના ई ની વૃદ્ધિ=ऐ तिना इ નો લોપ, स् નો ष, त ને ईट् નો આગમ=अक्रैषीत् , अक्रैष्टाम् अक्रैषुः । अक्रैषीः अक्रैष्टम्, अक्रैष्ट । अक्रैषम्, अक्रैष्व, अक्रैष्म ।

આત્મનેપદમાં क्री+लुङ् તેનો त, आताम्० વગેરે-च्लि, તેનો सिच् અનુબન્ધ લોપ-ગુણ स् નો ष्, त નો ट=अक्रेष्ट, अक्रेषाताम् अक्रेषत । अक्रेष्ठाः अक्रेषाथाम् अक्रेढ्वम् । अक्रेषि, अक्रेष्वहि, अक्रेष्महि । રૂપો एध् ના લુઙ્ પ્રમાણે બનાવવાં.

## १० अथ चुरादयः।

चुर स्तेये ॥१॥ (४१२) सत्याप-पाश-रूप-वीणा-तूल-श्लोक-सेना-लोम-त्वच-वर्म-वर्ण-चूर्ण-चुरादिभ्यो णिच् ३।१।२५। एभ्यो णिच् स्यात्। चूर्णान्तेभ्यो धात्वर्थे, चुरादिभ्यस्तु स्वार्थे। (४१३) सनाद्यन्ता धातवः ३।१।३२

(१०) હવે ચુરાદિગણ શરૂ થયો.

(૪૧૨) અર્થ-सत्याप=થી લઈ ને चूर्ण સુધીના શબ્દોથી ધાતુના અર્થમાં, અને चुरादि ગણપઠિત ધાતુઓથી स्वार्थ=ધાતુના મૂળ અર્થમાં णिच् પ્રત્યય થાય,

(૪૧૩) અર્થ-सन् થી લઈ णि સુધીના (૧૨) પ્રત્યયો જેનાં અન્તે છે તેમની ધાતુસંજ્ઞા, થાય

વ્યા० क्री+लङ्, तेनो तिप्, तस् झि० વગેરે ધાતુને अट् નો આગમ स्य, આર્ધધાતુકસંજ્ઞા, ગુણ, त् નો यू-ति નાઈકાર નો લોપ=अक्रेष्यत्, तस् નો ताम्=अक्रेष्यताम्, झि નો अन्ति પરરૂપ, इ નો લોપ, त् નો લોપ,=अक्रेष्यन्०। सिप् માં स् ના રૂત્વ વિસર્ગ अक्रेष्यः थस् નો तम् थ નો त=;अक्रेष्यतम् अक्रेष्यत। अक्रेष्यम्, अक्रेष्याव अक्रेष्याम। રૂપો भू ના लङ् પ્રમાણે બનાવવા.

આત્મનેપદમાં,क्री+लङ्, त, आताम्, झ,० વગેરે, अट् નો આગમ, स्य, આર્ધધાતુકસંજ્ઞા, ગુણ, स नो ष=अक्रेष्यत अक्रेष्येताम्, अक्रेष्यन्त। अक्रेष्यथाः अक्रेष्येथाम्, अक्रेष्यध्वम्। अक्रेष्ये, अक्रेष्यावहि अक्रेष्यामहि। રૂપો एध् ના लङ् પ્રમાણે બનાવવા.

(૯) આ પ્રમાણે ક્રયાદિગણ પૂરો થયો.

વ્યા० सन्, क्यच्, काम्यच्, क्यङ्, क्यष्, આચારઅર્થમાં क्विप्, णिच्, यङ्, यक्, आय, ईयङ्, णिङ् આ બાર સનાદિ પ્રત્યયો છે. तिपादि० અર્થાત્ ધાતુથી णिच् પ્રત્યય કરી લઘૂપધા ગુણ=चोरि નીધાતુસંજ્ઞા-કરી, शप्, ગુણ, अव् આદેશ. વગેરે કાર્ય કરવું.

सनादयः कमेणिङन्ताः प्रत्यया अन्ते येषां ते धातुसंज्ञकाः। सन् क्यच्-काम्यच्-क्यङ्-क्यषोऽथाचारक्विप्-णिज् यङौ तथा। यगायेयङ्णिङश्चेति द्वादशाऽमी सनादयः॥ तिप्-शवादि, गुणायादेशौ। चोरयति। (४१४) णिचश्च १।३। ७४। णिजन्तादात्मनेपदं स्यात् कर्तृगामिनि क्रियाफले।

---

(૪૧૪) અર્થ–णिच् જેના અન્તમા છે એવા ધાતુઓથી આત્મનેપદના પ્રત્યયો થાય ક્રિયાનુ ફળ કર્તાને મળતુ હોય તો

વ્યા૦ (૧) चुर=ચોરીકરવી, રેફમા અકાર બોલવા માટે છે. चुर् ધાતુથી "सत्याप" સૂત્રથી णिच् પ્રત્યય, અનુબન્ધલોપ, આર્ધ-ધાતુકસંજ્ઞા, 'पुगन्तलघू०" સૂત્રથી चुर् ના उનો ગુણ=चोरि "सना-द्यता०" સૂત્રથી ધાતુસંજ્ઞા ક્રર્યાબાદ–चोरि+लट्, તેના तिप् तस् વગેરે તેમની સાર્વધાતુક સંજ્ઞા, शप्, અનુબન્ધલોપ "सार्वधातुकार्ध०" સૂત્રથી इનો ગુણ ए, एनो अय्=चोरयति ઉપરમુજબ=चोरय+तस् ના सના રૂત્વવિસર્ગ=चोरयत, ઉપર મુજબ चोरय+झि તેના अन्ति, પરરૂપ, चोरयन्ति, सिप्, थस मा पुनो લોપ, सના રૂત્વવિસર્ગ=चोरयसि, चोरयथः चोरयथ। मिप्, મા प् નો લોપ=चोरयामि वस्, मस्, मा अ नो દીર્ઘ, सना રૂત્વ વિસર્ગ=चोरयावः, चोर-यामः। માણુસ જ્યારે પોતાને માટે ચોરી કરતો હોય ત્યારે णिच् કરેલા चोरि ની ધાતુસંજ્ઞા ઉપર મુજબ કરી लट् લાવી તેના સ્થાનમા "णिचश्च" સૂત્રથી આત્મનોપદનાનાં त, आताम्, झ વગેરે પ્રત્યયો, સાર્વધાતુકસંજ્ઞા, શપ્, ગુણ, અન્ આદેશ, टि अ નો ए=चोरयते चोरयेते चोरयन्ते। चोरयसे चोरयेथे, चोरयध्वे। चोरये. चोरयावहे, चोरयामहे રૂપો. હવેના लट् પ્રમાણે સિદ્ધિ કરવા चोरि+लिट्, "कास्प्रत्ययादाम०" સૂત્રથી आम् પ્રત્યય, તેની આર્ધધાતુકસંજ્ઞા

**चोरयते । चोरयामास । चोरयिता । चोर्यात् । चोरयिषीष्ट । (४१५) णि-श्रि-द्रु-स्रु-भ्यः कर्तरि चङ् ३ । १ । ४८ ण्यन्ताच्छ्र्यादिभ्यश्च च्लेश्चङ् स्यात् कर्तर्थे लुङि परे । (४१६) णेरनिटि ६ । ४ । ५१ । अनिडादावार्धधातुके परे णेर्लोपः स्यात् । (४१७) णौ चङ्युपधाया ह्रस्वः । ७ । ४ । १ । चङ्-**

(૪૧૫) અર્થ-णि અન્તમાં હોય તેવા ધાતુઓથી તથા श्रि, द्रु, स्रु, ધ તુથી રહેલા च्लि નો चङ्, આદેશ થાય, કર્તૃ અર્થમા लुङ् પરેમા હોય તો.

(૪૧૬) અર્થ-अनिद् આર્ધધાતુક પરમા હોય તો णि નો લોપ થાય

(૪૧૭) चङ् છે પરમાં જેના એવા णि પર રહેતાં જે અંગ તેની ઉપધાનો હ્રસ્વ થાય છે.

---

"अयामन्ताल्ल्वा०" સૂત્રથી णिनो अय् આદેશ चोरयाम्=लिट् 'आम.' સૂત્રથી लिट्नी લોપ "कृञ्चानु०" સૂત્રથી लिट પરક कृ, भू अस्नो અનુપ્રયોગ लिट नो तिप्, तस् વગેરે, તેમનો णल, अतुस् વગેરે, कृ नु દ્વિત્વ, અભ્યાસસંજ્ઞા, અભ્યાસનુકાર્ય લોપ કરી, चोरयाम्+चकृ+अ, कृनी વૃદ્ધિ न नो અનુસ્વાર, પરસવર્ણ=**चोरयाञ्चकार**. भू નો અનુપ્રયોગ થાય ત્યારે, **चोरयाम्बभूव**, अस् નો અનુપ્રયોગ થાય ત્યારે **चोरयामास** રૂપો गुप् અને एध् ના लिट् પ્રમાણે સિદ્ધ કરવા, આત્મનેપદમાં **चोरयाचक्रे** રૂ। બનાવવું.

चोरि+लुट्, તેનો तिप्, तस्, આત્મનેપદમાં त, आताम्० વગેરે, तास्, આર્ધધાતુકસંજ્ઞા इट् નો આગમ, ગુણ अय् આદેશ, ति, त, ના અનુક્રમે डा, रौ, रस्. डा=डित् હોવાથી टि-आस् નો લોપ= **चोरयिता** भू, અને एध् ના लुट् પ્રમાણે-બધાં રૂપો બનાવવાં. लृट्માં तिप् तस्०वगेरे. त० आताम्० વગેરે. स्य, આર્ધધાતુકસંજ્ઞા स्य, ને इट्, स नो ष=**चोरयिष्यति** આત્મનેપદમા **चोरयिष्यते** लृट्=, भू ને एध् ના लृट् પ્રમાણે રૂપો બનાવવા

परे णौ यदङ्गं तस्योपधाया ह्रस्वः स्यात् (४१८) चङि ६। १। ११। चङि परे अनभ्यासस्य धात्ववयवस्यैकाचः प्रथमस्य द्वे स्तोऽजादेर्द्वितीयस्य। (४१९) सन्वल्लघुनि चङ्परेऽनग्लोपे ७। ४ ३९। चङ्परे णौ यदङ्गं तस्य योऽभ्यासो लघुपरः तस्य सनीव कार्यं स्यात् णौ अग्लोपे असति। (४२०) दीर्घो लघोः ७। ४। ९४। लघोरभ्यासस्य दीर्घः स्यात् सन्वद्भावविषये। अचचुरत् अचचुरत। इति चुरादयः।

---

(૪૧૮) અર્થ—ચઙ્ પરમાં રહેતા "અભ્યાસ ગ્રા." વગરના ધાતુના અવયવભૂત પ્રથમ એક અચ્ તેનું દ્વિત્વ થાય. અને (અનેક અચ્ વાળા ધાતુઓમાં) અજાદિ=સ્વરાદિ ધાતુથી પર દ્વિતીય=બીજા અક્ષરનું દ્વિત્વ થાય.

(૪૧૯) ચઙ્ છે પરમાં જેના એવા णि પર રહેલા જે અંગ તે અંગનો લઘુ અક્ષર પરમાં છે એવો જે અભ્યાસ, તેને સન્ પર-પર રહેતા જે કાર્ય થતું હોય તે કાર્ય થાય, णिच् પ્રત્યય પર રહેતા અક્=अ, इ, उ, ऋ નો લોપ ન થયો હોય તો.

(૪૨૦) અર્થ—લઘુ અભ્યાસનો દીર્ઘ થાય સન્વદ્ભાવના વિષયમાં

વ્યા૦ નોટ—પરસ્મૈપદમા चोरि બનાવ્યા બાદ **चोरयतु** भू ના લોટ્ પ્રમાણે આત્મનેપદમા एध પ્રમાણે **चोरयताम्**०, બાકીના રૂપો તેજપ્રમાણે બનાવવાં. લઙ્ બન્નેમા **अचोरयत्**० **अचोरयत**० વિધિલિઙ્‌• **चोरयेत्**० **चोरयेत**० પરસ્મૈપદમા આશીલિઙ્મા "णेरनिटि" સૂત્રથી णि નો લોપ=**चोर्यात्** આત્મનેપદમા। **चोरयिषीष्ट**० બાકીના રૂપો भू, અને एध् પ્રમાણે સિદ્ધકરવા. આ દરેક લકારના એક એક રૂપો આપેલા છે. બાકીના [illegible]

चोरि+लुङ् तेने तिप्, तस्, झि० आ० त, आताम् झ० वगेरे, धातुने अट् नो आगम, इ नो लोप, च्लि, तेनो "णिश्रिद्रुस्रुभ्यः" सूत्रथी चङ् नो लोप=अचोरि+अ+ति "णेरनिटि" सूत्रथी णिच् नो लोप, "णौ चङ्यु०" सूत्रथी उपधा ओ नो ह्रस्व=उ, "चङि" सूत्रथी चुर् नुं द्वित्व, अभ्याससंज्ञा, अभ्यासकार्य, "सन्वल्लघु०" सूत्रथी चङ्, परक णि पर रहेता अचुचुर् अंग नो प्रथम चु अभ्यास, लघु-परक छे अने णिच् प्रत्ययकर्यो त्यारे चुर् मांथी अक् नो लोप थयो नथी, माटे सन्वद्भाव थयो. पछी "दीर्घो लघोः" सूत्रथी प्रथम चु ना चकारनो दीर्घ, "इतश्च" सूत्रथी ति ना इकारनो लोप अचूचुरत् रूपबन्युं. ते रीते अचूचुरताम्, । अचूचुरन् अचूचुरः अचूचुरतम् अचूचुरत । अचूचुरम्, अचूचुराव, अचूचुराम । आत्मनेपदमां अचूचुरत, अचूचुरेताम्, अचूचुरन्त । अचूचुरथाः, अचूचुरेथाम् अचूचुरध्वम् । अचूचुरे, अचूचुरावहि, अचूचुरामहि, । रूपो एध् नी माफक्वा. २५

चोरि+लृङ्, तेनो तिप्, तस्० वगेरे, आत्म० मां त, आताम् वगेरे धातुने अट् नो आगम, स्य, आर्धधातुकसंज्ञा, इट् नो आगम, गुण ए नो पू ति ना इनो लोप=अचोरयिष्यत्, अचोरयिष्यताम्, अचोरयिष्यन् । अचोरयिष्यः, अचोरयिष्यतम्, अचोरयिष्यत । अचोरयिष्यम्, आचोरयिष्याव, अचोरयिष्याम, । आत्मनेपदमा, अचोरयिष्यत अचोरयिष्येताम्, अचोरयिष्यन्त । अचोरयिष्यथाः, अचोरयिष्येथाम् अचोरयिष्यध्वम् । अचोरयिष्ये अचोरयिष्यावहि अचोरयिष्यामहि । रूपो एधू ना लङ् प्रमाणे

(१०) चुरादि गण पूरो थयो

---

## अथ ण्यन्तप्रक्रिया

(४२१) स्वतन्त्रः कर्ता १ । ४ । ५४ । क्रियायां स्वातन्त्र्येण विवक्षितोऽर्थः कर्ता स्यात् । (४२२) तत्प्रयोजको हेतुश्च १ । ४ । ५५ । कर्तुः प्रयोजको हेतुसंज्ञः कर्तृसंज्ञः च स्यात् । (४२३) हेतुमति च ३ । १ । २६ । प्रयोजकव्यापारे प्रेषणादौ वाच्ये धातोर्णिच् स्यात् । भवन्तं प्रेरयति भावयति

---

### હવે ણ્યન્ત પ્રક્રિયા શરૂ થઈ

(૪૨૧) અર્થ- ક્રિયામાં સ્વતન્ત્રપણાથી બોલવાની ઈચ્છાવાળા અર્થની કર્મસંજ્ઞા થાય.

(૪૨૨) અર્થ-કર્તાના પ્રયોજક =પ્રેરણા આપનારની "હેતુ" સંજ્ઞા અને કર્તૃસંજ્ઞા થાય.

(૪૨૩) અર્થ-પ્રયોજક=પ્રેરણા કરનારની પ્રવૃત્તિ પ્રેષણાદિ= મોકલવું વગેરે વાક્ય અર્થ થતો હોય તો ધાતુથી णिच् પ્રત્યય થાય (અર્થાત્ णिच् પ્રત્યનો અર્થ પ્રેરણા, મોકલવું શોધાવવું વગેરે છે.)

નોટ=देवदत्तः भवति દેવદત્ત થાય છે. આ અકર્મક કર્તરિ પ્રયોગનું ઉદાહરણ છે. भवन्तं देवदत्तमन्यः प्रेरयति થનારા દેવદત્તને બીજો માણસ પ્રેરણા આપે છે. इति देवदत्तं, अन्यः भावयति આ પ્રેરકનું રૂપ છે. भवतिક્રિયાનો કર્તા દેવદત્ત છે. અને પ્રેરણા અર્થમાં થયેલા णिच् નો भावयति રૂપનો કર્તા अन्यः છે. તેથી "तत्प्रयोजको-" સૂત્રથી अन्यनी કર્તૃસંજ્ઞા અને હેતુસંજ્ઞા થયેલી છે. તેથી भावयति રૂપ નીચે વ્યાખ્યા પ્રમાણે સિદ્ધ થાય છે. તે રીતે पाचयति, खादयति વગેરે રૂપો પ્રેરકના બનાવવાં.

વ્યાખ્યા-छात्रः भवति, છાત્ર થાય છે. भवन्तं छात्रं गुरुः प्रेरयति=इति गुरुः छात्रं भावयति=ગુરુ વિદ્યાર્થીને બનાવે છે. અહીં વિદ્યાર્થીને પ્રેરણા આપનાર ગુરુ છે. તેથી भू ધાતુથી 'हेतुमति च" - ण णिच् પ્રત્યય, ण्, च નો અનુબંધલોપ=भू+इ અહીં "अचोञ्णि-

ति'' સૂત્રથી ભૂની વૃદ્ધિ औ, ''एचोयवायाव'' સૂત્રથી औ નો आव् થઈ=भावि થયાબાદ ''सनाद्यन्ताधातव'' સૂત્રથી તેની ધાતુસંજ્ઞા, પછી लट्, તેના સ્થાનમાં तिप्, અનુબંધલોપ, સાર્વધાતુકસંજ્ઞા, शप, અનુબંધલોપ ફરીથી शप् તેની સાર્વધાતુકસંજ્ઞા ''सार्वधातुकार्धधा०'' સૂત્રથી भावि ના इ નો ગુણ=ए, તેનો 'एचोय०'' સૂત્રથી अय् આદેશ વર્ણસંમેલન થતા **भावयति**, રૂપ બને છે. **भावयतः भावयन्ति । भावयसि भावयथः भावयथ । भावयामि, भावयावः भावयामः** રૂપો મૂતા लट् લકાર પ્રમાણે णिच् કર્યાબાદ भावि બનાવીને સિદ્ધ કરવા

ઉપર વ્યાખ્યામા भवति નો કર્તા छात्र છે. भू ધાતુ અકર્મક છે. બીજા વાકયમા भावयति નો કર્તા પ્રેરક गुरु છે. તેથી ''तत्प्रयोजको०'' સૂત્રથી ગુરૂની કર્તસંજ્ઞા, અને હેતુ સંજ્ઞા થાય છે. તેથી गुरुः કર્તા પ્રથમાના એકવચનમાં મૂકેલ છે. અને પ્રેરક વાકયનું કર્મ छात्र છે તેથી તેની ''कर्तुरीप्सीततम-कर्म'' સૂત્રથી કર્મ સંજ્ઞા ''कर्मणिद्वितीया'' સૂત્રથી તેની'' દ્વિતીયા થાય તેથી छात्र પદ દ્વિતીયામા મૂકેલ **તેથી તે વાકયને પ્રેરક વાકય કહેવાય છે.**

भू+णिच् અનુબંધ લોપ. વૃદ્ધિ आव् કરી भाविની ધાતુસંજ્ઞા लिट्, લાવી'' कास्यनेकाचो' સૂત્રથી आम् પ્રત્યય તેની આર્ધધાતુકસંજ્ઞા ''अयामन्ताम्वा०'' એ સૂત્રથી णि ના इ નો अय આદેશ કરી भावयाम्+लिट् ''आम.'' સૂત્રથી लिट् નો લોપ, ''कृञ्चानुप्रयुज्य०'' સૂત્રથી लिट् પરક कृ, भू , अस् નો અનુપ્રયોગ કરી, लिट् નો तिप् , તેનો णल् , અનુબંધ લોપ, वुक् નો આગમ, અનુબંધલોપ, દ્વિત્વ, અભ્યાસસંજ્ઞા અભ્યાસનુ. કાર્ય વગેરે भू ના लिट् લકાર મુજબ કરી म् નો અનુસ્વાર, પરસવર્ણ થઇ ને **भावयाम्बभूव०** कृના અનુપ્રયોગમાં **भावयाञ्चकार,** अस् ના અનુપ્રયોગમા **भावयामास** રૂપો સિદ્ધ કરવા. બાકીના રૂપો भू ના लिट् પ્રમાણે સિદ્ધ કરવા. लुट्=**भावयिता,** भावि બનાવ્યા બાદ

(४२४) ओः पुयण्ज्यपरे ७ । ४ । ८० । सनि परे यदङ्गं तदवयवाभ्यासोकारस्य इत्स्यात् पवर्ग-यण्-जकारेष्ववर्ण॰ परेषु परतः । भूधातोर्ण्यन्ताल्लुङि अडागमे च्लेश्चङि "णिचि अच आदेशो न द्वित्वे कर्त्तव्ये" इति पूर्वं वृद्धय भावे 'भू' इत्यस्य द्वित्वे अभ्यासकार्ये (भस्य बत्वे ह्रस्वे च) अबुभू+इ+अ त्, इति स्थितौ (परस्य) वृद्धौ आवादेशो

(૪૨૪) અર્થ- સન્ પર રહેતા જે અંગ તેના અવયવભૂત અભ્યાસનો ઉકાર તેનો ઇકાર થાય, પાછળ અકાર હોય તેવા પવર્ગ= પ, ફ, બ, ભ, મ, યણ્-ય્ વ્ ર્ લ્ અને જકાર પરમાં હોય તો.

---

ભૂ લુટ્ લકાર પ્રમાણે બધા રૂપો સિદ્ધ કરવા. લૃટ્=भावयिष्यति= भावि બનાવ્યા બાદ ભૂ ના લુટ્ પ્રમાણે રૂપો બનાવવાં लोट्=भावयतु= भावि બનાવ્યા બાદ ભૂ ના લોટ્ પ્રમાણે રૂપો બનાવવા लङ्=अभावयत् भावि બનાવ્યા બાદ ભૂ ના લઙ્ પ્રમાણે રૂપો બનાવવા विधिलिङ्=भावयेत् भावि બનાવ્યા બાદ ભૂ ના विधिलिङ् પ્રમાણે રૂપો બનાવવા आशीलिङ्= भावि+लिङ्, તેનો तिप् , આર્ધધાતુકસંજ્ઞા, यासुट् નો આગમ, णेर- निटि" સૂત્રથી णिच् ના इ નો લોપ ઇકારનો લોપ, स् નો લોપ. भाव्यात् બાકીના રૂપો ભૂ ના આશીલિઙ્ પ્રમાણે સિદ્ધ કરવા.

વ્યા-ભૂ ધાતુથી णिच्, "અનુબંધ" લોપ, भू+इ "सनाद्यन्ता"સૂત્રથી ધાતુ સંજ્ઞા,लुङ् तिप्, ધાતુને अट् નો આગમ, અનુબંધ લોપ, च्लि, णिश्रिद्रुस्रुभ्यः સૂત્રથી च्लि નો चङ् આદેશ, અનુબંધ લોપ, णिच् ને માની ને भू ની વૃદ્ધિ થવા આવી, અને "चङि" સૂત્રથી भू નું દ્વિત્વ થવા આવ્યું. બન્નેમાથી કોણ થાય ? તે શંકા ને દૂર કરવા મૂળમાં "णिचि अच आदेशो न द्वित्वे कर्तव्य इति॰ णिच् પર રહતા अच् ના સ્થાનમાં આદેશ થતો નથી દ્વિત્વ કરવુ હોય તો,, એ જ્ઞાપન વચનના આધારે અહીં भू નુ દ્વિત્વ કરેલું છે. માટે વૃદ્ધિ થઈ નહીં (णिचि॰ આજ્ઞાપન વચન ओणृ=अपनये ધાતુમાં ઋકારની ઈત્સંજ્ઞા કરી છે તેના થી થાય છે.) તથી अ+भु भू+इ+अ+ति બન્યા બાદ પ્રથમ भू ની અભ્યાસ સંજ્ઞા

णौ चङ्युपधाया ह्रस्वः' इति ह्रस्वे सन्वद्भावे अभ्यासो-कारस्य इत्वे (णिलोपे) 'दीर्घो लघोः' इति दीर्घः—अवी-भवत् । ष्ठा गतिनिवृत्तौ ॥ (४२५) अर्तिह्री-व्ली-री-क्नूयी-क्ष्माय्यातां पुङ् णौ ७।३।३६। स्थापयति=तिष्ठन्तं-प्रेरयति । लुङि-अस्थाप्+इ+ अत् इति स्थितौ द्वित्वेऽभ्यास-कार्ये 'अ थास्थप् इ अत्' इत्यत्र अभ्यासस्य चर्त्वे उपधा-ह्रस्वे , सन्वद् भावे-(४२६) सन्यतः ७।४।७९। अभ्या-सस्यात इत् स्यात् सनि । इति अभ्यासस्य इत्वे पत्वे

---

(૪૨૫) અર્થ–ऋ, ह्री, व्ली, री, क्नूयी, क्ष्मायी, અને, આ-કારાન્ત ધાતુને पुक् નો આગમ થાય છે. णि પરમાં હોય તો

(૪૨૬) અર્થ–અભ્યાસના હ્રસ્વ અકાર નો હ્રસ્વ ઇકાર થાય सन् પર રહેતાં इति॰ એ પ્રમાણે અભ્યાસ નો इकार, सनो पकारु॰ ष्टुत्व=स नो ट थई अतिष्ठप्, इ, अत्=એમ થયુ

---

અભ્યાસનું કાર્ય=ઉકારનો હ્રસ્વ, भू નો बु=अबु भू+इ+ति भू वृद्धिनी भौ, તેનો भाव् આદેશ "णौचङ्युपधा॰" સૂત્રથી ઉપધા નો હ્રસ્વ "णेरनिटि" સૂત્રથી णिच् ના ઇકાર નો લોપ "सन्वल्लघुनि॰" સૂત્રથી सन्वद्भाव" ओः पुयण्॰ સૂત્રથી बु ના ઉકાર નો ઇકાર "दीर्घो लघो." સૂત્રથી ઇકાર નો દીર્ઘ ઈકાર "इतश्च" સૂત્રથી तिना ઇકાર નો લોપ થઈ अवीभवत् રૂપ બને છે. अवीभवताम्, अवीभवन् । अवीभवः अवीभवतम् अवीभवत । अवीभवम्, अवीभवाव, अवीभवाम। રૂપો अवीभव, કર્યા પછી भू ના लुङ् પ્રમાણે રૂપો બનાવવા.

लुङि–अस्थाप्+इ+ति એમ બન્યા પછી. દ્વિત્વ, અભ્યાસ કાર્ય કરી अ स्थाथाप् इ अत् અહીં અભ્યાસનો હ્રસ્વ કરી, અભ્યાસનું ચર્ત્વ કરી, સન્વદ્ ભાવ -કરીને- अभावयिष्यत्=भावि બનાવ્યા પછી.भू

मितां ह्रस्वः ६ । ४ । ९२ । घटादीनां ज्ञपादीनां च ह्रस्वः । (घटादयो ज्ञपादयश्च मितः ।) घटयति । अजीघटत् । ज्ञप ज्ञाने ज्ञापने च । ज्ञपयति । अजिज्ञपत् ॥ इति ण्यन्तप्रक्रिया ।

---

વ્યા૦—સ્થા+ણિચ્ પુક્, અનુબંધ લોપ=સ્થાપિ+લુઙ્ તિપ્ અટ્ નો આગમ, ચ્લિ, તેનો ચઙ્ અનુબંધલોપ ણિચ્ નો લોપ સ્થાપ્ નું દ્વિત્વ અભ્યાસસંજ્ઞા, અભ્યાસકાર્ય "શર્પૂર્વાઃ ખયઃ" સૂત્રથી સ ને પ નો લોપ, અભ્યાસનો હ્રસ્વ, થ નો ત "અભ્યાસે ચર્ચ૦" સૂત્રથી ચર્ત્વ ઇત્યાદિ, "સન્વતઃ" સૂત્રથી તના અકાર નો ઇકાર=તિ નો ષ્=અતિષ્ઠ પ્+અ+ત્ "તિષ્ઠતેરિત્" સૂત્રથી ઉપધા આકારનો ઇકાર, "ઇતશ્ચ" સૂત્રથી ત્રિ ના ઇકાર નો લોપ=અતિષ્ઠિપત્, રૂપ બને છે. લૃઙ્ માં અસ્થાપયિષ્યત્ આદીનાં રૂપો સ્થાપિ બનાવ્યા બાદ ભૂ ધાતુના લુઙ્ અને લૃઙ્ પ્રમાણે સિદ્ધ કરવા.

વ્યા૦—ઘટ ધાતુથી ણિચ્ અનુબંધલોપ, ઉપધાવૃદ્ધિ=ઘાટિ "ઘટાદયો૦ સૂત્રથી મિત્ સંજ્ઞા "મિતાં હ્રસ્વ" સૂત્રથી ઉપધાનો હ્રસ્વ,=ઘટિ+ની ધાતુસંજ્ઞા લટ્, તિપ્ શપ્, અનુબંધ લોપ, ગુણ, અય્ આદેશ.=ઘટયતિ । લિટ્ માં ઘટયાઞ્ચકાર, ઘટયામ્બભૂવ, ઘટયામાસ । લુટ્ માં=ઘટયિતા । લૃટ્ માં=ઘટયિષ્યતિ । લોટ્માં=ઘટયતુ । લઙ્ માં=અઘટયત્ । વિધિલિઙ્માં ઘટયેત્ । આશીર્લિઙ્માં=ઘટ્યાત્ । લુઙ્માં=ઘટ, ણિચ્, ઉપધાવૃદ્ધિ, મિત્સંજ્ઞા, હ્રસ્વ, ધાતુસંજ્ઞા, લુઙ્, તિપ્, ચ્લિ, ચઙ્, દ્વિત્વ, અભ્યાસસંજ્ઞા, અભ્યાસનું કાર્ય, સન્વદ્ભાવ=અજઘટ્+ઇ+અ+ત્ ણિનો લોપ "સન્વતઃ" સૂત્રથી જના અકાર નો ઇકાર="દીર્ઘો લઘોઃ" સૂત્રથી ઇ નો દીર્ઘ, ણિ ના ઇ નો લોપ=અજીઘટત્. લૃઙ્ માં અઘટયિષ્યત્ । આદીના રૂપો ઘટિ બનાવ્યા બાદ ભૂ પ્રમાણે સિદ્ધ કરવા

આ પ્રમાણે જ્ઞપ્—આદિનું ધાતુમાં પણ જ્ઞપ+ણિચ્ ઉપધાવૃદ્ધિ, મિત્ સંજ્ઞા, હ્રસ્વ, જ્ઞપિ નો ધાતુસંજ્ઞા લટ્, તિપ્, શપ્, ગુણ, અય્ આદેશ થી-ज्ञपयति । ज्ञपयाञ्चकार । ज्ञपयाम्बभूव । ज्ञपयामास । ज्ञपयिता । ज्ञपयिष्यति । ज्ञपयतु । अज्ञपयत् । ज्ञपयेत् । ज्ञप्यात्

## अथ सन्नन्तप्रक्रिया ।

(४२९) धातोः कर्मणःसमानकर्तृकादिच्छायां वा ३ । १ । ७ । इषिकर्मण इषिणैककर्तृकाद्धातोः सन् प्रत्ययो वा स्यादिच्छायाम् । पठ व्यक्तायां वाचि । (४३०) सन्यङोः ६ । १ । ९ । सन्नन्तस्य यङन्तस्य च प्रथमस्यैकाचो द्वे स्तोऽजादेस्तु द्वितीयस्य । पठितुमिच्छति पिपठिषति । कर्मणः किम्—गमनेनेच्छति । समानकर्तृकात्किम्—शिष्याः पठन्त्वितीच्छति गुरुः । वाग्रहणाद्वाक्यमपि लुङ्सनोर्घस्लृ (४३१) सस्यार्धधातुके ७ । ४ । १६ । सस्य तः स्यात्सा-

---

### હવે સન્નન્ત પ્રક્રિયા શરૂ થઈ.

(૪૨૯) અર્થ—इष् ધાતુના કર્મ તરીકે રહેલા તથા इष् ધાતુની સાથે એક કર્તૃત્વસંબન્ધવાળા ધાતુથી सन् પ્રત્યય વિકલ્પે થાય, ઇચ્છા અર્થમાં.

(૪૩૦) અર્થ—सन् અને यङ પ્રત્યયાન્ત ધાતુના પ્રથમ એક અચનું દ્વિત્વ થાય, ધાતુ જો અજાદિ હોય તો દ્વિતીય અક્ષરનું દ્વિત્વ થાય.

(૪૩૧) અર્થ—સકારનો તકાર થાય, સકારાદિ આર્ધધાતુક પર રહેતાં.

---

વ્યા—लुङ् માં ज्ञपि, કર્યા બાદ ઉપર પ્રમાણે પ્રક્રિયા કરી=अजिज्ञपत् । અહીં "दीर्घो लघोः" સૂત્રથી દીર્ઘ થતો નથી કારણ કે ज्ञ જોડાક્ષર હોવાથી "संयोगे गुरु" સૂત્રથી जि ગુરુ છે. લઘુ નથી. । लृङ् મા अज्ञपयिष्यत् બાકીનાં રૂપો ज्ञपि બનાવી ને भू ધાતુ પ્રમાણે સિદ્ધ કરવાં.

### ણ્યન્તપ્રક્રિયા પૂરી થઈ.

વ્યા० पठ्=સ્પષ્ટ બોલવું, पठितुम् इच्छति बालकः=બાલક ભણવાને માટે ઇચ્છા કરે છે, અહીં पठ् અને इष् ધાતુનો કર્તા બાલક છે. તથા इष् ધાતુનું કર્મ पठ् છે. તેથી पठ् ધાતુથી "धातोः कर्मणः०" સૂત્રથી सन् પ્રત્યય, "आर्धधातुक०" સૂત્રથી सन् ની આર્ધધાતુકસંજ્ઞા, "आर्धधातुकस्येड्०" સૂત્રથી इट् નો આગમ ટિત્ હોવાથી આદિમાં મૂકી पठ्+इ+स "सन्यङोः" સૂત્રથી पठ् નું દ્વિત્વ, અભ્યાસસંજ્ઞા. અભ્યાસનું કાર્ય

"सन्यतः" સૂત્રથી અભ્યાસના अ નો इ=पिपठि+स, "आदेशप्रत्यययोः" સૂત્રથી स નો ष "सनाद्यन्ता॰" સૂત્રથી ધાતુસંજ્ઞા, लट् तिप् शप् અનુબંધ લોપ "अतोगुणे" સૂત્રથી પરરૂપ=पिपठिषति । पिपठिष બનાવ્યા બાદ દરેક લકારો લાવીને તે તે લકારનાં રૂપો भू પ્રમાણે સિદ્ધ કરવાં. लिट्=पिपठिषाञ्चकार, पिपठिषाम्बभूव पिपठिषामास लुट्માં=पिपठिषिता, लृट्માં=पिपठिषिष्यति लोट्માં=पिपठिषतु । लङ्માં=अपिपठिषत् । विधिलिङ्માં=पिपठिषेत् । આશીર્લિઙ્માં=पिपठिष्यात् । लुङ्માં=अपिपठिषीत् । लृङ्માં अपिपठिषिष्यत् અનુક્રમે દશ લકારનાં રૂપો भू પ્રમાણે બનાવવાં.

સૂત્રમાં कर्मणः किम् इष् ધાતુના કર્મથી सन् થાય તેમ શા માટે કહ્યું, જો કર્મ પદ ન રાખ્યું હોત તો गमनेन इच्छति बालकः=બાલક જવા વડે ઇચ્છા કરે છે. આ વાક્યમાં गमन इष ધાતુનું કર્મ નથી પણ કરણ છે. તેથી તેનાથી પણ सन् પ્રત્યય થવા આવે सन् પ્રત્યય ન થાય માટે સૂત્રમાં कर्मण પદ મૂકવામાં આવેલું છે.

समानकर्तृकात् किम् । બન્નેનો કર્તા સમાન=એક હોવો જોઈએ એમ શા માટે સૂત્રમાં કહ્યું ? "शिष्याः पठन्तु इति इच्छति गुरुः" છાત્રો ભણે એમ ગુરુ ઇચ્છે છે. આ વાક્યમાં पठ्નો કર્તા શિષ્ય છે ને इष् ધાતુનો કર્તા ગુરુ છે બન્ને ભિન્ન છે તેથી આવાં વાક્યોમાં पठ् ધાતુથી सन् પ્રત્યય થઇ શકે નહીં, તે જણાવવા માટે समा॰ એમ મૂળમાં કહેલું છે. સૂત્રમાં च ગ્રહણ કરેલું છે તેથી सन् પ્રત્યય વિકલ્પે થાય છે. તેથી पठितुम् इच्छति छात्रः, આ રીતે વાક્ય પણ રહી શકે ને અર્થ पिपठिषति ના જેવો જ થાય છે. માટે મૂળમાં वा ग्रह॰ એમ લખેલું છે.

વ્યા૦-(बालकः) अत्तुम् इच्छति=બાલક ખાવાની ઇચ્છા કરે છે અહીં अद् ધાતુથી "धातोः समान॰" સૂત્રથી सन् પ્રત્યય, તેની આર્ધધાતુકસંજ્ઞા "लुङ्सनो॰" સૂત્રથી अद् નો घस्लृ આદેશ અનુબંધ લોપ "सन्यङोः" સૂત્રથી घस्નું દ્વિત્વ.

द्यार्धधातुके । अत्तुमिच्छति जिघत्सति । (४३२) अज्झनगमां सनि ६ । ४ । १६ । अजन्तानां हन्तेरजादेशगमेश्च दीर्घो झलादौ सनि । (४३३) इको झल् १ । २ । ९ । इगन्ताज्झलादिः सन् कित् स्यात् । कर्तुमिच्छति-चिकीर्षति । (४३४) ऋत इद्धातोः ७ । १ । १०० । ऋदन्तस्य धातोरङ्गस्य इत् स्यात् । (४३५) सनि ग्रह-गुहोश्च ७ । २ । १२ ग्रहेर्गुहेरुगन्ताच्च सन इण् न स्यात् । बुभूषति । इति सन्नन्ताः

---

(४३२) અર્થ–અજન્ત ધાતુઓ, હન્ ધાતુ, અને અચ્‌ના સ્થાનમાં આદેશ થયેલા ગમ્ ધાતુનો દીર્ઘ થાય झल्=પ્રત્યાહારનો અક્ષર આદિમાં છે તેવા સન્ પર રહેતા.

(૪૩૩) અર્થ=इक्=इ उ, ऋ, ऌ, જેના અન્તે હોય તેવા ધાતુઓથી પર આવેલા झलादि સન્‌ને કિત્ થાય.

(૪૩૪) અર્થ=દીર્ઘ ऋકારાન્ત ધાતુના અંગના સ્થાનમાં હ્રસ્વ इकार થાય

(૪૩૫) અર્થ=ग्रह, गुह, અને उगन्त ધાતુઓથી પર આવેલા સન્‌ને इट्‌નો આગમ થતો નથી.

---

અભ્યાસ સંજ્ઞા અભ્યાસનું કાર્ય=સલોપ કુત્વ=जघस्+स–मा "सन्यतः" સૂત્રથી અભ્યાસ=ज ના અકારનું इत्व "स स्यार्ध०-સૂત્રથી સ્‌નો त्=जिघत्सनी ધાતુ સંજ્ઞા લટ્, તિપ્, શપ્, અનુબન્ધલોપ, સર્વધાતુકસંજ્ઞા, પરરૂપ जिघत्सति । जिघत्साञ्चकार । जिघत्साम्बभूव, जिघत्सामास । जिघत्सिता । जिघत्सिष्यति । जिघत्सतु । अजिघत्सत् । जिघत्सेत् । जिघत्स्यात् । अजिघत्सीत् अजिघत्सिष्यत् । વગેરે દશ લકારનાં રૂપો जिघत्स બનાવી ને भू પ્રમાણે સિદ્ધ કરવાં.

વ્યા૦–कर्तुम् इच्छति=તે કાર્ય કરવાની ઇચ્છા કરે છે અહીં डुकृञ् કરવું (ગણવું,) ધાતુના डु અને ञ् નો અનુબન્ધ લોપ 'धातो समान०" સૂત્રથી સન્ પ્રત્યય, न् નો લોપ આર્ધધાતુક સંજ્ઞા "अज्झनगमा०' સૂત્રથી ऋ નો દીર્ઘ 'इको झल" સૂત્રથી સન્ ને કિત્ કર્યો ગુણ થવા આવ્યો પરન્તુ

